# જ્યારે જ્યારે અત્તર અથવા સેન્ટ
# ખરીદવા બજારમાં જાઓ ત્યારે




## ઓટો-દીલબહાર

( રજીસ્ટર્ડ )

**નામ … ખજો**

જેથી તમો એક ખરેખરી દીલને આનંદકારક વસ્તુ મેળવી શકશો. … લોકો લગ્ન પ્રસંગે, મોજલસમાં … ખતે, તથા રૂડા કાર્ય પ્રસંગે **ઓટો દી… હાર** જ વાપરે છે, કારણકે તેના ફક્ત થોડાં ટીપાં લગાડ… …શ, ચંમેલીના બગીચાની માફક સુગંધી બહેક બહેક થઈ … **ઓટો દીલ-બહાર** જેવી સુગંધ બીજા કોઈ પણ ભળતા ના… સેન્ટ અથવા અત્તરમાં મેળવી શકશો નહી, માટેજ તમો

## ઓટો-દીલબહાર ( …ર્ડ )

યાદ રાખજો અને બાટલી નામ વાંચી તપાસીને લેજો, નહીતો કેટલાક લબાડ વેપારીઓ ભળતા નામના સેન્ટ વધારે નફાની લાલચે તમોને ઠેસવી દેશે.

કીંમત અરધા ઔંસની ફેન્સી બાકસવાળી
બાટલી ૧ ના રૂ. ૨-૦-૦ વી. પી. ખર્ચ જુદું.
૦ ઔંસની બાટલીનો રૂ. ૧-૪-૦ … પી. ખર્ચ જુદું.

**ધી એંગ્લો ઇન્ડીઅન ડ્રગ એન્ડ કેમીકલ કું.**

નં. ૧૫૫ (બી) જુમા મસજીદ—**મુંબઈ નં. ૨**

માથાનો દુઃખારો, સળેખમ, શરીરનો દુઃખારો, હાથમાં તથા પગમાં, છાતીમાં, કમરમાં, વાંસામાં અથવા શરીરના હરકોઇ ભાગમાં "વા" (પવન) થી થઈ આવતો દુઃખાવો, અથવા તેનું જકડાઈ જવું, વિગેરે

દરદો ઉપર

ઓડમેન્સ

# સાઇપ્રસ સાલ્વ (રજીસ્ટર્ડ)

રામબાણ ઈલાજ છે.



આ મલમ જરા લઇ ફક્ત થોડી મીનીટ મસળવાથી દુઃખારાવાળા ભાગમાં પ્રવેશ થઈ આરામ કરનારી અસર ઉપજાવે છે અને દરદ ઝડપથી દુર કરે છે. જરૂરના પ્રસંગે તાત્કાળીક ઉપયોગ માટે એક પોટ સાથે રાખવો જોઈએ.

કીંમત ૧ પોટના રૂ. ૧-૦-૦.

પોસ્ટેજ પેકીંગ ખર્ચ રૂ. ૦-૫-૦.

## ગરમીના રોગો ઉપર

# કયુરેલાઈન (રજીસ્ટર્ડ.)

વાપરો. પીચકારીની જરૂર રહેતી નથી. ફક્ત ... અગન બંધ થાય છે.

ગરમી, પશાબમાં થતી અગન, પેશાબ... લાલચે આવવું, તેમજ ગમે તે કારણથી થએલી ગરમીને ત...

ફક્ત બે ભાગ પીવાથી પેશાબમાં થતી અગન દુર થાય છે અને ત્રણ ચાર દીવસમાં દરદ તદ્દન નાબુદ થાય છે. આ દવા જંતુવિપનાશક (Antiseptic) હોવાથી પીચકારી મારવાની જરૂર રહેતી નથી. એક એક ભાગ દીવસમાં ત્રણ વખત દુધ સાથે લેવો. તેલ, મરચાં, ખટાશ વીગેરે ગરમ ચીજો ખાવી નહી.

કીંમત ૧ બાટલીના રૂ. ૨-૮-૦ વી. પી. ખર્ચ રૂ. ૦-૬-૦ જુદા.

**ધી એંગ્લો ઈન્ડીઅન ડ્રગ એન્ડ કેમીકલ કંપની.**

નં. ૧૫૫ (બી) જુમા મસ્જીદ, **મુંબાઈ નં. ૨.**

# કુમારી કામંદકી.

[ સુબોધક સામાજિક નવલકથા ]

પ્રયોજક

મણિલાલ જેઠાલાલ વ્યાસ.
જમાલપુર, સાળવીની પોળ—અમદાવાદ.


હૃદય સકલ મારૂં અર્પિયું જેહને મે,
થઈ અનુરત જેમાં હૂભગ્યા તાતને એ,
જીવતર મુજ જેના પ્રેમ માટે જ ધારૂં,
હૃદય અચલ તેનું પૂર્ણ શ્રદ્ધાયિ માનું.

રાઈનો પર્વત.



વી




રી શરાંગ અમદાવાદ
મુદ્રી આપેરી, ટંકો પોળમાં આવેલા "પ્રજાબંધુ પ્રિન્ટીંગ વર્કસ" માં
ચીમનલાલ મોહનલાલ મોદીએ છાપીને પ્રસિદ્ધ કર્યું.

વિક્રમ સંવત્ ૧૯૮૧. ઈ. સ. ૧૯૨૫.
આવૃત્તિ ૧ લી. પ્રત ૩૪૦૦.

મૂલ્ય રૂ. ૧

# અર્પણ.

સ્વર્ગસ્થ પરમપૂજ્ય પિતાજી

શાસ્ત્રમાં કહ્યું છે, કે—

पिता स्वर्गः पिता धर्मः पिता हि परमं तपः।
पितरि प्रीतिमापन्ने प्रीयन्ते सर्व देवताः॥

કિન્તુ પિતાજી ! એ શ્લોકનો ભાવાર્થ હું સમજતાં શીખ્યો તે પહેલાં એટલે કે મને બાલ્યાવસ્થામાં જ મૂકીને આપ સ્વર્ગે સીધાવ્યા છો, તેથી આપના વાત્સલ્ય-પ્રેમરૂપી દૈવી ઉપકારનો બદલો હું વાળી શક્યો નથી—વાળવાનો હવે અવકાશ જ આપ્યો નથી. આપના એ અમૂલ્ય ઉપકારોનો બદલો વાળવાની તીવ્ર આકાંક્ષા મારા મનમાં જ રહી ગઈ; તે હવે તો ફક્ત આ મારી ક્ષુદ્ર કૃતિરૂપી પુષ્પ આપના ચરણકમળમાં સમર્પિત કરીને જ યત્કિંચિત્ પૂરી કરૂં છું.

આપનો ચિરઋણી પુત્ર

મણિલાલ.

# પ્રસ્તાવના.

આજથી લગભગ ત્રણ-ચાર વર્ષ પહેલાં લખવા માંડેલી પ્રસ્તુત નવલકથા આજે હું પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી વાચક જનોના કરકમળમાં સમર્પિત કરવાને ભાગ્યશાળી થયો છું. પ્રસ્તુત નવલકથા જ્યારે મેં લખવા માંડી, ત્યારે તે ચાર-છ મહિને પૂરી લખાઈ રહેશે એવી મારી ધારણા હતી પરન્તુ **ईश्वरेच्छा बलीयसी** છે.

પ્રસ્તુત નવલકથામાં એક સામાજિક ચિત્ર આલેખવામાં આવ્યું છે અને તેમાં જુદા જુદા સ્વભાવનાં અનેક પાત્રોની ગુંથણી કરવામાં આવી છે. જે પાત્રોમાં અસત્ય, પાપ, પ્રપંચ, વિશ્વાસઘાત, ઠગાઇ અને લુચ્ચાઇ દૃશ્યમાન થાય છે, તેમને આખરે નઠારાં ફળ ભોગવવાં પડયાં છે અને જે સત્યવાદી, ધર્મિષ્ઠ, ભગવદ્‌ભક્ત તથા પવિત્ર આચરણવાળાં છે, તેઓ સુખી થયાં છે. આ જગતમાં મનુષ્યો જેવાં આચરણ આચરે છે, તેવાં ફળો તેમને ભોગવવાં પડે છે એ નિર્વિવાદ છે. પાપી મનુષ્યોને તેમનાં કરેલાં પાપનો બદલો જરૂર ભોગવવો પડે છે, અને સદ્‌વિચારશીલ મનુષ્યોને તેમના સદ્‌વર્તનથી આખરે સુખ પ્રાપ્ત થયા વિના રહેતું નથી: એવી લોકોની શ્રદ્ધા કેળવવી તે આ નવલકથાનો મુખ્ય આશય છે. એ આશય આ નવલકથાથી કેટલે અંશે પાર પડે તેમ છે તેનું નિરાકરણ કરવાનું કાર્ય હું વાચક જનોને સોંપું છું.

પ્રસ્તુત નવલકથા બંગાળી ભાષાના "ઋણપરિશોધ" નામક પુસ્તકના આધારે લખી છે, જે માટે તે પુસ્તકના લેખક શ્રી. કાલીપ્રસન્ન દાસ ગુપ્તનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

તા. ૧૫-૧-૧૯૨૫.
જમાલપુર, સાળવીની પોળ,
અમદાવાદ.

મણિલાલ જેઠાલાલ વ્યાસ.

# 'પ્રજાબંધુ' ની ભેટો.

| પુસ્તકનું નામ. | | | ઇ. સ. | મૂલ્ય. |
|---|---|---|---|---|
| * અઢારમી સદીનું મહારાષ્ટ્ર | ... | ... | ૧૯૧૦ | રૂ. ૧ા |
| ધારાનગરીનો મુંજ | ... | ... | ૧૯૧૧ | રૂ. ૧ા |
| * સિંધ ઉપર સ્વારી | ... | ... | ૧૯૧૨ | રૂ. ૧ા |
| * સોમનાથનું શિવલિંગ | ... | ... | ૧૯૧૩ | રૂ. ૧ા |
| * નિઝામશાહીનો વફાદાર વઝીર... | | ... | ૧૯૧૪ | રૂ. ૧ા |
| * પાટણની પડતીનો પ્રારંભ ... | | ... | ૧૯૧૫ | રૂ. ૧ા |
| * વસઇનો ઘેરો ... | ... | ... | ૧૯૧૬ | રૂ. ૧ા |
| ગુજરાતની ગર્જના | ... | ... | ૧૯૧૭ | રૂ. ૧ા |
| * મહારાષ્ટ્રનું નૌકાબળ | ... | ... | ૧૯૧૮ | રૂ. ૧ા |
| * રત્ન-મંદિર ... | ... | ... | ૧૯૧૯ | રૂ. ૧ા |
| * ભાગ્યશાળી અમરસિંહ | ... | ... | ૧૯૨૦ | રૂ. ૧ા |
| * કોન્સ્ટેન્ટિનોપલની કથા | ... | ... | ૧૯૨૧ | રૂ. ૧ા |
| * સંભાજીનું રાજ્યારોહણ | ... | ... | ૧૯૨૨ | રૂ. ૧ા |
| * પુનરૂત્થાન ... | ... | ... | ૧૯૨૩ | રૂ. ૧ા |
| * સ્વતંત્રતાના સિદ્ધાન્તો | ... | ... | ૧૯૨૪ | રૂ. ૧ા |
| કુમારી કામન્દકી ... | ... | ... | ૧૯૨૫ | રૂ. ૧ા |

* આ પુસ્તકોની થોડી થોડી પ્રતો સીલીક છે, તે 'પ્રજાબંધુ' ના ગ્રાહકોને દરેક રૂ. ૦-૧૨-૦ ની કીંમતે મળશે. બીજાઓને પૂરી કીંમતે મળશે.

'પ્રજાબંધુ' પત્રની ઑફીસ,
આડીયા—અમદાવાદ.

# અનુક્રમણિકા

# કુમારી કામોદિની

## પ્રકરણ ૧ લું.

### યશોદા.

રામશંકર પંડ્યા પૂજામાં બેઠા છે, તેમની સન્મુખ યશોદા બેઠી છે. યશોદાએ અત્યારે ગુલાબી રંગની સુશોભિત સાડી પરિધાન કરેલી છે અને લલાટમાં રક્તચંદનની અર્ચા કરેલી છે. યશોદાના ઉજ્જ્વલ અને પ્રફુલ્લ મુખની કાન્તિથી દેવમંદિરમાં અપૂર્વ જ્યોતિ ઝળહળી રહી છે. યશોદા જાણે યશોદા નહિ, કિન્તુ કોઈ દેવબાળા રામશંકર પંડ્યાની અચળ ભક્તિથી આકર્ષાઈને તેમના પૂજાના આસનની પાસે આવીને બેઠી હોયની, તેવું દૃશ્ય નજરે પડે છે. પૂજાની નિયમિત ક્રિયા સમાપ્ત કરીને રામશંકર પંડ્યા પોતાની આંખો બંધ કરીને ધ્યાનગ્રસ્ત થઈને બેસી ગયા છે.

યશોદા દેવીની સ્તુતિ ગાવા લાગી. યશોદાના મધુર સંગીતધ્વનિથી પૂજાનું ગૃહ પ્રતિધ્વનિત થઈ ઉઠ્યું. આંગણાને તથા બગિચાને પણ પ્રતિધ્વનિત કરીને તે મધુર સુરતરંગ છેવટે આકાશમાં ચડીને પવનની લહરીઓ સાથે ગાજવા લાગ્યો. આડોશીપાડોશી હાથમાં લીધેલું કાર્ય હાથમાં જ રાખીને મુગ્ધ કર્ણે તે મધુર સંગીત સાંભળવા લાગ્યાં. ગૃહના ખૂણામાં બેઠેલી બિલાડીએ તે ગાયન સાંભળીને પોતાની આંખો મીંચી વાળી! ઘરના આંગણામાં કુતરાઓ આવીને ઉંચાં મોઢાં રાખીને તે ગાયન સાંભળવા લાગ્યાં. બગિચામાંનાં વૃક્ષો પર કિલકિલાટ કરતાં પક્ષીઓ આ મધુર ગાયન સાંભળીને એકાએક શાન્ત થઈ ગયાં!

બાલિકાનું આ અત્યંત મનોહર સ્તુતિગીત સાંભળીને રામશંકર પંડ્યા પણ મુગ્ધ બની જઈને ગંભીર ધ્યાનનિમગ્ન થઈને નિશ્ચલ, નિસ્પંદ અને નિસ્તબ્ધ અવસ્થામાં પોતાને આસને બેઠી રહ્યા. ભક્તિમાં લીન થઈ ગએલા તેમના ઉજ્જ્વલ મુખ તરફ યશોદા એકદૃષ્ટે જોઈ રહી. ભક્તિના તરંગોમાં ભક્તિના તરંગો મળી ગયા અને નાનકડા પૂજાના ગૃહમાં ભક્તિરૂપી ગંગાની રેલ રેલાઈ રહી!

તે ભક્તિરૂપી ગંગાના પ્રવાહમાં ઘસડાઈ જઈને ડુબકાં ખાતા તથા ભક્તિરૂપી ગંગાના જળપાનથી સંતુષ્ટ થએલા રામશંકર પંડ્યાએ ગદ્‌ગદ્ કંઠે દેવીનું સ્તોત્ર ભણીને દેવીને પ્રણામ કર્યા. યશોદાએ પણ સાથે પ્રણામ કર્યા. આંખોમાં આવી ગએલાં ઝળઝળીઆં સાથે રામશંકર પંડ્યાએ યશો-

મુખ સામે જોઇને મંદ સ્મિત કર્યું. યશોદાએ પણ અશ્રુસિક્ત નયને હાસ્ય કરીને તેમની સામે જોયું. જગત્માં દુર્લભ એવા તે હાસ્ય અને ના મિલનથી મુગ્ધ બની જઇને સ્વર્ગના દેવોએ આવીને મંદમંદ હાસ્ય ને જાણે તે ક્ષુદ્ર ગૃહને દેવાત્મમય દેવપુરી બનાવી મૂકયું હોયની, એવું યારે તે પૂજાગૃહ શોભી રહ્યું હતું.

યશોદા બોલી: "દાદા! પુનઃ ધ્યાન ધરી જાઓ અને પુનઃ દેવીનું ાત્ર બોલો."

રામશંકર પંડ્યા બોલ્યા: "પુત્રી! તું એક બીજું સ્તોત્ર બોલ. રા મુખેથી જો હું ફરીથી એક વાર દેવીનું નામ ન સાંભળુ તો હું ધ્યાન રી ન શકું. દીકરી! તેં જ મને ધ્યાન ધરતાં શીખવ્યું છે. પ્રથમ જ્યારે ધ્યાનમાં બેસતો ત્યારે મારૂં મન ધ્યાનમાં એકાગ્ર થતું નહિ, કિન્તુ તારા ધુર સંગીતથી તથા તારા મુખેથી દેવીની સ્તુતિ સાંભળવાથી મારૂં મન દેવીના ધ્યાનમાં તન્મય બની જાય છે. પ્રાણ અને મન એકી વારે દેવીની ભક્તિમાં લીન થઈ જાય છે!"

યશોદા બીજી વાર દેવીની સ્તુતિ બોલવા લાગી. રામશંકર પંડ્યા તે સ્તુતિ સાંભળતા સાંભળતા પુનઃ ધ્યાનમાં નિમગ્ન થયા. ધ્યાનમાંથી જાગૃત થયા પછી તેમણે દેવીનું સ્તોત્ર ભણીને દેવીને પ્રણામ કર્યા. યશોદાએ પણ સાથે પ્રણામ કર્યા.

એટલામાં એક વિધવા સ્ત્રીએ આવીને પૂછ્યું: "પૂજા હવે સમાપ્ત થઈ, દાદા?"

વિધવાની ઉંમર લગભગ ૩૦-૩૨ વર્ષની થવા આવી હતી. વૈધવ્યના દુઃખથી તેના ક્ષીણ થઈ ગએલા દેહમાં અને મલિન મુખમાં તેના પ્રથમના અતુલ સૌંદર્યની રેખાઓ હજી પણ દૃશ્યમાન થતી હતી. તેના વદનમંડળ ઉપર છવાઈ ગએલી શોકની છાયામાંથી શાન્તિ અને તૃપ્તિનું મધુર હાસ્ય સ્ફુરી ઉઠતું હતું. અનેક દુઃખો સહન કર્યા પછી તેનું સુખ આશા વિનાનું-વ્યર્થ જીવન જાણે હવે કાંઇક શાન્તિની પ્રાપ્તિ કરી શક્યું હોય, તેમ તેના મુખ ઉપરથી જણાઈ આવતું હતું. ગત સમયમાં સહન કરેલાં દુઃખની સ્મૃતિ જાણે હવે તેના હૃદયને વ્યથિત કરી શકતી નથી, એમ લાગતું હતું.

એ અનાથિની, અજ્ઞાનકુળશીલા, વિધવા બ્રાહ્મણ સ્ત્રી રામશંકર પંડ્યાને ઘેર આશ્રય લઇને રહી હતી. રામશંકર પંડ્યા તેને પોતાની પુત્રી તરીકે પોતાના ગૃહમાં રાખીને તેનું પાલનપોષણ કરતા હતા. તે વિધવાનું નામ નર્મદા હતું અને યશોદા તેની પુત્રી થતી હતી.

નર્મદા બોલી: "પૂજા હવે સમાપ્ત થઈ, દાદા?"

રામશંકર પંડ્યા બોલ્યા: "હા પુત્રી, પૂજા તો ક્યારનીએ સમાપ્ત થઈ રહી છે, કિન્તુ આ યશોદા મારી પૂજાને પ્રતિદિન લાંબી અને લાંબી કરતી જાય છે. હવે તો મને એમ લાગે છે કે યશોદા રાત્રિ દિવસ મને પૂજાને જ આસને બેસાડી રાખશે."

નર્મદા મંદ હાસ્ય કરીને બોલી: "યશોદા તો તદ્દન ગાંડી છે, પણ દાદા! તમે પણ તેની સાથે કેમ ગાંડા બનતા જાઓ છો?"

રામશંકર પંડ્યા બોલ્યા: "દીકરી, હું પણ એવી જ પ્રાર્થના કરૂં છું કે યશોદા જેવી ગાંડી છે, તેવો જ માતાજી મને પણ ગાંડો કરી મૂકે તો સારૂં."

નર્મદા બોલી: "દાદા! હું કહું તેમ કરોની. તમે યશોદાનાં લગ્ન કરવાં, લગ્ન કરવાં, એમ બોલીને વારંવાર અસ્થિર બની જાઓ છો, તો પછી તેનાં લગ્ન જ કરી નાંખોને એટલે તે અને તેનો પતિ ભગવાં વસ્ત્ર પહેરીને શહેરના રસ્તામાં ભજન-કીર્તન ગાઇને ફરતાં ફરે!"

રામશંકર પંડ્યા હસીને બોલ્યા: "હા પુત્રી! એ તેં ખરૂં કહ્યું. કેમ યશોદા! તને એ વાત પસંદ છે કે નહિ?"

યશોદા મંદ હાસ્ય કરીને રામશંકર પંડ્યાના ખોળામાં માથું નાંખીને બોલી: "દાદા! એવું શું બોલો છો?"

એ પ્રમાણે કેટલીક ક્ષણસુધી વૃદ્ધ અને બાલિકા વચ્ચે વાર્તાવિનોદ થયા પછી નર્મદા બોલી: "યશોદા! હવે ક્યાંસુધી પૂજાના ગૃહમાં આવી રીતે બેસી રહેવું છે? ઉઠ, પૂજાનાં વાસણ સઘળાં એકઠાં કરીને માંજી આવ; જમવાનો વખત થયો છે."

યશોદા પૂજાનાં સઘળાં વાસણ એકત્ર કરીને નદીના ઘાટ ઉપર ગઈ.

રામશંકર પંડ્યા નર્મદા પ્રત્યે બોલ્યા: "પુત્રી! ખરેખર, હું યશોદાના વિવાહ માટે બહુ અસ્થિર બની ગયો છું. હવે તો મારી જીંદગીના છેલ્લા દિવસો પસાર થાય છે; આજ છું ને કાલ નથી. જ્યાંસુધી યશોદાને હું સત્પાત્રના હાથમાં અર્પણ કરી શકું નહિ, ત્યાંસુધી હું નિશ્ચિંત થઈ શકીશ નહિ."

ઉંડો નિશ્વાસ નાખીને નર્મદા બોલી: "જેમ નસીબમાં માંડ્યું હશે, તેમ થશે. દાદા! આપ તે માટે કશી ચિન્તા કરો નહિ."

"ચિન્તા કરવાથી શું થવાનું હતું, પુત્રી? ચારે દિશામાં જોતાં અને સાંભળતાં ભય ઉત્પન્ન થાય છે; ઘોર કળિયુગ આવી લાગ્યો છે, જ્યાં જોઈએ ત્યાં અધર્મનો જયજયકાર થતો જોવામાં આવે છે. યશોદા હવે જુવાન થઈ

છે, તેના દેહ ઉપર અપાર સૌન્દર્ય ખીલી નીકળ્યું છે અને તું અનાથિની વિધવા તથા અજ્ઞાતકુળશીલા છે; તેથી મારી હયાતી પછી યશોદાને લીધે તારા પર કદાચ ભયંકર વિપત્તિ આવી પડે, એમ મને લાગે છે. યશોદાને સત્પાત્રના હાથમાં અર્પણ કર્યા પહેલાં જો કદાચ મારૂં મૃત્યુ થાય, તો શું તું પાછળથી તેને કોઈ સત્પાત્રના હાથમાં અર્પણ કરી શકીશ ? જો તું ન કરી શકે તો ગામમાં કેટલાક દુષ્ટ માણસો રહે છે, તે તમને બંનેને હેરાન કર્યા વિના કદાપિ રહે નહિ. જ્યારે એ દુષ્ટોનું સ્મરણ થઈ આવે છે, ત્યારે મારો દેહ કંપી ઉઠે છે ! ”

**નર્મદા** ધીમા સ્વરથી બોલી: “ દાદા ! ભવિષ્યની ચિન્તા કરીને વૃથા કષ્ટ શામાટે પામો છો ? અનાથિનીની સહાયમાં દુર્ગા માતા છે. જો કદાચ વિપત્તિ આવી પડશે, તો હું અંબાજીનું સ્મરણ કરીશ, એટલે તે મને સહાય કરશે. મારા કુળનું ઓળખાણ તે આપશે. ”

**રામશંકર** પંડ્યા બોલ્યા: “ હા, પુત્રી ! માતાજી તારા કુળનું ઓળખાણ અવશ્ય આપશે. જો કદિ ન આપે તો જાણવું કે ધર્મ મિથ્યા છે, પૂણ્ય મિથ્યા છે અને માતાજી પણ મિથ્યા છે. ”

**નર્મદા** બોલી: “ કશું મિથ્યા નથી, દાદા ! સઘળું સત્ય છે. જોકે ચારે દિશાએ અધર્મનો જય થાય છે તે વાત ખરી છે કિન્તુ એ જયજયકાર પછી અવશ્ય એક દિવસ ધર્મનો જયજયકાર થશે: ઘોર કળિયુગ પછી સત્યયુગ અવશ્ય આવશે જ. ”

વિસ્મિત અને આનંદિત નેત્રે **નર્મદા**ના મુખ સામે જોઈને **રામ**શંકર પંડ્યા બોલ્યા: “ પુત્રી ! તારો આવો ભક્તિ ઉપર અટલ અને સરલ વિશ્વાસ જોઈને મારૂં સઘળું પાંડિત્ય અને શાસ્ત્રજ્ઞાન હાર પામી જાય છે ! યશોદાએ મને માતાનું ધ્યાન ધરતાં શીખવાડ્યું છે અને તું એ સરલ ભક્તિ ઉપર અટલ વિશ્વાસ રાખવાનું મને શીખવ. પુત્રી ! તમે બંને આ દીકરી મારે આશ્રયે છો, એમ જાણીશ નહિ, કિન્તુ હું તમારે આશ્રયે છું એમ જાણજે. વારંવાર મારા મનમાં એમ થયા કરે છે કે તમે કોઈ દેવીઓ મારી પરીક્ષા કરવા આવ્યાં છો ! ”

**નર્મદા** તદ્દન સંકુચિત બની જઈને બોલી: “ દાદા ! એવું શું બોલો છો ? એવું સાંભળતાં પણ અમને પાપ લાગે. અહો ! હવે તો પૂજા કરવામાં બહુ વખત ગયો ! હું તમને જમવાને માટે બોલાવવા આવી છું અને અહીં આવીને તો વાતોએ વળગી. ચાલોને, હવે તો ઉઠો. ”

**રામ**શંકર પંડ્યા ઉઠીને **નર્મદા**ની સાથે જમવા માટે ભોજનગૃહમાં ગયા.

પાંડિત્યના પિતા અને ચરિત્રગૌરવમાં ઉચ્ચ સ્થાને પહોંચેલા **રામ**-

શંકર પંડ્યા એક મહા પ્રતાપી ઋષિના જેવા હતા. તેમની જ્ઞાતિના કેટલાક ઇર્ષાળુ બ્રાહ્મણો સિવાય કાલિકાપુરની અંદર બાળ, વૃદ્ધ, જુવાન અને વનિતા વગેરે સઘળાં મનુષ્યો તેમની પ્રત્યે દેવની માફક ભક્તિભાવ દર્શાવતાં હતાં અને માનની લાગણી ધરાવતાં હતાં. કાલિકાપુરની આસપાસનાં ગામડાંના લોકો પણ તેમને પૂજનીય ગણતા હતા.

રામશંકર પંડ્યાને કેટલીક જમીન હતી. તેમાંથી જે ઉત્પન્ન થતું હતું, તેવડે તેમના કુટુંબનું ભરણપોષણ ચાલતું હતું અને પોતે પંડિત હોવાથી દાનદક્ષિણામાં જે કાંઈ પ્રાપ્ત થતું હતું, તેમાંથી તે તેમની પાસે ભણનારા વિદ્યાર્થીઓનું પાલનપોષણ કરતા હતા. દાનમાં મળેલા દ્રવ્યમાંથી એક પૈસો પણ તે પોતાના કુટુંબના નિર્વાહમાં ખર્ચતા નહિ, કારણકે દાનમાં મળેલું દ્રવ્ય નિષિદ્ધ છે એમ તે માનતા હતા.

રામશંકર પંડ્યા પોતે ઘરભંગ થએલા હતા—તેમની પત્ની આશરે બે વર્ષ પહેલાં ગુજરી ગઈ હતી. તેમના ઘરમાં નર્મદા, યશોદા, પુત્ર યદુનાથ, પુત્રવધૂ અને વિદ્યાર્થી તરીકે રહેનારા દરિદ્ર શિષ્યના બે પુત્ર અને જમીન તથા ઘરનું કામકાજ કરવા માટે બેત્રણ ચાકરો એટલાં માણસો હતાં. એ બંને વિદ્યાર્થીઓ તેમની પાસે ભણતા હતા. રામશંકર પંડ્યાને જ્યારે કોઈ વૈશ્યને ત્યાં ક્રિયમાણાદિ કાર્ય કરાવવા જવું હોય ત્યારે તે બંને વિદ્યાર્થીઓ તેમની સાથે જતા હતા; તે સિવાય બીજે પણ કોઈ સ્થળે જવું હોય, તો ત્યાં પણ તે વિદ્યાર્થીઓ સાથે જતા હતા.

પારિવારિક જીવનમાં રામશંકર પંડ્યા એક બાબતમાં દુખી હતા, તે એ કે તેમનો પુત્ર યદુનાથ બહુ ઉદ્ધત અને રખડેલ હતો. રામશંકર પંડ્યાના જેવા વિદ્વાન્ પિતાનો પુત્ર હોવા છતાં યદુનાથનું મન શાસ્ત્રાધ્યયનમાં અથવા તો કોઈ સારા કાર્યમાં કદિ પણ ચોંટતું નહિ; બાલ્યાવસ્થાથી જ સ્વાભાવિક રીતે તેનું મન નઠારી સોબતમાં તથા નઠારા કાર્ય કરવામાં બહુ આકર્ષાતું હતું. મદ્યપાન કરનારાઓની મંડળીમાં પણ તે ભાગ લેતો હતો. તોપણ ઘેર અથવા ગામમાં તે કોઈ પણ પ્રકારનો ઉત્પાત કરતો નહિ. જમવાનો સમય થાય એટલે ચોરની માફક ચુપચુપ ઘેર આવીને જમી જતો. રાત્રે કોઈ વખત ઘેર આવતો અને કોઈ વખત તેના મિત્રોની સાથે તેઓના અડ્ડામાં પડી રહેતો હતો. શોધ કરીને તેનો પત્તો મેળવવાનો પ્રયાસ નિષ્ફળ જતો હોવાથી રામશંકર પંડ્યાએ તેની સાથેનો સઘળો વ્યવહાર છોડી દીધો હતો.

યદુનાથની કશી પણ સંભાળ તે લેતા નહિ. કદિ તે ઘેર આવીને રહેતો, તો તેને કહાડી મૂકતા નહિ અને જો ઘેર ન આવે તો તેની કશી શોધ પણ કરતા નહિ.

પૈસાટકા, ઘરબાર, અને જમીન વાડી વગેરે જે કાંઈ સંપત્તિ હતી, તેનું **નર્મદા** તથા પોતાની પુત્રવધૂના નામથી "વીલ" કરી મૂક્યું હતું. જ્યાંસુધી **નર્મદા** અને પોતાની પુત્રવધૂ હયાત હોય ત્યાંસુધી **યદુનાથ** કદિ પણ ભૂખે મરે નહિ, કિન્તુ **યદુનાથ**ના હાથમાં જો સઘળી સંપત્તિ સોંપવામાં આવે તો માત્ર બે દિવસની અંદર જ પોતાને તથા ઘરનાં બીજાં સઘળાં મનુષ્યોને ભૂખે મરવાનો વખત આવે એમ **રામશંકર** પંડ્યા પોતે સારી રીતે સમજતા હતા અને તેથી જ સઘળી સંપત્તિ **નર્મદા** તથા તેમની પુત્રવધૂને નામે ચડાવી દીધી હતી.

---

## પ્રકરણ ૨ જું.

### વિમળા.

**રામશંકર** પંડ્યા ભોજનગૃહમાં જમવા બેઠા એટલામાં એક પ્રૌઢ વયની સધવા સ્ત્રી પાકેલાં સુંદર પપૈયાં લઇને ત્યાં આવી. તેને જોઇને **નર્મદા** બોલી: "આવો, **વિમળા** બહેન ! આ શું પપૈયાં લાવ્યાં ?"

**વિમળા** બોલી: "હા **નર્મદા** ! તમારે સર્વને માટે લાવી છું. દાદા જમવા બેઠા છે તેથી તેમને એક પપૈયું અત્યારે કાપી આપ."

**રામશંકર** પંડ્યા પપૈયું જોઇને બોલ્યા: "વાહ ! પપૈયું તો બહુ મીઠું છેને શું ! આવાં સુંદર પપૈયાં ક્યાંથી લાવ્યા, બેટા ?"

**વિમળા** બોલી: "મારા ઘરના આંગણામાં પપૈયાનાં કેટલાંક ઝાડ મેં નાંખ્યાં છે, તે ઝાડે હાલમાં બહુ સારાં પપૈયાં પાક્યાં છે. આપને પપૈયાં બહુ વહાલાં છે, તેથી ઘણા દિવસથી લાવવાનો વિચાર કરતી હતી, પરંતુ પાડોશીના છોકરાં ઝાડેથી પાડીને રોજ ખાઈ જતાં હતાં. **માણેકલાલ** હાલમાં ઘેર રહેતો નથી, તેથી પપૈયાં રાખી મૂકીને પણ હું શું કરૂં ? છોકરાંઓને ખાવાપીવાની જણસો છોકરાંઓ ખાય તેમાં ના પણ શી રીતે કહી શકાય ? આટલાં પપૈયાં આપનું નામ આપીને રાખી મૂક્યાં હતાં. આપનું નામ આપ્યા પછી કોઈ છોકરાએ તેને હાથ સરખોએ અડકાડ્યો નહિ."

પ્રિય પાઠક ! **વિમળા** કોણ છે, તેનો પરિચય હવે પછી આપવામાં આવશે.

ધનસંપત્તિમાં અને લાજ આબરૂમાં ઉચ્ચ સ્થાન ભોગવતો **રામશંકર** પંડ્યાની જ્ઞાતિનો એક **શોભાશંકર** નામનો માણસ **કાલિકાપુર**ની અંદર પ્રધાન વ્યક્તિ ગણાતો હતો. **શોભાશંકર** **મુંબઈ** હાઇકોર્ટનો એક વકીલ હતો અને વળી ગવર્મેન્ટ તરફથી **જયરામપુર**ની જમીનદારીનો તે મેનેજર નીમાયો હતો. **જયરામપુર**ની વિશાળ જમીનદારીનો સઘળો કાર્યભાર

શોભાશંકરના હાથમાં હતો. એ સઘળાં કારણોથી શોભાશંકરની સ્થિતિ બહુ સારી હતી. પોતાના પિતાની તેને જે કાંઇ સ્થાવર જંગમ મિલ્કત મળેલી હતી, તેમાં તેણે ઘણો વધારો કર્યો હતો.

તેની તાલુકદારીની ઉપજ અત્યારે વર્ષ એકની આઠ દશ હજાર રૂપિઆની થઈ હતી. રોકડ નાણાં સંબંધે લોકો સૌ સૌના મન પ્રમાણે જુદી જુદી વાતો કરતા હતા. કોઈ કહેતું કે જયરામપુરની જમીનદારી તે બહુ લૂંટી લાવે છે. તેની તીજોરીમાં એક લાખ રૂપિઆથી ઓછું નાણું નથી. કોઈ કહેતું કે, ના, ના, એટલું બધું નાણું ક્યાંથી હોય! સરકારના હાથમાં જમીનદારી છે અને પાકો બંદોબસ્ત રાખવામાં આવે છે. વળી હિસાબપત્ર પણ બરાબર ચોક્સ હોય છે. તેથી એટલું બધું નાણું તો તે મેળવી શકયો ક્યાંથી હોય? તોપણ માણસ ચાલાક અને ફંદાબાજ હોવાથી કેટલોક પૈસો એકત્ર કર્યો છે ખરો. કિન્તુ ૩૦-૪૦ હજાર રૂપિયાથી વધારે નહિ હોય. વળી કોઇ એમ પણ કહેતું કે ના, ના, રોકડ નાણું કશું પણ નથી, જે કાંઈ થોડું ઘણું હતું, તે તેના છોકરાને વિલાયત મોકલ્યો ત્યારે બધું ખર્ચાઈ ગયું છે. તેનો છોકરો બેરિસ્ટર થઇને આવ્યો છે. હજુ પૈસો ટકો કશું કમાતો નથી અને સાહેબના જેવો લાંબો ટોપો પહેરીને ફર્યા કરે છે. દર મહિને તે ઘણું ખર્ચ કરે છે, તેથી વધારે પૈસા એકત્ર થઈ શક્યા નથી. શોભાશંકરનાં રોકડાં નાણાં સંબંધે એ પ્રમાણે લોકોમાં જુદી જુદી વાતો ચાલતી હતી. ખરી હકીકત શી છે તે કોઈ પણ જાણી શકતું નહિ, કારણકે શોભાશંકર એ બાબતમાં બહુ ચતુર હતો.

વિમળા એ શોભાશંકરની માત્ર એકની એક ભગિની થતી હતી. વિમળાના મકાનની પાછળ શોભાશંકરની ભવ્ય અટ્ટાલિકા ગગન સાથે વાતો કરતી ઝુકી રહી હતી. વિમળાનાં લગ્ન મુંબઈમાં થયાં હતાં. તેનો સ્વામી શિવનારાયણ અત્યંત દુષ્ટ બુદ્ધિવાળો અને ઉચ્છૃંખલ પ્રકૃતિનો માણસ હતો. કોઇ પણ દિવસ સ્વામીની સાથેના વ્યવહારમાં વિમળા સુખ પામી નહોતી. વિમળાને જ્યારે માણેકલાલ નામે પુત્ર થયો, ત્યારે પણ એ દુષ્ટ સ્વભાવના શિવનારાયણે તેની સામે ફક્ત એક વારને માટે પણ સ્નેહની આંખેથી જોયું નહિ. એ પતિ પત્ની સિવાય ઘરમાં બીજું કોઈ મનુષ્ય હતું નહિ. છોકરાને ખોળામાં લઇને વિમળા આખો દિવસ રડયા કરતી. મદ્યપાન કરી નિશામાં ચકચુર બનીને શિવનારાયણ જ્યારે ઘેર આવતો, ત્યારે છોકરાને તે કદાચ જમીનપર પછાડીને મારી નાંખે એ બ્હીકથી વિમળા ભયભીત બની જતી હતી. જોકે સેંકડો દોષો હતા તોપણ શિવનારાયણ સાહસિક, ચતુર અને તેજસ્વી હતો. તેના દેહમાં એક યુવાન યોદ્ધાના જેટલું બળ તથા સંપૂર્ણ

સૌન્દર્ય દેખાઇ આવતું હતું. તેની ઉજ્જવલ આંખોની તીક્ષ્ણ દૃષ્ટિ તથા વાતચીતમાં સરળતા અને તેમાં રહેલું માધુર્ય વગેરે ગુણોથી તે લોકો ઉપર સહજ વારમાં દાબ બેસાડી શકે તેવો હતો. ચતુર **શિવનારાયણ** પોતાની કુશળતા સારી રીતે સમજતો હતો. તે **મુંબઇ** શહેરની અંદર કેટલાક પૈસાદાર લોકોના જુવાન અને ખરાબ છોકરાઓની સોબતમાં રહીને મોજશોખમાં બધો સમય ગુજારતો હતો. પૈસાદાર લોકોના જુવાન છોકરાઓ **શિવનારાયણ**ની ઐન્દ્રજાલિક શક્તિને તાબે એક ક્ષણવારમાં થઈ જતા હતા અને ઘોર કુકર્મરૂપી ઉંડી ખાઇમાં નીચે અને નીચે ઉતરતા જતા હતા. એ પ્રમાણે **શિવનારાયણે** અનેક પૈસાદાર જુવાનીઆઓને ભીખ માગતા કર્યા હતા અને કેટલાકોને દેવામાં ઉતારી મૂક્યા હતા. છેવટે **શિવનારાયણે જયરામપુર**ના જમીનદાર **જમિયતરામ**ના કનિષ્ઠ પુત્ર **હિરાલાલ**ને પોતાની જાળમાં સપડાવ્યો. **હિરાલાલ** તેના મોટા ભાઇની સાથે મુંબઇમાં એલફીન્સ્ટન કોલેજની અંદર પ્રીવીઅસનો અભ્યાસ કરતો હતો. **જયરામપુર**ની અંદર **જમિયતરામ**ને તેના કનિષ્ઠ પુત્ર **હિરાલાલ**ની ખરાબ ચાલચલગત વિષે સમાચાર મળવાથી તેણે **શિવનારાયણ**ની સોબત છોડી દેવા માટે તેને અનેક રીતે સમજાવ્યો, પરંતુ સઘળા પ્રયત્નો નિષ્ફળ જવાથી **જમિયતરામે** પુત્રને ઘેરથી કાઢી મૂક્યો. **હિરાલાલ** પોતાની સ્ત્રીને લઇને **શિવનારાયણ**ની સાથે કોઈ સ્થળે ચાલ્યો ગયો. કેટલીક મુદત પછી સમાચાર મળ્યા કે **હિરાલાલ**નું ખૂન કરીને અને તેની સ્ત્રીને લઇને **શિવનારાયણ** ક્યાંક ચાલ્યો ગયો છે. એ વાતને આજ લગભગ ૧૫-૧૬ વર્ષ વીતી ગયાં છે. ૧૦-૧૨ વર્ષ પહેલાં **કાશી**ની અંદર **વિમળા**ના કોઈ દૂરના સગાને **શિવનારાયણ**ની સાથે મુલાકાત થઈ હતી, ત્યારપછી આજ સુધીમાં તેના કશા પણ સમાચાર મળ્યા નથી.

**શિવનારાયણ** ન્હાસી જવાથી ૭-૮ વર્ષના પુત્ર **માણેકલાલ**ને લઇને **વિમળા** તેના ભાઇને ઘેર **કાલિકાપુર**માં આવી, કિન્તુ ભાઇએ તથા ભોજાઇએ તેને જોઇએ તેવો આદરસત્કાર આપ્યો નહિ. **વિમળા** દાસીની માફક આખો દિવસ ઘરનું કામકાજ કરતી અને રાંધનારીની માફક બંને વખત રાંધતી. **માણેકલાલ** તેની મામીનાં છોકરાં છૈયાંને રાખતો અને ચાકરની માફક તેના મામા મામીનું કામકાજ કરતો હતો.

**વિમળા**એ જોયું કે ભાઈને ઘેર દાસત્વ કરીને આખી જીંદગી ગુજારવાની છે. **માણેકલાલ**ને પણ હંમેશાં તેના મામા મામીનું કામકાજ કરીને તથા છોકરાં છૈયાંને રાખીને કોળીઓ ધાન ખાવાનું છે. ભાઈ ભણાવી ગણાવીને **માણેકલાલ**ને હુશિયાર કરે એવું એક ચિહ્ન પણ **વિમળા**ના જોવામાં આવ્યું નહિ.

જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ ભોજાઈના બોલ પણ વિમળાને અસહ્ય લાગવા માંડ્યા. માણેકલાલ કામમાં કશી ભૂલ કરે અથવા ચપળતા બતાવે તો તુરત માણેકલાલના પિતાની વાતનું ઉલ્લેખન કરીને તેની ભોજાઈ એવાં કઠોર મેણાં બોલતી કે જે વિમળાથી સહન થઈ શકતાં નહિ. ભાઈ પણ પોતાની સ્ત્રીને એવાં કઠોર વાક્યો ઉચ્ચારવા માટે કશો પણ પ્રતિકાર કરતો નહિ, ઉલટો તે પણ અવિચારીપણે કઠોર શબ્દ બોલીને ભગિનીને ત્રાસ આપતો હતો.

અનેક બાબતોનો વિચાર કરીને વિમળાએ છેવટે નક્કી કર્યું કે નિષ્ઠુર ભ્રાતા અને ભોજાઈનાં આવાં કઠોર મેણાં સાંભળીને તેમને ઘેર પડી રહેવું હવે ઉચિત નથી. એ કરતાં બીજા કોઇને ઘેર કામકાજ કરીને ગુજરાન ચલાવવું ઉત્તમ છે અને તેમ કરવાથી માણેકલાલને ભણવા માટે નિશાળે પણ મોકલી શકાશે.

એક દિવસે બપોરે ભોજાઇની સાથે વિમળાને એક મ્હોટો કજીયો થયો. બાળકના રડવાથી અને નિદ્રાનો ભંગ થતો હોવાથી માણેકલાલને તેની મામીએ બાળકને લઇને બહાર ફરવા જવાનો હુકમ કર્યો. માણેકલાલ તેનો હુકમ કાને નહિ ધરતાં એકદમ ઓરડીના ઝાડ ઉપર ચડી જઈને બોર ખાવા લાગી ગયો. આથી તેની મામી એકદમ ક્રોધે ભરાઈને તેને પકડવા માટે બહાર નીકળી પડી. બહુ જ ગુસ્સો ચડેલો હોવાથી જેવી તે ઉતાવળી ચાલવા જાય છે એટલામાં તેના હાથમાંનું બાળક જોરથી નીચે જમીનપર પટકાઈ પડ્યું અને ભયંકર ચીસો નાંખી રડવા લાગ્યું. આમ થવાથી તેની મામીના ક્રોધરૂપી અગ્નિમાં ઘીની આહુતિ હોમાઈ! ઓરડીના ઝાડ ઉપર માણેકલાલને જોઇને તેના હાથમાંની વાટકી જોરથી તેના તરફ છુટી ફેંકી. વાટકી જોરથી તેના નાક ઉપર વાગવાથી અને વાટકીનો તીક્ષ્ણ ધારવાળો કાંઠો ઉંડો પેસી જવાથી મ્હોટો ચીરો પડીને તેમાંથી એકદમ લોહી વહેવા માંડ્યું. માણેકલાલે રડતાં રડતાં તેની માની પાસે જઇને સઘળી વાત કહી સંભળાવી.

નિષ્ઠુર પ્રહારવડે માણેકલાલના કપાએલા નાકમાંથી વહી જતી લોહીની ધારા વિમળાથી જોઈ શકાઈ નહિ—સહન થઈ શકી નહિ. વિમળામાં ગેરત હતું—તેજ પણ હતું. સહન કરવાં છતાં પણ આ બાબત સહન થઈ શકે તેવી નહોતી. તેની જગ્યાએ બીજું કોઈ મનુષ્ય હોય તો પણ સહન કરી શકે નહિ, તો તેજદાર વિમળા શી રીતે સહન કરી શકે? વળી સહન કરવાથી બીજી વાર પણ કોઇ વખત તેની ભોજાઈ ક્રોધમાં આવી જઇને સાક્ષાત્ રણચંડિકાનું રૂપ ધારણ કરવામાં જરા પણ ઢીલ કરે તેવી નહોતી. આજસુધી વિમળાએ સઘળું સહન કર્યું પરંતુ હવે તે તેના ભાઈ-ભોજાઈની

આશ્રયે રહેવાને ઇચ્છતી નહોતી તેથી પુત્રને ખોળામાં લઈને પોતે પહેરેલા વસ્ત્રના છેડાવડે તેના નાકમાંથી નીકળતા લોહીને લૂછતી લૂછતી ભો જાઈને જેમ મોઢે આવે તેમ બોલીને તેને ગાળો દેવા લાગી. **વિમળા** અત્યારસુધી શાન્ત સ્વભાવ રાખીને સઘળું સહન કરતી હતી, તેને આવી રીતે ગાળો દેતી જોઈને થોડી વારને માટે તો તેની ભોજાઈ સ્તબ્ધ બનીને સાંભળી રહી, પરંતુ પાછળથી તેણે પણ જીભ છોડી મૂકી ! બંને વચ્ચે ભારે કલહ થયો. પાડોશનાં માણસો લડવાડ જોવાને એકત્ર થયાં. ભોજાઈએ નણંદને પોતાને ઘેરથી ચાલ્યા જવાનો હુકમ કર્યો, એટલું જ નહિ, પરંતુ મ્હોટા અવાજથી બોલવા લાગી કે, મારા ઘરને તું અત્યારથી **માણેકલાલ**ની શ્મશાનભૂમિ સમજ, મારા ઘરનો સળગતો અગ્નિ તારા પુત્રની ચિતા સમાન છે, મારા ઘરનું એક મુઠી અનાજ તે તારા **માણેકલાલ**ના પિંડ બરાબર છે, વગેરે વગેરે સાંભળી શકાય નહિ તેવાં કઠોર વાક્યો **વિમળા** પ્રત્યે તે પુનઃ પુનઃ બોલવા લાગી. **વિમળા** પણ જરાએ વિલંબ નહિ કરતાં **માણેકલાલ**ને લઈને ત્યાંથી ચાલી ગઈ.

ઘરની બહાર નીકળીને **વિમળા** રસ્તા ઉપર જઈને ઉભી રહી, એટલામાં **શોભાશંકર**ના સામા પક્ષવાળી કમળા વહુએ **વિમળા**ને પોતાને ઘેર બોલાવી લીધી અને તેની સાથે ભેગાં રહેવાનો આગ્રહ કર્યો; કિન્તુ **વિમળા**એ ભેગાં રહેવાનો સ્વીકાર નહિ કરતાં માત્ર જરૂર પડે ત્યાંસુધી એક ઘર જુદું રહેવા આપવાની માંગણી કરી. **વિમળા** અન્નવસ્ત્ર ગ્રહણ કરવાને કદિ પણ સંમત થશે નહિ એમ વિચાર કરીને કમળા વહુએ એક ઘર તેને રહેવાને માટે કહાડી આપ્યું. **વિમળા** તેના બાળક પુત્ર **માણેકલાલ**ની સાથે તે ઘરમાં રહેવા લાગી. કમળાના દીકરા **મનહરલાલ**ને **માણેકલાલ** "**મનહરભાઈ**" કહીને બોલાવતો હતો. **મનહરભાઈ**ના ઘરમાં રહીને **મનહરભાઈ**ની સાથે રોજ રમતગમત કરી શકાશે એમ વિચારીને **માણેકલાલ** બહુ આનંદ પામ્યો.

**વિમળા** એક ઓરડામાં રાંધવાનું કામ કરતી અને બીજામાં કોઈનું અનાજ લાવીને દળવા-ખાંડવાનું કામ કરતી. દળવા-ખાંડવામાં તેને મહિને દસ-બાર રૂપિયા પેદા થતા હતા, તેમાંથી તે પોતાનું અને **માણેકલાલ**નું ગુજરાન ચલાવતી હતી.

ભોજાઈએ જ્યારે જોયું કે **વિમળા** ખરેખર પોતાના ઘરનો ત્યાગ કરી ગઈ અને લોકોનાં દળણાં દળી-ખાંડીને પોતાનું ગુજરાન ચલાવવા લાગી ત્યારે તેને પશ્ચાત્તાપ થયો. તેણે વિચાર કર્યો કે નણંદ જુદી રહે છે અને લોકોનાં દળણાં દળીને પેટ ભરે છે તેથી લોકોમાં મારી અપકીર્તિ થાય છે. વળી મારા સ્વામીનાથ આવીને મને શું કહેશે ? તેણે **વિમળા**ને પુનઃપોતાને ઘેર પાછી બોલાવી લાવવા માટે અનેક માણસોને મોકલ્યાં કિન્તુ **વિમળા** એકની બે

થઈ નહિ, અને પાછી આવી નહિ. છેવટે એક દિવસ તેની બ્હેનાઈ એને વિમળાને મનાવી લાવવા માટે તેને ઘેર ગઈ, કિન્તુ વિમળા કશું પણ તેના સાથે બોલી નહિ. કમળા વહુએ તેને અનેક ગાળો દીધી. શોભાશંકરની સ્ત્રી રડીને ઘેર પાછી ચાલી ગઈ. બોલવામાં અને ગાળો દેવામાં કમળા વહુ એક્કો હતી. ગાળો દેવાનાં વિશેષણોનો યોગ્ય સમયે કેવો ઉપયોગ કરવો તે તે સારી રીતે જાણતી હતી.

શોભાશંકરે ઘેર આવીને લોકોમાં થતી અપકીર્તિ સાંભળી તેથી તેણે પોતે પણ એક વખત આવીને વિમળાને પોતાને ઘેર પાછી આવવાનો આગ્રહ કર્યો, તોપણ વિમળા આવી નહિ. આથી શોભાશંકર બહુ વિપત્તિમાં આવી પડ્યો. નાત-જાતમાં તથા લોકોમાં તે બહુ હલકો પડ્યો. તે સિવાય ઘરનાં કામકાજમાં પણ શોભાશંકરને બહુ અડચણ વેઠવી પડી, કારણકે વિમળાદ્વારા વગરપગારે એક દાસીનું કામ સરતું હતું તે હવે બંધ થયું. આથી વિમળા ઉપર તેને બહુ ક્રોધ ચડયો. વિમળાનું નામ પણ તે સાંભળી શકતો નહિ. બેએક વર્ષની અંદર વકીલાતના ધંધામાં તેની સારી ઉન્નતિ થવાથી તેણે મુંબઈ શહેરની અંદર એક મકાન બંધાવીને પોતાના કુટુમ્બને ત્યાં લઈ જઇને પોતાની સાથે રાખ્યું. 35077

વિમળા હજુ કમળા વહુના ઘરમાં જ રહેતી હતી. ધીમે ધીમે તેના હાથમાં થોડાઘણા પૈસા પણ એકઠા થયા. વળી આ તરફ માણેકલાલ પણ મ્હોટો થવા લાગ્યો. વિમળાએ વિચાર કર્યો કે માણેકલાલ હવે થોડા દિવસમાં જુવાન થશે, માટે તેના સારૂ પોતાના એક મકાનની જરૂર છે.

કમળા વહુએ સલાહ આપી કેઃ "હાલમાં પૈસા ખરચીને મકાન ખરીદવાનું કેમ બનશે ? આ પાસેનું મ્હોટું મકાન તથા તેની આજુબાજુની જમીન તમારા બાપની છે અને તમે પણ તમારા બાપનું સંતાન છો. મકાન જમીન વગેરે બિલકુલ તમારા ભાઇને મળી છે, તો તમને તેની ખાલી પડેલી જગ્યા પણ ન મળે ! વળી જો તમારા પતિનું ઘર હોત, તો એક જુદી વાત હતી, પરંતુ જ્યારે તેમ નથી તો પછી બાપની ખાલી પડેલી જમીનમાં મકાન બાંધીને રહેવામાં કોણ ના કહી શકે તેમ છે ?"

વિમળા બોલીઃ "મ્હારો ભાઈ તેની જમીનમાં મને મકાન બાંધવા દેશે ?"

કમળા વહુએ ઉત્તર આપ્યોઃ "તે તો ન દે, પરંતુ તમે જોર કરીને પરાણે બાંધો. તમારો ભાઈ હાલમાં અહીં નથી-મુંબઈ છે. તેના મકાનની પાછળ ઘણી જમીન ખાલી પડી છે, તે ઠેકાણે એક ઘર બંધાવીને તેમાં રહો. એક વાર ઘર બંધાવીને રહ્યા પછી બહેને તમારા ભાઈના જાણ-

વામાં આવે તોપણ તે શું કરવાનો હતો ? માત્ર ખાલી જમીનને માટે બ્હેનના ઉપર ફરિયાદ પણ તેનાથી થઈ શકશે નહિ. લડે તો તમારે પણ સામા લડવું અને બોલવું જે મારા બાપની જમીન હતી તેમાં મેં મકાન બંધાવ્યું છે. તારા બાપની જમીન છે અને મ્હારા બાપની જમીન નહિ? કાયદાનો ભય દેખાડે તોપણ તમારે ડરવું નહિ. તેની સાથે વાતચીત પણ કરવી નહિ. છેવટે ઇચ્છાથી કહો કે અનિચ્છાથી કહો, ગમે તે પ્રકારે તેને શાન્ત થઈ જવું પડશે.”

કમળા વહુની સલાહ વાજબી લાગવાથી વિમળાએ તે પ્રમાણે કર્યું. પાછળથી શોભાશંકરને ખબર પડી ત્યારે તેણે આવીને ગુસ્સે થઈને વિમળાને ધમકાવીને બહુ બહુ ભય દેખાડ્યો અને વિમળાને ત્યાંથી ખસેડવાના અનેક પ્રયત્નો કર્યા, પરંતુ વિમળાએ ઘર છોડ્યું નહિ. આખરે શોભાશંકર થાકીને શાન્ત રહ્યો; પરંતુ તેના પ્રથમના રોષમાં બમણો વધારો થયો.

## પ્રકરણ ૩ જું.

### રામશંકર પંડ્યાના ભાઈની પુત્રવધૂ.

રામશંકર પંડ્યાના કાકાના દીકરા ભાઈ ત્રિપુરાશંકર શાસ્ત્રીનું ઘર તેમના મકાનની પાસે જ હતું. ત્રિપુરાશંકર ઘણી મુદતથી આ જગતનો ત્યાગ કરી ગયો હતો. તેનો પુત્ર ત્રિલોચનશંકર પણ જીવતો ન હતો. આપણી પૂર્વપરિચિત કમળાવહુ એ સ્વર્ગીય ત્રિલોચનશંકરની વિધવા થતી હતી. તેને મનહરલાલ નામે માત્ર એક પુત્ર હતો. બાળક મનહરનો જન્મ થયા પછી નાની ઉંમરમાં જ તે વિધવા થઈ હતી. રામશંકર તેમનું ભરણપોષણ કરતા હતા.

રામશંકર પંડ્યાના ભાઈની પુત્રવધૂ પોતે કહેવાય છે, એમ જાણીને કમળાવહુ પોતાને ભાગ્યવાન ગણતી હતી. કાલિકાપુરની અંદર ગ્રામ્ય બ્રાહ્મણ સમાજમાં પણ પોતે રામશંકર પંડ્યાના ભાઈની પુત્રવધૂ છે, એ ગૌરવથી

પુત્રવધૂને બીજા પાસે અનુગ્રહ કે પ્રાર્થના શામાટે કરવી પડે ? તેને કઈ ચીજનો અભાવ હોય ? પૈસા ટકા તથા જણસનો કશો પણ અભાવ તેને હતો નહિ, કારણકે રામશંકર પંડ્યાના શિષ્ય-યજમાનોની સંખ્યા બહુ મ્હોટી હતી. બાપ-દાદાના વારસામાં મળેલી જમીન પણ પુષ્કળ હતી. વિપત્તિ-આપત્તિમાંથી બચાવવા માટે સ્વયં રામશંકર પંડ્યા પોતે હયાત છે, તો પછી અન્યની સહાય લેવાનું તેને શું પ્રયોજન ? જેટલા પ્રમાણમાં કમળાવહુને ગર્વ તથા ગુસ્સો હતો, તેટલા જ પ્રમાણમાં તે ઉદાર અને સહૃદયી પણ હતી. કોઇને કશી પણ ચીજનો અભાવ હોય, તો તે પોતાની ઘરની ચીજ તેને આપીને તેનો અભાવ દૂર કરવાને એક ક્ષણ તે વિલંબ કરતી નહિ. કોઈ આડોશી-પાડોશીને ત્યાં કોઈ પણ મનુષ્ય સાજું-માંદું કે સુખી દુઃખી હોય અથવા શોકમાં કે વિપત્તિમાં હોય તો જોકે તે શત્રુ હોય, તોપણ તેને ઘેર જઇને તેના ઘરનું સઘળું કામકાજ પોતાના ઘરની માફક તે કરતી હતી. રોજનું પોતાનું કામકાજ આટોપીને કમળા વહુ ગામમાં એકાદ વાર આડોશી-પાડોશીને ત્યાં બેસવા પણ જતી હતી. કોઈ પણ મનુષ્યને કોઈ પણ વસ્તુનો અભાવ માલૂમ પડે તો તુર્ત તે દૂર કરતી. અને કોઇ દુઃખી જોવામાં આવે તો તેનું તે સાન્તવન કરતી, અને જો કોઇનામાં કશો દોષ જોવામાં-આવે તો તેના ઉપર ગાળોનો વરસાદ પણ તે વર્ષાવતી હતી. ઘરની પાસે કમળા વહુનો ઉચ્ચ કંઠસ્વર સાંભળવામાં આવતાં કોઇ આશાથી ઉત્સાહિત બનતું હતું અને કોઈ ભયથી થરથર કંપતું હતું. જો કોઇ કન્યા અથવા વહુ ઘરના કામકાજમાં આળસુ, લજ્જાહીન અથવા ગપ્પાં મારતી તેના જોવામાં આવતી, તો કમળા વહુ ઉચ્ચ કંઠસ્વરથી તેની સાથે લડતી હતી. આમ હોવાથી રમ્મત-ગમ્મત અથવા ગપ્પાં મારતી કોઇ કન્યા અથવા વહુ કમળા વહુનો સ્વર સાંભળતાં જ રમ્મત-ગમ્મત પડતી મૂકીને એકદમ દોડી જઇને જે કામ હાથમાં આવ્યું તે લઇને બેસી જતી, અને શરીર ઉપરનાં કપડાં અસ્તવ્યસ્ત થઈ ગયાં હોય તો તે એકદમ સુવ્યવસ્થિત કરવા મંડી જતી. તેમ છતાં જો કાંઈ ખામી કોઇનામાં જોવામાં આવતી તો તેની ફજેતી થવામાં બાકી રહેતી નહિ. કમળા વહુનો ઘાંટો સાંભળીને ઉંઘતાં કુતરાં-બિલાડાં ચમકી જઇને જાગી ઉઠતાં અને એકદમ પલાયન કરી જતાં હતાં. માના ખોળામાં ઉંઘતું બાળક કમળા વહુનો ઘાંટો સાંભળીને એકદમ જાગી જઇને રડી પડતું હતું.

રાત્રિદિવસ માત્ર નિદ્રાના સમય સિવાય કમળા વહુના શરીરને વિશ્રાન્તિ મળતી નહિ, તેમ જીભને પણ વિશ્રાન્તિ મળતી નહિ. પ્રાતઃકાળે ઉઠીને ઘરની અંદર, બગીચામાં, ખેતરમાં, રસ્તામાં, ગૌશાળામાં, કોઠારમાં,

રસોડામાં વગેરે સર્વ સ્થળે નિરંતર જ્યાં જ્યાં તેના હાથ ચાલતા હતા, ત્યાં ત્યાં તેની જીભ પણ ચાલતી હતી. વૃક્ષો ઉપરનાં પક્ષીઓથી તે જમીન ઉપર ચાલનારાં કુતરાં, બિલાડાં, ગાયો, વાછરડાં, દાસી, ચાકર, પૂજારી, બ્રાહ્મણ પર્યન્ત કોઈ પણ તેના હાથની તથા મુખની કૃપા પ્રાપ્ત કર્યા વિના રહી શક્યું નહોતું, અથવા તેની ચાલતી જીભ કદિ પણ નીરવ-નિશ્ચિંત કોઇના પણ જોવામાં આવતી નહિ. એક તરફ **રામશંકર** પંડ્યાના ભાઇની પુત્રવધૂને નામે પોતે ઓળખાતી હોવાથી તેને મન જેમ ગૌરવની સીમા નહોતી, તેમ બીજી તરફ **રામશંકર** પંડ્યા પ્રત્યે તેનો ભક્તિભાવ પણ કાંઈ ઓછો નહોતો. **રામશંકર** પંડ્યાના પાદપ્રક્ષાલન કરીને તેનું રોજ ચરણામૃત લીધા પછી તે પાણી ગ્રહણ કરતી હતી. નિયમ મુજબ રોજ બે વખત **રામશંકર** પંડ્યાને પ્રણામ કરી તેમના ચરણની રજ મસ્તકપર ચડાવીને તે ભોજન ગ્રહણ કરતી હતી. ઉગ્ર ચંડિકામૂર્તિનું રૂપ ધારણ કરીને તે આખા ઘરને, આખી શેરીને અને આખા ગામને ધ્રૂજાવી મૂકતી અને વિજળીને વેગે જીભને ચલાવતી, કિન્તુ એવામાં જો દૂરથી **રામશંકર** પંડ્યા તેના જોવામાં આવતા અથવા તેમનો કંઠસ્વર તેના સાંભળવામાં આવતો તો કમળા વહુ એકાએક શાન્ત બની જતી અને નવવધૂની માફક ઘૂમટો તાણીને એક બાજુએ ખસી જતી હતી. આ પ્રમાણે તેનું ઉગ્ર રૂપ **રામશંકર** પંડ્યાને જોઇને એકાએક લુપ્ત થઈ જતું હતું !

**રામશંકર** પંડ્યા કમળા વહુની દૃષ્ટિએ એક આદર્શ પુરૂષ હતા. પોતે એક આદર્શ પુરૂષના ઘરની વહુ છે અને **મનહરલાલ** તેમના કુટુમ્બમાં જન્મેલો પુત્ર છે, તેથી **રામશંકર** પંડ્યાની આબરૂમાં **મનહરલાલ**ની આબરૂ સમાએલી છે એમ તે સારી રીતે સમજતી હતી.

**મનહરલાલ** હવે જુવાન થયો હતો. સઘળા લોકો તેને બુદ્ધિમાન તથા ચતુર કહેતા હતા. **રામશંકર** પંડ્યા પણ તેના પર અત્યંત સ્નેહ રાખતા હતા પરંતુ તેની માતા કમળા વહુ તેને બુદ્ધિ વિનાનો ગણતી હતી. તેના કામકાજથી તથા રીતભાતથી તે બિલકુલ સંતોષ પામતી નહિ.

પ્રિય પાઠક! **મનહરલાલ** ઘણો બુદ્ધિમાન તથા ચતુર હોવા છતાં તેની માતા કમળા વહુ કેમ તેની પ્રત્યે અસંતોષ જાહેર કરતી હતી, તે આગલાં પ્રકરણો વાંચવાથી તારા સમજવામાં આવશે.

## પ્રકરણ ૪ થું.

### મનહર અને માણેક.

ગુજરાતી નિશાળમાં મનહરને ત્રણ ચાર ચોપડી ભણાવ્યા પછી મોટા સમારોહ સાથે ઉપનયન-સંસ્કાર કરીને કમળા વહુએ પુત્રને રામશંકર પંડ્યાની પાસે સંસ્કૃત વિદ્યા ભણવા બેસાડ્યો. મનહરે સંધિ-વૃદ્ધિના કોર અને શુષ્ક શ્લોકો મોઢે કરવાનો આરંભ કર્યો.

ઉપરની બીનાને કેટલોક કાળ વીતી ગયા પછી, વિમળા માણેકલાલને લઇને ઉપર જણાવ્યા મુજબ તેના ભાઇને ઘેર રહેવા આવી. મનહરને માણેકલાલની સાથે થોડા દિવસની અંદર ગાઢ મિત્રાચારી બંધાઈ. મનહરને જ્યારે રામશંકર પંડ્યાની પાઠશાળામાંથી છુટી થતી, ત્યારે માણેકલાલ કોઇ પણ પ્રકારે તેની મામીના હજારો કામો અને સેંકડો આદેશોનો ત્યાગ કરીને રમવાને બહાર નીકળી પડતો. બને જણ ગામની બહાર જઇને કોઈ વખત આંબાના, નાળિયેરીનાં તથા જાંબુનાં વૃક્ષ ઉપર ચડીને કેરીઓ, નાળિયેર તથા જાંબુ ખાતા હતા, કોઈ વખત નદી અથવા તળાવમાં જઇને ભુસકા મારતા હતા અને કોઈ વખત જંગલમાં ચરતી ગાયોને દોડાવતા હતા. કોઈ વાર ઘાસ ચરવા છુટા મૂકેલા કોઇના ઘોડાઓને પકડીને તેમની પર સવારી કરતા અને બહુ દૂરસુધી દોડાવતા હતા. કોઈ વખત બકરાં ચારવા નીકળેલા ભરવાડના છોકરાઓની સાથે રમ્મત કરતા હતા અને કોઈ વખત મારામારી પણ કરતા હતા.

ભાઇના ઘરનો ત્યાગ કરીને વિમળા જ્યારે કમળા વહુને ઘેર રહેવા આવી, ત્યારે તેણે માણેકલાલને ગામની અંદરની અંગ્રેજી સ્કૂલમાં ભણવા બેસાડ્યો.

મનહરલાલે જોયું કે માણેકલાલ અંગ્રેજી ચોપડીઓ વાંચે, ગુજરાતી વાંચે, કેટલીક વાર્તાની ચોપડીઓ વાંચે, યુદ્ધની વાતો, દેશ-પરદેશની વાતો, જળ, વાયુ, નદી, પહાડ, આકાશ, ઝાડપાલો અને જીવજંતુની વાતો વાંચે, અને પોતે માત્ર એક નીરસ વ્યાકરણનાં સૂત્રો જ મોઢે કર્યા કરે એ કેમ ગમે? આથી રામશંકર પંડ્યાની પાઠશાળામાં વ્યાકરણ શીખવાનું હવે તેને ગમ્યું નહિ. તેણે માણેકલાલની સાથે અંગ્રેજી સ્કૂલમાં ભણવા જવાનો વિચાર કર્યો. રામશંકર પંડ્યાએ તેને તેમ કરવાને અનુમોદન આપ્યું. આથી કમળા વહુ અત્યંત ગુસ્સે થઈ ઉઠી, ઘણું બડબડી, પરંતુ મનહરલાલે પોતાની હઠ છોડી નહિ. છેવટે તે રામશંકર પંડ્યાની પાસે જઇને બારણાની પાછળ અર્ધો ઘૂમટો તાણીને બેઠી અને અર્ધસ્ફુટ સ્વરે બહુ વારસુધી રડી, તોપણ

મનહર એકનો બે થયો નહિ. રામશંકર પંડ્યા પણ મનહરલાલની ઈચ્છા વિરૂદ્ધ તેને પોતાની પાઠશાળામાં ભણાવવાને ચાહતા નહોતા.

પાડોશીની એક સ્ત્રી કમળા વહુની પાસે ઊભી હતી, તેની સામે જોઈને રામશંકર પંડ્યા સાંભળે તેમ તે બોલવા લાગી:–"મનહર તો એક બાળક છે, તેને શું સારા નરસાની કશી સમજણ હોય? તેની ઈચ્છા પ્રમાણે આપણે તેને શામાટે વર્ત્તવા દેવો જોઈએ? મારા સસરાએ શું તેના ઉપર હાથ રાખીને તેમની પાઠશાળામાં ભણાવવો ન જોઈએ?"

રામશંકર પંડ્યા બોલ્યા: "છોકરાઓને તેમના મનની સ્વાભાવિક ગતિ પ્રમાણે વિદ્યાભ્યાસ કરાવવાની વ્યવસ્થા કરવી ઉચિત છે. છોકરાને જે વિષય પસંદ ન હોય, તે વિષયનો અભ્યાસ જોર કરીને શીખવાડવાનો પ્રયત્ન કરવો તદ્દન વૃથા છે."

કમળા વહુ બોલી: "મનહરને તો કાંઈ માણેકલાલની માફક નોકરી ચાકરી કરીને પેટ ભરવાનું નથીને? તેને અંગ્રેજી સ્કૂલમાં ભણવા જવાની શી જરૂર છે?"

રામશંકર પંડ્યા સ્મિત કરીને બોલ્યા: "પુત્રી! માત્ર નોકરી–ચાકરીને માટે જ અંગ્રેજી ભણવાનું હોય છે, એમ તમે સમજશો નહિ. જોકે પાઠશાળાના જેટલું સંસ્કૃત ભાષાનું જ્ઞાન અંગ્રેજી સ્કૂલમાં પ્રાપ્ત થતું નથી, તોપણ બીજી અનેક બાબતોનું શિક્ષણ ત્યાંથી જ મળી શકે છે, જ્ઞાનાર્થીની જ્ઞાન–પિપાસા તે સ્થળે પણ નિષ્ફળ જતી નથી."

કમળા વહુ પુનઃ બોલી: "શાસ્ત્ર–પુરાણ વગેરે બ્રાહ્મણને ઉપયોગી પુસ્તકોનો અભ્યાસ કર્યા વિના શિષ્ય–યજમાનની રક્ષા મનહર શી રીતે કરી શકશે?"

રામશંકર પંડ્યાએ ઉત્તર આપ્યો: "મનહર હજી બાળક છે. જ્યારે તે પુખ્ત ઉંમરનો થશે અને શાસ્ત્ર–પુરાણ શીખવાની જરૂર છે એમ સમજશે, ત્યારે તે તેની મેળે શીખશે."

કમળા વહુ બોલી: "કદાપિ પાછળથી એવી સારી બુદ્ધિ તેનામાં ન આવે તો! અથવા અંગ્રેજી અભ્યાસ કરવાથી તેનો સ્વભાવ મીજાજી બની જાય તો પછી શું થાય? મારો મનહર મોટો થયેથી આપના જેવો પંડિત થઈને ઘરનું નામ રાખશે, એ આશા હૃદયમાં ધારણ કરીને હું મારા દુઃખના દિવસો એ લાયે દેવું છું. પરંતુ અત્યારે અંગ્રેજી સ્કૂલમાં ભણવા જવાની વાત સાંભળીને એ સઘળી આશા નિરાશામાં ફેરવાઈ ગઈ છે."

રામશંકર પંડ્યા કમળા વહુને અનેક રીતે સમજાવીને બોલ્યા: "પુત્રી! તમારો મનહર આપણા ઘરનું નામ રાખશે, તે બાબત જરા પણ

ચિન્તા કરો નહિ. માત્ર સંસ્કૃત અભ્યાસ કરવાથી જ ઘરનું નામ રહે છે એમ સમજશો નહિ. જેનામાં મનુષ્યત્વના સંસ્કાર છે, તેને ગમે તે પ્રકારે વિદ્યાભ્યાસ કરાવવામાં આવે, તોપણ તેના મનુષ્યત્વનો વિકાસ થયા વિના રહેતો નથી. મનહર અંગ્રેજી સ્કૂલમાં વિદ્યાભ્યાસ કરવા જવાની ઇચ્છા કરે છે, તો જવા દો, અડચણ કરીને તેને નિરુત્સાહી બનાવો નહિ. મનહર ઉચ્ચ સંસ્કાર લઇને જન્મ્યો છે, તે નક્કી મારી આબરૂ વધારશે."

કમળા વહુએ પછી કશી અડચણ કરી નહિ. મનહર સ્કૂલમાં ગયો.

માણેકલાલ અભ્યાસમાં થોડો આગળ ગયેલો હતો અને મનહરલાલે માત્ર નવું પગલું જ માંડયું હતું, કિન્તુ મનહરલાલ વયમાં માણેકલાલથી જરા મોટો હતો અને માણેકલાલ મનહરને "મોટા ભાઈ" કહીને બોલાવતો હતો. મોટા ભાઈ પાછળ રહે અને માણેકલાલ આગળ જાય, એ બન્નેમાંથી કોઈને પણ પસંદ પડયું નહિ. તેથી માણેકલાલે ભણવામાં કાંઇક ઢીલ કરી અને મનહર વધારે ઝડપથી ભણવા લાગ્યો. થોડા જ વખતમાં બન્ને સાથે થઇ ગયા.

સુશીલ અને સુબોધ બાળકો રાત્રિ-દિવસ અભ્યાસ કર્યા કરે, રમ્યા કરે નહિ, પાણીમાં તરવા જાય નહિ, ઝાડ ઉપર ચડે નહિ, સૂર્યના તાપમાં અને વરસાદમાં જંગલની અંદર રખડ્યા કરે નહિ, ગાયોને માર મારે નહિ અથવા દોડાવે નહિ, ઘોડાઓની પાછળ પડે નહિ અને ખેતરોની અંદર ઉગેલો પાક ભાંગે નહિ. સુશીલ છોકરાઓ તો તદ્દન શાન્ત અને નમ્ર હોય છે. રમતની વેળાએ ભયથી અને સંકોચથી તેઓ નિર્ભય જગ્યાએ દૂર જઇને ઊભા રહે છે. ઝાડ ઉપરનાં ફળો જેવાં કે જાંબુ, કેરી, જામફળ, સીતાફળ વગેરે ખાવાની ઇચ્છા થાય ત્યારે ઝાડ નીચે ઉભા રહીને આજીજી કરીને તથા વિનંતિ કરીને જેઓ ઝાડ ઉપર ચડ્યા હોય, તેઓની પાસેથી એક બે ફળ માગીને ખાય, પોતે કદિ પણ ઝાડ ઉપર ચડે નહિ. જે સ્થળે કુતરાં ભસે, તે સ્થળે તેઓ જાય નહિ, રસ્તામાં આખલો ઉભેલો જોવામાં આવે, તો તેઓ બીજે રસ્તે ખસી જાય; ઘોડો જોવામાં આવે, તો સો હાથ દૂર નાસે; હાથમાં, પગમાં અગર શરીરના કોઇ પણ ભાગમાં કાંટો ભોંકાવાથી જરા પણ લોહી નીકળે તો ભયથી મૂર્છા પામી જાય.

મનહર અને માણેકલાલ એવા પ્રકારના સુશીલ અને સુબોધ બાળકો નહોતા. જોકે તેઓ રમતીઆળ બહુ હતા, તોપણ દુષ્ટ નહોતા. ભય અને ભક્તિને તેઓ જાણતા નહતા, તોપણ પોતપોતાની માતા પ્રત્યે તેઓ અપરિસીમ પૂજ્ય ભાવ ધરાવતા હતા. ઘેર તેઓ દુષ્ટ બાળકોની ગુસ્સો પ્રકટ કરીને, બકવાટ કરીને, તોફાન કરીને, મારામારી કરીને

અનેવી શિવનારાયણની સાથે પણ હીરાલાલને પરિચય તથા મિત્રાચારી થઈ. તે મિત્રાચારીનું જે ઝેરી ફળ છેવટે ઉત્પન્ન થયું, તેનો કિંચિત્ પરિચય વાચક વર્ગને પ્રથમ થએલો છે.

દાબ વિનાનો મુંબાઇનો પ્રવાસી યુવક–જમીનદારપુત્ર–કૃષ્ણલાલ કાંઈ ઓછો શોખીન તથા ભોગવિલાસી નહોતો, કિન્તુ તેનો એ શોખ તથા ભોગવિલાસીપણું એક સારા દેશી મનુષ્ય બનવા તરફ નહિ જતાં સાહેબ બનવા તરફ ગયું હતું. શોભાશંકરે પણ પોતાના શિષ્ય કૃષ્ણલાલ તથા તેના ભાઈ હીરાલાલના મનની ગતિ જાણી જઇને વિલાયત જઈ આવેલા અને સુધારાના શિખરપર ચડી ગએલા તથા ઇંગ્લીશ ડ્રેસ પહેરીને ફરતા યુવકોના સમાજ સાથે પરિચય કરાવી દીધો. સાહેબના જેવો ડ્રેસ પહેરવા તરફ તથા સાહેબ બનીને ફરવા તરફ કૃષ્ણલાલનું મન ઘણું ખેંચાવા લાગ્યું. ખાતાં, પીતાં, સૂતાં, બેસતાં, બોલતાં, ચાલતાં વગેરે સર્વ બાબતોમાં સાહેબ લોકોનું તે અનુકરણ કરવા લાગ્યો. એટલેથી બંધ નહિ રહેતાં સાહેબ લોકોના રીતરિવાજ તથા તેમની ફેશન શીખવા માટે એક વિલાયતી સાહેબને પગાર આપીને કેટલાક દિવસસુધી પોતાની પાસે રાખ્યો. આવી રીતે સંપૂર્ણ સાધના કરવાથી થોડા જ સમયની અંદર કૃષ્ણલાલ એક સાહેબના રૂપમાં ફેરવાઈ ગયો.

કૃષ્ણલાલની સાહેબ બનવાની ઇચ્છા માત્ર બહારનાં જ આચરણમાં સંપૂર્ણ થઈ નહિ; અંદરખાનેથી પણ પૂર્ણ ભાવ વિકાસ પામવા લાગ્યો. તેનું મન, તેનો પ્રાણ, તેનો ભાવ, તેની ચિન્તા વગેરે સઘળાં સાહેબી રીતરિવાજમાં ગુંથાવા તથા પરિપુષ્ટ થવા લાગ્યાં. આ દેશનાં સાધારણ કુતરાં–બિલાડાંથી માંડીને તે મનુષ્યો, માનવ–પરિવાર, સમાજ, ધર્મ, આચારવ્યવહાર, વસ્તુઓ વગેરેને તે નેટીવ (દેશી) અને નિકૃષ્ટ કહીને તુચ્છકારી કાઢતો હતો. ગમે તે ચીજ હોય તોપણ જો તે વિલાયતી હોય, તો તેને તે શ્રેષ્ઠ માનતો હતો.

ચતુર શોભાશંકર કૃષ્ણલાલને જેવો જોઇએ તેવો સંગી, સહયોગી, અને તેની મરજી મુજબ વર્તનારો હતો, કિન્તુ કૃષ્ણલાલની માફક સાહેબ બની જવાની ઇચ્છામાં તે કદિ પણ પોતાના દેહનું ભાન ભૂલી જતો નહિ. વિષયબુદ્ધિમાં બાલ્યકાળથીજ તેની પ્રખરતા જોવામાં આવતી હતી. સાંસારિક ઉન્નતિ, ભોગ–વિલાસ અને લોકસમાજમાં પોતાનું ગૌરવ તથા પ્રતિષ્ઠા વધારવાં એ તેના જીવનનું પ્રધાન કાર્ય હતું. એ પ્રધાન કાર્યોની સિદ્ધિ માટે જેમ અર્થોપાર્જન કરવા તરફ દૃષ્ટિ રાખવી પ્રયોજનીય છે, તેવી જ રીતે ઉંચે પંક્તિના માણસોની સાથે તેમનું મન ઓળખીને ચાલવું જોઇએ એ

તે સારી રીતે સમજતો હતો. કૃષ્ણલાલ તરલ મતિવાળો અને જમીનદારનો પુત્ર હોવાથી લોકો પોતાનું ખરાબ બોલશે, તેવી કશી દરકાર જ કરતો નહિ. ને રોજ નિઃસંકોચે વિલાયતથી આવેલા સાહેબોની મંડળીમાં બેસતો અને તેમની જોડે સઘળો સમય વ્યતીત કરતો હતો. આ તરફ શોભાશંકર વ્યવસાયની ઉન્નતિને માટે તથા સમાજનું આધિપત્ય પ્રાપ્ત કરવા માટે હિંદુ સમાજમાં પણ સર્વ પ્રકારના માણસોની સાથે ગાઢ પરિચય રાખતો હતો. તેથી એક તરફ વિલાયત જઈ આવેલા સાહેબસમાજમાં શોભાશંકર જેવો ફેશનદાર તથા સુધરેલો સાહેબ ગણાતો હતો, તેવા જ દેશી સમાજમાં વ્યવહારકુશળ, વૈષયિક સમાજોમાં એવા પક્કો વૈષયિક અને વળી બ્રાહ્મણ પંડિતોના ગ્રામ્યસમાજમાં તેવા શુદ્ધ બ્રાહ્મણ ગણાતો હતો.

કૃષ્ણલાલ આવા પ્રકારનો વિચાર કરતો નહિ, અને વિચાર કરવાની તેની પ્રકૃતિ પણ નહોતી અથવા તેનામાં તેવી બુદ્ધિ નહોતી. કિન્તુ શોભાશંકર જાણતો હતો કે કૃષ્ણલાલની આટલી બધી સાહેબી તેનો પિતા જમિયતરામ કદિ પણ માફ કરશે નહિ. જ્યારે કૃષ્ણલાલની સાહેબી બહુ જ વધી પડી, ત્યારે શોભાશંકરે જોયું કે જો ગુમાસ્તાની સાથે બન્ને ભાઈઓ મુંબાઈમાં રહે છે, તેને જો અહીં વધારે વખત રહેવા દેવામાં આવશે, તો જમિયતરામ દેસાઈથી આ બીના કશી પણ ગુપ્ત રહી શકશે નહિ.

વકીલ ગુણવંતરાય શોભાશંકરને બહુ જ તીક્ષ્ણ બુદ્ધિવાળો તથા સારા ચરિત્રવાળો માનતો હતો, અને તેના પર બહુ સ્નેહ રાખતો હતો. શોભાશંકરે ગુણવંતરાય વકીલને સમજાવ્યું કે, "જમિનદારના પુત્ર કૃષ્ણલાલ તથા હીરાલાલને કોલેજમાં ભણીને બી.એ., એમ. એ. ની ડિગ્રીઓ મેળવવાની કશી જરૂર નથી. વળી તેવા પ્રકારનાં તેમનાં મન પણ નથી. તેમની ઇચ્છા વિરૂદ્ધ કોલેજમાં ચાલતા નાના પ્રકારના ઉપયોગી અને બીનઉપયોગી વિષયોના પાઠોનો અભ્યાસ કરાવવાનો પ્રયત્ન કરવાથી સારૂં ફળ મળવા કરતાં ખરાબ મળવાનો વધારે સંભવ છે. ઘર આગળ જ અવકાશના સમયમાં તેઓ મારી પાસેથી અંગ્રેજી, ગુજરાતી, સંસ્કૃત વગેરે ઉપયોગી વિષયો સ્વતંત્ર રીતે શીખશે. ને ઉપરાંત ધનવાન અને વિદ્વાન લોકોના સમાજમાં જવા આવવાનો નિયમ રાખવાથી પણ તેમને કેટલુંક નવીન શિક્ષણ મળી શકશે. ભવિષ્યમાં તેઓ તેમની ઉચ્ચ પદવી પ્રાપ્ત કરવાને લાયક થાય, એવો આ ઉત્તમ રસ્તો છે. તેમને કોલેજમાંથી ઉઠાડી લેવા અને જમિયતરામ દેસાઈના એક કુશળ મ્હેતો કે જે અહીં નકામો બેસી રહ્યો છે તેને જયરામપુર પાછો મોકલી દેવો. આપની સલાહથી હું પોતે જ તે ગુમાસ્તાનું જે કાંઈ કામકાજ હશે તે કરીશ."

ગુણવંતરાય વકીલે જોયું કે શોભાશંકરની સલાહ ખરી છે. તેણે જમિઅતરામ દેસાઇને એક પત્ર લખીને એ પ્રમાણે બંદોબસ્ત કરી વાળ્યો અને જમિઅતરામ દેસાઇનો જુનો અને પરિપક્વ બુદ્ધિવાળો મ્હેતો કે જેના હાથમાં કૃષ્ણલાલ અને હીરાલાલ સારા રહી શકતા હતા, તેને પાછો ઘેર જય-રામપુર મોકલી દીધો. કૃષ્ણલાલ અને હીરાલાલને માથે હવે કોઇનો દાબ રહ્યો નહિ. હીરાલાલ શોભાશંકરના બનેવી શિવનારાયણની સાથે નાના પ્રકારના આમોદ પ્રમોદમાં ઉન્મત્ત બની જઇને દિવસ તથા રાત્રિનો ઘણો ખરો ભાગ બહાર જ રખડ્યા કરતો હતો અને કૃષ્ણલાલ શોભાશંકરની સાથે સાહેબ બની ગએલા ગુજરાતી સાહેબોના સમાજમાં ફરવા લાગ્યો.

પૂર્વે વિદ્યાર્થી અવસ્થામાં જે ખર્ચ લાગતો હતો, તેના કરતાં હવે જમિનદારના પુત્ર તરીકે મુંબઇની સમાજોમાં આવજા કરવાથી ઘણો વધારે ખર્ચ લાગવા માંડયો, એટલા માટે ગુણવંતરાય વકીલે શોભાશંકરની સલાહથી તેમના માસિક ખર્ચનો આંકડો પણ ઘણો વધારી દીધો.

કોણ જાણે શા કારણથી હીરાલાલના ઉચ્છૃંખલપણા તરફ તથા તેના દુશ્ચરિત્ર તરફ શોભાશંકર પ્રથમ દૃષ્ટિ સરખી પણ કરતો નહિ અને તેને તેવી રીતે વર્તવા દેવાને કશો પ્રતિબંધ પણ કરતો નહિ; પરંતુ જ્યારે હીરાલાલ તદ્દન બગડીને પેલે પાર જતો રહ્યો, ત્યારે તે કોઈ કોઈ વાર ગુણવંતરાય વકીલ પાસે જઇને હીરાલાલની ખરાબ ચાલચલગત માટે વાતચીત કરવા લાગ્યો. ગુણવંતરાય વકીલે હીરાલાલને પોતાની પાસે બોલા-વીને ઘણી શિખામણો આપી અને ઘણો તિરસ્કાર પણ કર્યો; પરંતુ જ્યારે જોયું કે તેના મન ઉપર કશી પણ અસર થઈ નથી ત્યારે છેવટે તેણે કંટાળીને જમિયતરામ દેસાઇને સઘળી હકીકત લખી જણાવી.

જમિઅતરામ દેસાઈ પોતાના કનિષ્ટ પુત્ર હીરાલાલની આવી ખરાબ વર્તણુકથી ઘણો ખેદ પામ્યા અને પોતાનું સઘળું કામકાજ છોડીને મુંબાઈ આવ્યા.

શોભાશંકરની સલાહથી કૃષ્ણલાલે પોતાનો સાહેબ લોકના જેવો ડ્રેસ સંતાડી દીધો અને પિતાની સમક્ષ સારી રીતભાત તથા ઘણો વિનયભાવ દર્શાવ્યો. સરળ હૃદયના જમિયતરામ દેસાઇએ પોતાના જ્યેષ્ટ પુત્રની રીત-ભાતમાં જોકે કેટલાક પ્રમાણમાં હિંદુભાવ-વિવર્જિત અને સાહેબ લોકમાં ચાલતી ટેવો જોઈ, તોપણ એકંદરે તેના પ્રત્યે તે સંતુષ્ટ થયા. તેમણે વિચાર કર્યો કે અંગ્રેજી શિક્ષણ, અંગ્રેજી રાજ્ય, દેશમાં પેઠેલી અંગ્રેજી રીતભાત તથા મુંબાઇના સમાજનો સહવાસ-એ સઘળી બાબતોથી યુવકો ઉપર આટલી અસર તો થયા વિના રહે જ નહિ. પુખ્ત ઉંમરનો થશે અને

ગૃહસંસાર તથા વ્યાવહારિક કાર્યનો બોજો શિરપર આવી પડશે, ત્યારે એ સઘળી ટેવો એની મેળે દૂર થઈ જશે.

કૃષ્ણલાલને જેવી રીતે શોભાશંકરે તેના પિતાની હાજરીમાં સારી રીતભાતથી વર્તવાની તથા ઈંગ્લીશ ફેશન દાબી દેવાની સલાહ આપી હતી, તેવી રીતે હીરાલાલને ઉપદેશ આપનાર કોઈ પણ વ્યક્તિ હતી નહિ. જે રાત્રે જમિઅતરામ દેસાઈ મુંબઈ આવી પહોંચ્યા તે રાત્રે હીરાલાલ બિલકુલ ઘેર જ આવ્યો નહિ. બીજે દિવસે સવારે એક પ્રહર દિવસ ચઢી ગયા પછી ઘેરાએલી આંખે ઘેર આવીને તે આખો દિવસ ઉંઘ્યો. સંધ્યાકાળ પહેલાં જાગીને પિતા આવ્યા છે એમ સાંભળ્યું, કે તુર્ત જ ભયથી પિતાને મ્હોં નહિ દેખાડતાં તે પુનઃ બહાર નાસી ગયો. બીજે દિવસે સવારે માણસ મોકલીને જમિયતરામ દેસાઇએ બળપૂર્વક પુત્રને ઘેર બોલાવી મંગાવ્યો. પુત્રને વંઠી ગએલો જોઇને ગુસ્સો ચઢવાથી, દેસાઇએ હીરાલાલને બહુ માર મારો અને તેને પોતાને ઘેર જયરામપુર પાછો લેઈ ગયા.

જેની સોબતમાં હીરાલાલ ખરાબ થયો હતો, તે શિવનારાયણ પણ મુંબાઈ છોડીને જયરામપુરની આસપાસના ગામડામાં ફરવા લાગ્યો. પિતાની શિખામણો તથા પિતાનો દાબ તથા ભય અને લજ્જા એ સઘળાંનો ત્યાગ કરીને હીરાલાલ પાછો શિવનારાયણની સાથે અનેક પ્રકારનાં કુકૃત્યો કરવા લાગ્યો. ક્રોધાતુર બની ગએલા જમિયતરામ દેસાઈ હીરાલાલની આ વર્તણુક હવે સહન કરી શક્યા નહિ. તેમણે પુત્રને ઘેરથી બહાર કાઢી મૂક્યો અને વિલ (વસિયતનામું) કરીને જ્યેષ્ઠ પુત્ર કૃષ્ણલાલને સઘળી સંપત્તિનો ઉત્તરાધિકારી બનાવ્યો. તરુણ સ્ત્રી અને બાળક કન્યાને લેઇને હીરાલાલ કોણ જાણે શિવનારાયણની સાથે ક્યાંય ચાલ્યો ગયો! હીરાલાલની આવી દુર્દશા થએલી જોઇને કૃષ્ણલાલને કેટલોક ભય લાગ્યો અને સમજણ આવી. દુશ્ચરિત્રને માટે જે પિતાએ એક પુત્રનો ત્યાગ કર્યો છે, તે પિતા હિન્દુધર્મવિવર્જિત–સાહેબ લોકના જેવી રીતભાતથી વર્તનારા બીજા પુત્રનો પણ ત્યાગ કરતાં વાર લગાડશે નહિ, એમ કૃષ્ણલાલના મનમાં હવે સંપૂર્ણ રીતે ઠસી ગયું અને ત્યારપછી તે બહુ સંભાળીને ચાલવા લાગ્યો. તે કોઇ કોઈ વાર પોતાને ઘેર જયરામપુર પણ જવા લાગ્યો. જેવી રીતે રોગશય્યામાં સૂતેલો રોગી પથ્ય પાળે અને ઔષધ ખાય તથા કેદખાનામાં કેદી જેમ જેલરના હુકમને અનુસરીને ચાલે, તેવી રીતે અત્યંત કષ્ટથી દેશી રીતભાતથી તે વર્તતો હતો કે જેથી પોતાની વિદેશી રીતભાત પિતાજીના જોવામાં આવી ન જાય! વળી જ્યારે તે મુંબાઈ પાછો આવે ત્યારે રોગમુક્ત રોગીની માફક અને કેદખાનામાંથી છુટા થએલા કેદીની માફક શાન્તિ અને સુખની તૃપ્તિનો તે અનુભવ કરતો હતો.

---

"ત્યારે કેવી રીતે હું જાણું કે તું એમાને ચાહતી નથી, પરંતુ કામંદકીને જ ચાહે છે?"

"જ્યારે હું મ્હોટી થઇશ, ત્યારે તમે જાણશો કે તે વખતે હું કદિ પણ એમા બનીશ નહિ, કેવળ કામંદકી જ રહીશ. પણ દાદા! તેથી મને પિતાજી લડશે તો નહિને?"

જમિયતરામ દેસાઈ બોલ્યાઃ "મ્હોટી થયાં પછી કોઈ તને લડશે નહિ, બેટા."

કામંદકી બોલીઃ "તોપણ સાંભળો દાદા! તમને હું છાનીમાની કહું છું કે પિતાજીને તમે આ વાત કહેશો નહિ. હું મ્હોટી થઇશ ત્યારે પિતાજી મને કેમ નહિ લડે? તે વખતે હું એક દિવસ પણ એમા બનીશ નહિ, કેવળ કામંદકી જ રહીશ. શું તેથી પિતાજી મને લડશે નહિ?"

જમિયતરામ દેસાઈ બોલ્યાઃ "તું મ્હોટી થઇશ ત્યારે તો તારે તારા વરની સાથે રહેવું પડશે. ત્યાં તને તારા પિતાજી શી રીતે લડવા આવે?"

કામંદકીએ પ્રશ્ન કર્યોઃ "કયા વરની સાથે મારે રહેવું પડશે, દાદા? શું તે મને એમા કહીને તો બોલાવશે નહિને? હું એમા થવાને ઇચ્છતી નથી પણ કામંદકી થવા ઇચ્છું છું."

વૃદ્ધે મંદ હાસ્ય કરીને ઉત્તર આપ્યોઃ "ના પુત્રી, તું જેવી રીતે કામંદકી બનવા ઇચ્છે છે, તેવી રીતે વર પણ કામંદકીને જ ચાહે એવો તારે માટે લાવી આપીશ."

"હા, દાદા, તો બહુ સારૂં થાય."

એ પ્રમાણે પૌત્રી અને પિતામહ વચ્ચે બહુ વાર્તાલાપ થયો.

કામંદકી ઉંમરે તથા શરીરે વધવા લાગી. જમિયતરામ દેસાઇએ તેને અનેક શ્લોકો તથા સ્તોત્રો મોઢે કરાવ્યા હતા. પૂજા–આહ્નિકને સમયે કામંદકી તેમની પાસે બેસીને રોજ શ્લોકો તથા સ્તોત્રો બોલતી અને કોઈ મળવા આવે ત્યારે પણ વૃદ્ધ આનંદમાં આવી જઇને પૌત્રીની પાસે પોતાના શિખવાડેલા શ્લોકો તથા સ્તોત્રો ગવરાવતા હતા. પૌત્રીનો હાથ પકડીને દેસાઈ રોજ બે વખત દેવાલયમાં દર્શન કરવા જતા હતા.

આથી કૃષ્ણલાલ બહુ જ નારાજ થતો. તે મનમાં સંતાપ કરતો કેઃ "બુઢ્ઢો આખો દહાડો છોકરીનું માથું ખાઈ જાય છે. આ સઘળા નેટીવ કુસંસ્કારો બાલિકાના કોમળ અને તરલ હૃદયમાં જડ ઘાલી બેસશે તો તેને પાછળથી દૂર કરવા મુશ્કેલ થઈ પડશે. હાય! હાય! પોતાના આવા ઉચ્ચ આદર્શમાં તે પોતાની કન્યાના જીવનનું ગઠન પણ કરી શકતો નથી. કેવું દુર્ભાગ્ય! કન્યાની કોમળ હૃદય–ભૂમિકામાં ડોસો કંટકપૂર્ણ જંગલ ઉગાડે છે.

પાછળથી શું તે જંગલનો નાશ કરીને તે સ્થળે વિલાયતી ફૂલોનો બગીચો બનાવી શકાશે? પરંતુ શું કરવું? કશો ઉપાય નથી. બુઢ્ઢો બહુ જક્કી છે. આટલી બધી સંપત્તિ તેની પાસે છે, તેથી તેનો દુરાગ્રહ સહન કર્યા વિના ચાલે પણ કેમ? ઠીક, જોઉં છું, બુઢ્ઢો કાંઈ અમર તો નથીને. તેના મરણ પછી એમાના નેટીવ સંસ્કારો દૂર કરવામાં જો કે કષ્ટ તો ઘણું પડશે, તોપણ પ્રયત્ન કરવાથી શું થઈ શકતું નથી?"

## પ્રકરણ ૭ મું.

### વાગ્દાન.

ક્રમે ક્રમે કામંદકીની ઉંમર આઠ વરસની થઈ. જમિયતરામ દેસાઈની ઈચ્છા કામંદકીનું વેવિશાળ કામંદકીને લાયક કોઈ સારા વરની જોડે કરવાની હતી, કિન્તુ એવો સારો વર તેમને ક્યાંથી મળી શકે? વૃદ્ધે અનેક છોકરાઓ જોયા, પરન્તુ કોઈમાં તેમનું મન ઠર્યું નહિ. આ તરફ કામંદકીનું આઠમું વર્ષ પણ પૂરું થવા આવ્યું. વૃદ્ધને હવે ચિન્તા ઉત્પન્ન થઈ.

એવા સમયમાં કાલિકાપુરથી રામશંકર પંડ્યાનું આગમન તેમના કોઈ જયરામપુરમા શિષ્યને ત્યાં થયું. મનહરલાલ પણ તેમની સાથે ત્યાં ગયો. તે શિષ્યને ઘેર કમળા વહુની બાલ્ય કાળની બ્હેણીની એક દૂરની સંગી–મોસાળ પક્ષની બ્હેન હતી. તે બ્હેનની સાથેનું સગપણ અને બાલ્ય જીવનનો ગાઢ સ્નેહ એકાએક સ્મરણમાં આવી જવાથી કમળા વહુએ તેને માટે કેરીઓ, કેળાં, પપૈયાં અને મગજના લાડુ વગેરે સામગ્રી લઈને તેને મળવા માટે મનહરલાલને રામશંકર પંડ્યાની સાથે મોકલ્યો.

રામશંકર પંડ્યાની સાથે જમિયતરામ દેસાઈને સારો પરિચય હતો. સારા વિદ્વાન અને સાધુ પુરૂષ ધારીને જમિયતરામ દેસાઈ રામશંકર પંડ્યા તરફ બહુ ભક્તિભાવ તથા શ્રદ્ધા રાખતા હતા. જ્યારે જ્યારે રામશંકર પંડ્યા જયરામપુરમાં આવતા, ત્યારે જમિયતરામ દેસાઈ સદા–સર્વદા તેમની પાસે આવીને ધર્મ સંબંધી અનેક વાતો કરતા હતા.

રામશંકર પંડ્યાના આગમનને બીજે દિવસે પ્રાતઃકાળમાં તે તથા જમિયતરામ દેસાઈ બન્ને જણ બહારના મકાનની પરશાળમાં બેસીને વાતો કરતા હતા, એટલામાં મનહર હાસ્ય કરતો આવીને બુમ પાડીને બોલ્યોઃ "દાદા! દાદા! આ જુઓ!"

બન્ને વૃદ્ધોએ તેના તરફ દૃષ્ટિ કરીને જોયું કે મનહરના ગળામાં માળાની પેઠે એક મ્હોટો ભયંકર મરી ગએલો સર્પ લટકે છે! વળી એક

બીજો મરી ગએલો સર્પ માથા ઉપર વીંટાળેલો છે! અને હાથમાં એક મ્હોટી લાકડી પકડેલી છે. મનહર અત્યારે સત્તર વર્ષની ઉમરનો બળવાન, મજબૂત બાંધાનો અને ઉંચી કાઠીનો એક કદાવર તરૂણ યુવક હતો. ઉજ્જ્વલ શરીર; પ્રશસ્ત મુખ, મ્હોટી તેજસ્વી આંખો અને વિશાળ ભુજા એથી અત્યારે તેનો દેહ અત્યંત મોહક અને સુંદર દેખાતો હતો.

જમિયતરામ દેસાઈ આ અદ્‌ભુત મૂર્ત્તિ જોઇને એકાએક સ્તબ્ધ બની ગયા. કામંદકી પણ પાસે જ બેઠી હતી. તે મંદ હાસ્ય કરીને બોલી ઉઠી: "દાદા! દાદા! આ તમે કહેતા હતા તે વર?"

મુગ્ધ બની ગએલા જમિયતરામે આનંદથી કામંદકીને ખેંચી લઇને હૃદય સાથે ચાંપીને કહ્યું: "હા પુત્રી! તે જ છે!"

મનહરલાલ બોલ્યો: "જુઓ દાદા! આ કેવા મ્હોટા બે સર્પને મારીને હું લાવ્યો છું?"

રામશંકર પંડ્યા બોલ્યા: "પુત્ર! તું બહુ દુઃસાહસિક કામ કરે છે."

મનહરલાલે મંદ હાસ્ય કરીને ઉત્તર આપ્યો: "દુઃસાહસિક કેમ. દાદા? હાથમાં લાકડી હોય તો શું કદિ પણ સર્પથી ડરીએ? વળી હાથમાં લાકડી ન હોય તોપણ શું? જો કદિ એક વાર પૂછડી પકડીને ખૂબ ફેરવીને જમીન ઉપર પછાડ્યો હોય, તો વળી સાપ જવાનો ક્યાં હતો? એક વાર તમારી સામે ફેણ માંડીને ફુંફાડા મારતા સાપને મેં ફેણ પકડીને એકદમ ઉંચકી લીધો હતો, તે તમને યાદ છે કે?"

રામશંકર પંડ્યાએ કહ્યું: "હા, તે તોયાદ છે, પુત્ર! પરંતુ જા, હવે સર્પને ફેંકી દઇને સ્નાન કરી આવ. આજ પછી મરી ગએલા સાપને આવી રીતે કદિ પણ ગળામાં પહેરીશ નહિ અને માથા ઉપર વીંટાળીશ નહિ."

મનહર ચાલ્યો ગયો. જમિયતરામ દેસાઇએ કહ્યું: "રામશંકર પંડ્યા?"

"કેમ, શું છે દેસાઈ?"

"આ છોકરો કોણ છે?"

રામશંકર પંડ્યાએ પછી મનહરલાલ વિષેનો સઘળો પરિચય કરાવ્યો.

જમિયતરામ દેસાઈ બોલ્યા: "રામશંકર પંડ્યા! આ મારી પૌત્રી કામંદકીને તમે જુઓ છોની, એ બાલિકાનું દાન તમારા મનહરલાલને કરવાની મારી ઇચ્છા છે."

રામશંકર પંડ્યા બોલ્યા: "જ બહુ સારૂં; એ બાલિકા મનહરને યોગ્ય જ છે, તોપણ એ વિષે મનહરની માતાનો મત લેવાની જરૂર છે."

"મનહરલાલની માતા આપની આજ્ઞા તો સંપૂર્ણ રીતે માને છેને?

તમે જો સંબંધ નક્કી કરી જાઓ, તો શું તે કાંઈ વાંધો કહાડે ખરાં?"

"ના, કમળા વહુ તો તદ્દન મારી આજ્ઞા પ્રમાણે જ વર્તનારાં છે; અને મનહરલાલ ઉપર સઘળો અધિકાર મારો જ છે."

જમિયતરામ દેસાઈ બોલ્યાઃ "તો પછી શી અડચણ છે? આપના ઘરમાં મારી કામંદકીને સ્થાન આપશો? આપનો પ્રત્યુત્તર સાંભળીને હું નિશ્ચિંત થઈશ."

રામશંકર પંડ્યા બોલ્યાઃ "બહુ સારૂં, આપની કામંદકીની સાથે મારા મનહરનું વેવિશાળ કરવાને હું ખુશી છું."

જમિયતરામ દેસાઈએ કહ્યુંઃ "કામંદકીને આઠમું વર્ષ પૂરૂં થવા આવ્યું છે, તેથી નવમું વર્ષ બેસે કે તુર્ત જ તેનું લગ્ન કરવાની મારી ઇચ્છા છે."

રામશંકર પંડ્યાએ તે વાતનો પણ સ્વીકાર કર્યો. એ પ્રમાણે એક જ દિવસમાં અને એક જ આસને તથા એક જ વાતમાં કામંદકીનું વેવિશાળ નક્કી થઈ ગયું.

રામશંકર પંડ્યા તથા જમિયતરામ દેસાઇ એ ઉભય જુના વિચારના હતા. કેટલા રૂપિયાનાં ઘરેણાં કરશો તથા કેટલા રૂપિયા ગજવે ઘાલશો એ વાતનો કિંચિત્ પણ અંશ તેમનાં હૃદયમાં સ્થાન પ્રાપ્ત કરી શકે તેમ નહોતું. તે બન્ને જાણતા હતા કે યોગ્ય વરને યોગ્ય કન્યાદાન દેવું એ જ ખરૂં છે, બાકી સઘળી વાત નકામી છે, એવા વિચારથી જ આ સંબંધ નક્કી થયો હતો.

પૌત્રીનું વેવીશાળ કરતાં પહેલાં પુત્રનો અભિપ્રાય લેવાની કશી જરૂર છે કે નહિ, એનો વિચાર સરખો પણ વૃદ્ધ જમિયતરામ દેસાઇના મનમાં આવ્યો નહિ. કામંદકીને આઠમું વર્ષ પૂરૂં થઇ નવમું બેઠું કે તુર્ત જ જમિયતરામ દેસાઇએ જ્યોતિષમાં જોઇને લગ્નનો એક સારો દિવસ નક્કી કરીને લગ્ન સંબંધી સઘળી તૈયારીઓ કરવાનો આરંભ કરી દીધો. યોગ્ય સમયે જમિયતરામ દેસાઇએ પુત્રને મુંબાઈ સમાચાર મોકલ્યા કે અમુક તિથિએ, અમુક સ્થાને, અમુક ઘેર, અમુક પાત્રની સાથે કામંદકીનાં શુભ લગ્ન નક્કી કર્યાં છે, તો તે લગ્ન પ્રસંગે તમે સ્ત્રીપુરૂષ બન્ને જરૂર યોગ્ય સમયે ઘેર આવજો.

કૃષ્ણલાલ આ સમાચાર સાંભળીને અત્યંત ક્રોધાયમાન થઈ ગયો. તેણે તુર્ત જ શોભાશંકરને પોતાની પાસે બોલાવ્યો. શોભાશંકર આવ્યો ત્યારે કૃષ્ણલાલ અંગ્રેજી ભાષામાં પિતાને ગાળોનો વરસાદ વર્ષાવતો હતો. ન બોલવાનાં વચનો બોલીને હજારો વાર પિતાનું મૃત્યુ પણ તેણે ઇચ્છયું!

શોભાશંકર પણ સ્તંભિત બની ગયો. પરંતુ કશો ઉપાય નહોતો. એ લગ્ન બંધ કરવાનો પ્રયત્ન કરવા જતાં જમિયતરામ દેસાઇની સઘળી

મિલ્કત કૃષ્ણલાલના હાથમાંથી જાય તેમ હતું. તે બહુ વારસુધી વિચાર કરીને કૃષ્ણલાલ પ્રત્યે બોલ્યો: “હવે શું કરવું? લગ્ન બંધ કરવાનો પ્રયત્ન કરવો તદ્દન નકામો છે. જોર કરવા જશો તો તમારી દશા પણ હીરાલાલના જેવી જ થવાની. ઘેર જાઓ, શાન્ત મનથી લગ્ન જોઈ આવો. બુઢ્ઢા સાથે નકામા લડશો નહિ.”

“શું હું ઘેર જઉં? કદિ પણ નહિ. હાજર રહીને એ લગ્નને અનુમોદન હું કદિ પણ આપીશ નહિ. જો હું તેમ કરૂં, તો છેવટે એ લગ્ન મારાથી અગ્રાહ્ય કદિ પણ થઈ શકે નહિ.”

“શું ત્યારે તમે એ લગ્ન અગ્રાહ્ય કરવા ધારો છો?”

“હા, કેમ ન કરૂં? તમે શું ધારો છો શોભાશંકર? મારી એમાનું લગ્ન થએલું છે, એમ હું કદિ પણ મનમાં માનીશ નહિ. મારા હાથમાં જ્યારે મારી એમા આવશે, ત્યારે મારા જેવા વિચારો તથા રીતભાતથી તેનું જીવન ગુંથી દઇશ, અને યોગ્ય વર શોધીને ફરીથી તેનાં લગ્ન પણ કરીશ.”

શોભાશંકર પછી કશું બોલ્યો નહિ. કૃષ્ણલાલ તેની પુત્રીનાં લગ્ન ઉપર બિલકુલ ઘેર જ ગયો નહિ અને તેણે કશો પત્ર પણ લખ્યો નહિ. જમિયતરામ દેસાઇ પણ પુત્રની ગેરહાજરી તથા તેના અસંતોષ વિષે કશું પણ મનમાં લાવ્યા નહિ. તેમણે નક્કી કરેલા યોગ્ય સમયે મનહરલાલની સાથે કામંદકીનાં મોટા સમારંભથી લગ્ન કરી નાંખ્યાં.

લગ્ન થયાને એક વર્ષ વીતી ગયા પછી જમિયતરામ દેસાઇનું મૃત્યુ થયું. હવે કૃષ્ણલાલને માથે કોઇનો ભય રહ્યો નહિ. પિતાનું શ્રાદ્ધ વગેરે ક્રિયા સમાપ્ત કરીને સ્ત્રી તથા બાલિકાને લેઇને તે મુંબાઈ ગયો. થોડા જ સમયમાં સ્ત્રીને તેણે મડમ બનાવી દીધી, અને બાલિકાને મડમની દીકરીના જેવો પોશાક પહેરાવીને સાહેબ લોકોની સ્કૂલમાં ભણવા મોકલી. કામંદકીના દાદા અત્યારે નહોતા. તેમ તે પણ તેના પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરે એટલી મોટી થઇ નહોતી. તેથી પિતાની ઇચ્છાનુસાર તેને હવે એમા નામે રહેવું પડ્યું. લગ્ન થયા પછી માત્ર પાંચ-છ દિવસ જ તે તેના સસરાને ઘેર રહી હતી, તેથી સસરાના ઘરની સાથેના સંબંધની પણ કશી સ્મૃતિ તેના મનમાં સ્થાપન થઇ નહિ. તોપણ મનહરલાલની હાસ્યપ્રભ મૂર્તિ તે બાલિકાના હૃદયમાં દૃઢ ચોંટી રહી હતી. તે મૂર્તિની જ્યોતિ પણ કામંદકીના હૃદયમાંથી સહજમાં ભુંસાય તેમ નહોતી.

કૃપાશંકર પણ પોતાની પુત્રવધૂ મડમના જેવો પોશાક પહેરે છે તથા અંગ્રેજ છોકરીની સ્કૂલમાં ભણવા જાય છે, એમ સાંભળીને બહુ ગુસ્સે થયો

મનમાં બહુ બડબડી. વહુને તેડી લાવવા માટે એક માણસને તેણે મુંબાઈ મોકલ્યો, કિન્તુ કૃષ્ણલાલે ઉત્તર વાળ્યો કે, "તે અસભ્ય ગામડીઆ લોકોના ઘરની સાથે મારે કશો સંબંધ નથી. મારા પિતાએ શું કર્યું છે, તે હું જાણતો નથી. મેં પોતે મારી કન્યાનાં લગ્ન તથા વેવિશાળ તે સ્થળે કરેલાં નથી. મારી કન્યાને વહુ કહેવાની આશા તેઓ બિલકુલ રાખે નહિ, તેમ તેમને સ્પષ્ટ કહી દેશો." એ પ્રમાણે બીજાં પણ કેટલાંક કડવાં વચનો બોલીને તથા તિરસ્કાર કરીને કમળા વહુના મોકલેલા માણસને તેણે ઘરની બહાર કહાડી મૂક્યો. પોતાને ઘેર તેને બિલકુલ બેસવા પણ દીધો નહિ.

કમળા વહુએ એ સમાચાર સાંભળીને આખું ગામ ધ્રૂજાવી મૂક્યું અને કેટલાય દિવસસુધી એકસરખી રીતે ગાળોનો વરસાદ વરસાવ્યો. કિન્તુ તે ગાળો કૃષ્ણલાલ તથા કૃષ્ણલાલની પુત્રીના કાનસુધી પહોંચવાનો સંભવ નહોતો. વૃદ્ધ જમિયતરામ દેસાઇએ તો પરલોકમાં વાસ કર્યો હતે, તે સ્થળે જઈને એક વાર લડી આવવાનું કમળા વહુથી બની શકે તેમ નહોતું; તોપણ આકાશમાં ઉડતા પવનમાં મળી જઈને તે ગાળો તે સ્થળે પહોંચી છે કે નહિ, તે આ લોકના તથા પરલોકના જે દેવતા હોય, તેજ જાણી શકે.

બે એક વર્ષની અંદર કૃષ્ણલાલની સ્ત્રી મોક્ષદાસુંદરીનું પણ મૃત્યુ થયું. કૃષ્ણલાલે ફરીથી પોતાનું લગ્ન કર્યું નહિ. મિસ વેનિંજ નામની એક સરખી ઉમરની વિલાયત જઈ આવેલી કુમારિકાને તેણે કન્યાને શિક્ષણ આપવા માટે તથા સહચારિણી તરીકે નિયુક્ત કરી.

માતાના અભાવે અને મિસ વેનિંજના પ્રભાવે એમાને મેડમ સાહેબના જેવો પોષાક પહેરવાની તથા સાહેબ લોકના જેવી રીતભાતથી વર્તવાની સારી રીતે ટેવ પડી ગઈ. હવે તે શ્રીમતી કામંદકીદેવી રહી નહોતી, કિન્તુ મિસ એમા બની ગઈ હતી! કૃષ્ણલાલે તેની દેસાઈ પદવી બદલીને સાહેબી પદવી ધારણ કરી હતી.

કૃષ્ણલાલ પોતાની કન્યાનાં થઈ ગએલાં લગ્નનો સ્વીકાર કરવાને ચાહતો ન હતો, તેથી કન્યા કદિ પણ પોતે વિવાહિતા છે, એમ મનમાં ન લાવે અથવા સ્વામીની વાત તથા સસરાના ઘરની વાત કદિ પણ તેના મનમાં ઉદ્ભૂત ન થવા પામે, તે માટે તે બહુ કાળજી રાખતો હતો.

આ તરફ કમળા વહુ મનહરલાલને બીજું લગ્ન કરવાને અનેક રીતે સમજાવવા લાગી, કિન્તુ મનહરલાલે કોઇ પણ રીતે બીજું લગ્ન કર્યું નહિ, તેમ પરણેલી સ્ત્રીને પણ પાછી પોતાને ઘેર લાવવાનો કશો પ્રયત્ન કર્યો નહિ.

# પ્રકરણ ૮ મું.

## માણેકલાલની નોકરી.

મનહરલાલનાં લગ્ન થયાને બે ત્રણ વર્ષ વીતી ગયાં છે. મનહરલાલ તથા માણેકલાલ હવે સુરતની હાઇસ્કૂલમાં અભ્યાસ કરે છે. આટલા દિવસ શહેરમાં રહ્યા છતાં તેઓનામાં જે ગ્રામ્ય સરળતા હતી, તેમાં કશો પણ ફેરફાર થવા પામ્યો નહોતો. હજી પણ તેઓ ખુલ્લે શરીરે અને ઉઘાડે પગે આસપાસના જંગલમાં અને ખેતરોમાં ફરતા, રમતો રમતા, ઘોડાઓ ઉપર ચડતા, નદીમાં તરતા, અને વૃક્ષો ઉપર ચડતા હતા. કોઇ પણ સ્થળે આગ લાગતી કે તુર્ત જ સૌની પહેલાં કમ્મર બાંધીને આગ હોલવવા ઘરના માળ ઉપર ચડી જતા હતા અને કોઈ મરી જતું ત્યારે નનામી ખાંધે લઇને સૌની પહેલાં સ્મશાનમાં જતા હતા. કોઇ પણ સ્થળે મારામારી થઇ હોય તો જેને માથે વિપત્તિ આવી પડતી તેની રક્ષા કરવા માટે લાકડી લેઈને સૌની પહેલાં તેઓ હાજર થતા હતા. આ તરફ સ્કૂલના અભ્યાસમાં પણ તેઓ કાંઈ મંદ ચાલતા નહિ. શિક્ષક વર્ગ તરફ અસભ્યતા અથવા અસન્માન કદિ પણ દર્શાવતા નહિ. રસ્તામાં તથા નદીકિનારે ઉદ્ધતાઈ કરીને શહેરના સારા માણસોને કદિ પણ ત્રાસ આપતા નહિ. તેથી શિક્ષક વર્ગ તથા બીજા બહારના સારા માણસો તેમની પ્રત્યે સારો સ્નેહ દર્શાવતા હતા.

એ પ્રમાણે દિવસો જવા લાગ્યા. એક દિવસ કેટલાક છોકરાઓએ રસ્તા ઉપર તોફાન મચાવી મૂક્યું, તે તોફાનમાંથી પસાર થતા એક માણસના માથામાં પત્થરો વાગવાથી લોહી નીકળ્યું અને તેણે સ્કૂલના ઇન્સ્પેક્ટરને તે બાબતની ફરિયાદ કરી. તપાસ કરતાં મનહરલાલે તથા માણેકલાલે નિર્ભય-પૂર્વક સ્વીકાર કર્યો કે અમારી બન્નેની સરદારી નીચે એ તોફાન મચાવવામાં આવ્યું હતું. ઈન્સ્પેક્ટરના હુકમથી સ્કૂલમાંથી તે બન્નેને દૂર કરવામાં આવ્યા.

હવે શું મોઢું લઈને ઘેર જવું, એમ વિચારીને મનહરલાલ તથા માણેકલાલ આસપાસના ગામડામાં કોઈ સ્થળે પલાયન કરી ગયા, કિન્તુ પાંચ છ મહિનાની અંદર રામશંકર પંડ્યાએ મોકલેલા માણસના હાથમાં પકડાઇ જવાથી બન્ને જણા લજ્જાથી નીચું વદન કરીને પાછા ઘેર આવ્યા. હાથમાંથી ગએલું ધન પુનઃ પ્રાપ્ત થવાથી તે બનેની માતાઓ અત્યંત રાજી થઈ.

મનહરલાલને જમીન તથા યજમાનની સંખ્યા સારી હતી, તેથી તેના દિવસો સારી રીતે પસાર થતા હતા, કિન્તુ માણેકલાલને હવે શું કરવું? ઉંચા કુળમાં જન્મ ધારણ કરીને બીજી સ્ત્રીઓની માફક દાસી-વૃત્તિ

કરીને માતાએ પોતાને ઉછેરીને મ્હોટો કર્યો છે, તથા ભણતરનું ખર્ચ પૂરું કર્યું છે. ભણતરના ખર્ચનું ફળ તો છેવટે આ આવ્યું ! માતાએ દાસી-વૃત્તિથી ઉપાર્જન કરેલા દ્રવ્યનો આવી રીતે નકામો વ્યય કર્યો. એ જાગૃતિના અનુતાપથી માણેકલાલનું અંતર બળવા લાગ્યું. કિન્તુ જે હકીકત બની ગઈ, તેનો શો ઉપાય ? અત્યારે પોતે ૨૦-૨૧ વર્ષની ઉમરનો થયો હતો, આવડું મ્હોટું શરીર ધારણ કરીને ઘેર બેઠાં બેઠાં માતાએ દાસી-વૃત્તિથી ઉપાર્જિત કરેલું અન્ન શું મ્હોડું લઈને તે મુખમાં મૂકી શકે ? ધિક્કાર છે, તેના જીવનને ! શું તેના કરતાં ઉપવાસ કરીને મૃત્યુ પામવું હજાર દરજ્જે સારું નહિ ? કિન્તુ શું કરે ? વિદ્યાભ્યાસ હવે આગળ કરી શકે એવો સંભવ નહોતો. એટલા થોડા અભ્યાસથી નોકરી પણ શેની મળે ? અને તેને નોકરી આપે પણ કોણ ?

માણેકલાલે આ પ્રમાણે ચિન્તા કરતાં કરતાં અત્યંત કષ્ટથી કેટલાક મહિના પસાર કર્યા. મનહરલાલ હાલમાં યજમાનોમાં ફરવા ગયો હતો અને માણેકલાલ એકલો ઘેર હતો, તેથી તેને ક્યાંય ચેન પડતું નહોતું. એક દિવસ પ્રાતઃકાળે નદીને કિનારે બેસીને માણેકલાલે બહુ વારસુધી કંઈક વિચાર કર્યો. વિચાર કરતાં કરતાં છેવટે એકાએક તેના ચિન્તાપૂર્ણ મલીન મુખમાં પ્રફુલ્લતાનું ઉજ્જ્વલ તેજ ચમકી ઉઠ્યું ! બહુ દિવસ કષ્ટ સહન કર્યા પછી જાણે તે એકાએક કોઈ સુખસિદ્ધાંતને રસ્તે ચડી ગયો હોયની તેમ તેના મનમાં શાન્તિ અને આનંદ ઉત્પન્ન થયાં. માણેકલાલ ઉઠીને ઘેર ગયો. સવારમાં જમીને તે ક્યાંક ચાલ્યો ગયો અને સંધ્યાસમય પછી ક્લાન્ત દેહે ઘેર પાછા આવીને તેણે તેની માતાના હાથમાં એક રૂપીઓ આપ્યો.

માતાએ વિસ્મય પામી પ્રશ્ન કર્યો: "આ શું ? માણેકલાલ આ રૂપિયો તું ક્યાંથી લાવ્યો ? આજે આખો દિવસ તું ક્યાં હતો ?"

માણેકલાલે મંદ હાસ્ય કરીને ઉત્તર આપ્યો: "રૂપિયો મજુરી કરીને લાવ્યો છું, માતા ! જો હું મજુરી કરીને પૈસા લાવું તો તમારે પારકાં કામકાજ કરવા બહાર રખડવું પડે નહિ, એમ ધારીને હું આખો દિવસ મજુરી કરવા બહાર ગયો હતો."

"આ રૂપીઓ તું મજુરી કરીને લાવ્યો ! ક્યાંથી લાવ્યો ? શી મજુરી કરીને લાવ્યો ? એક દિવસની મજુરીનો એક રૂપિયો મળે એવી તને શી મજુરી મળી આવી ?"

માણેકલાલે કહ્યું: "અત્યારે કશું હું નહિ કહું, મા ! મનહરભાઈને યજમાનમાંથી ઘેર આવવા દ્યો; પછી તમને સઘળું કહીશ. અત્યારે મને એ વિષે પૂછશો નહિ. તમે હવેથી કામકાજ કરવા બહાર જશો નહિ.

આવી રીતે નિત્ય હું રૂપિયો, સવા રૂપિયો, અથવા દોઢ રૂપિયો ઘણું કરીને તમને લાવી આપીશ. એથી આપણું ખર્ચ સારી રીતે ચાલશે.”

**વિમળા** કશું સમજી શકી નહિ. તે અત્યંત વિસ્મય પામીને મનમાં વિચાર કરવા લાગી: “**માણેકલાલ** નિત્ય શું કામ કરવા જતો હશે? રોજ રૂપિયો, દોઢ રૂપિયો પેદા થાય, એવું કયું કામ તેને મળી આવ્યું હશે અને ક્યાંથી મળી આવ્યું હશે?”

**વિમળા**ને આવી રીતે વિચાર કરતી જોઇને **માણેકલાલ** મંદહાસ્ય કરીને બોલ્યો: “મા, તમે શો વિચાર કરો છો? તમે મનમાં કશી બ્હીક રાખશો નહિ. હું ચોરી અથવા લૂંટફાટ કરતો નથી તેમ ભિક્ષા પણ માગતો નથી.”

**વિમળા** બોલી: “તું ચોરી લૂંટફાટ કરીને અથવા ભિક્ષા માગીને પૈસા લાવતો નથી, ત્યારે શું કામ કરીને લાવે છે, તેની મને કશી સમજણ પડતી નથી. **માણેકલાલ**! શું તું મજુરી કરીને પૈસા લાવે છે?”

“આટલાં બધાં અધીરાં કેમ બની ગયાં છો મા? **મનહરભાઇ**ને ઘેર આવવા તો દ્યો, પછી તમારા જાણવામાં આવશે.”

“ત્યારે શું તું ખરેખર મજુરી કરે છે? ઉંચા બ્રાહ્મણ કૂળમાં જન્મ ધારણ કરીને શું તું મજુરી કરે છે?” ગળગળે કંઠે **વિમળા** બોલી.

“હા માતા, હું મજુરી કરૂં છું, મજુરી કરવામાં શો દોષ છે મા? તમે પારકે ઘેર શું દાસી–વૃત્તિ કરતાં નથી? હું હવે મ્હોટો થયો છું, તેથી તમે દાસી–વૃત્તિ કરીને મને ખવરાવો, તેના કરતાં મારે મજુરી કરવી એમાં શું ખોટું મા?” **માણેકલાલે** પ્રત્યુત્તર આપ્યો.

“**માણેકલાલ**!” આંખોમાં પાણી લાવીને **વિમળા** ગદ્‌ગદ્ કંઠે પુનઃ બોલી.

“રડો છો કેમ મા? કોઇની પાસેથી એક પૈસો પણ માગ્યા વિના તમે સ્વતંત્રપણે સખ્ત મહેનત મજુરી કરીને આજસુધી મારૂં પાલનપોષણ કર્યું છે, પણ હવે હું મ્હોટો થયો છું, તેથી શું મારે તમારૂં ભરણપોષણ કરવું ન જોઇએ? વિદ્યાભ્યાસ તો થઇ શક્યો નહિ. સ્કૂલમાંથી મને ઇન્સ્પેક્ટરે કહાડી મૂક્યો અને હવે આગળ અભ્યાસ થઇ શકે તેમ પણ નથી, તેથી ભણેલા માણસોની માફક સારી નોકરી તો મને ક્યાંથી મળે? ઘરમાં પૈસો નહિ, તેથી વહેપાર પણ કશો કરી શકાય તેમ નથી તો પછી હવે હું મ્હોટો થયો છું અને શરીરે સારી રીતે બળવાન તથા પુષ્ટ છું, તો શું આ બળવાન શરીર ધારણ કરીને હું ઘેર બેસી રહું અને તમે પારકે ઘેર દાસી–વૃત્તિ કરીને મને ખવરાવો એ સારૂં કહેવાય? તેના કરતાં મારે મજુરી

કરવી એમાં શું ખોટું છે? પારકે ઘેર દાસી-વૃત્તિ કરીને તમે આજસુધી મારૂં પાલનપોષણ કર્યું, તેમાં કશું હીણપણું કહેવાયું નહિ અને હવે હું મ્હોટો થયા પછી મજુરી કરીને માતાનું ભરણપોષણ કરૂં તેમાં હીણપણું કહેવાય? હું હવે મ્હોટો થયો છું, તેથી મહેનત કરીને પણ મારે તમારૂં પાલનપોષણ કરવું જોઇએ. તેમ ન કરૂં અને આળસુ થઇને ઘેર બેઠો બેઠો તમારી મહેનતથી મારૂં પેટ ભરૂં તેના કરતાં મજુરી કરીને પેટ ભરવામાં શી હીણતા છે? મા, આજસુધી એકસરખા ભાવથી તમે મારૂં પાલનપોષણ કરતાં આવ્યાં છો અને હવે હું મ્હોટો થયો છું તેથી શું મારે તમને એ દાસી-વૃત્તિના કામમાંથી મુક્ત કરવાં ન જોઇએ? મારામાં સામર્થ્ય આવ્યા છતાં શું તમે એ દાસી-વૃત્તિનું અન્ન મને ખવરાવવાને ઇચ્છો છો? શું હજી પણ મને તમે એવી હીણતામાં ખુડાડી રાખવાની ઇચ્છા કરો છો?"

માણેકલાલનું કહેવું વિમળાના સમજવામાં બરાબર આવ્યું. તેણે ધીમેધીમે આંખોમાંનાં અશ્રુબિંદુઓ લૂછી નાંખીને એક ઉંડો નિઃશ્વાસ મૂક્યો અને પછી તે બોલી: "ત્યારે શું તું મજુરી કરીશ?"

"હા માતા! હું મજુરી કરીશ." માણેકલાલે ઉત્તર આપ્યો.

કાલિકાપુરથી બે માઇલ દૂર સુરતનું રેલ્વે સ્ટેશન આવેલું છે. તે સ્ટેશનપર તે વખતે ઘણો માલ ચડતો ઉતરતો હતો, અને તેથી ત્યાં અનેક મજુરોને સારી રોજી મળતી હતી. માણેકલાલે મજુરનો વેશ ધારણ કરી તે સ્ટેશનપરનો માલ ગાડીમાં ચડાવી તથા ઉતારીને એક રૂપિયો મજુરીનો આજે પેદા કર્યો હતો. આજે પહેલો દિવસ હોવાથી તથા વજન ઉંચકવાનો મ્હાવરો બિલકુલ નહિ હોવાથી તે વધારે પૈસા પેદા કરી શક્યો નહોતો; કિન્તુ તેણે જોયું કે ધીમે ધીમે એથી પણ વધારે પૈસા તે મેળવી શકશે. રોજ ૭-૮ કલાક મજુરી કરવાથી મહિને રૂ. ૪૦) થી ઓછું પેદા થશે નહિ. તેણે નિશ્ચય કર્યો કે જ્યાંસુધી બીજો કોઈ સારો ધંધો હાથમાં ન આવે ત્યાંસુધી આ પ્રમાણે મજુરીનું કામ કરીને પૈસા પેદા કરવામાં કશું ખોટું નથી. માણેકલાલે આ સઘળી વાત તેની માતાને સમજાવી દીધી.

વિમળા બોલી: "પુત્ર! હું પોતે રોજ પાણી ભરી, દળણાં દળી, રસોઈ કરીને પૈસા લાવી આપું અને તું ઘેર રહીને મઝા કર, કિન્તુ એ મજુરીનું કામ હું તને કરવા દઇશ નહિ. શું મારા દેખતાં હું તને એવો હલકો ધંધો કરવા દઉં? શું તારી આખી જીંદગી મજુરીમાં ગાળવાની હું કદિ પણ તને સલાહ આપું?"

માણેકલાલે કહ્યું: "આખી જીંદગી મજુરીમાં ક્યાં ગાળવાની છે, મા! દરરોજ થોડા થોડા પૈસા બચાવતાં કેટલેક દિવસે એક સારી રકમ

મારી પાસે જમા થશે; અને પછી એકાદ ખેતર-એતર રાખીને ખેતીનો ધંધો કરીશું.”

વિમળા બોલી: “તો પછી હું પણ હજી કેટલાક દિવસ કામકાજ કરીને પૈસા લાવીશ. આપણે માતાપુત્ર બન્ને જણાં રોજગાર કરવાથી મજુરીના પૈસા ઝાઝા આવશે અને ઝાઝા રૂપિયા એકઠા થશે અને તેમ કરવાથી તારા ધંધાની જોગવાઈ જલ્દી થશે.”

માણેકલાલે કહ્યું: “ના મા, હવે તમારે મજુરી કરવાની કશી જરૂર નથી. પૈસા એકઠા થવાને ભલે વિલંબ થાય.”

વિમળાએ ઉત્તર આપ્યો: “ના પુત્ર! હું તને મજુરી કરવાની ના કહેતી નથી, તેમ તું પણ મને મજુરી કરવાની ના કહે નહિ. આટલા દિવસ મજુરી કરી છે, તો હજી પણ થોડા દિવસ વધારે મજુરી કરીશ. તારે કોઇ ધંધો કરવા જેટલા પૈસા એકઠા થશે, એટલે પછી મજુરી કરવી હું છોડી દઈશ.”

માણેકલાલ હવે કશું વધારે બોલ્યો નહિ. વિમળા પણ ઉઠીને ઘરને કામે વળગી.

માણેકલાલ રોજ સવારમાં જમીને જતો ને રાત્રે પાછો આવતો. જોકે તે આ પ્રમાણે રોજ મજુરી કરતો હતો, તો પણ તે વાત ગામના કોઇ પણ માણસના જાણવામાં આવી શકી નહિ કારણકે તે દાઢીએ કપડું બાંધી, વેશ બદલીને મજુરી કરતો હતો અને હિન્દી ભાષામાં સઘળી વાતચીત કરતો હતો તેથી કોઇ તેને ઓળખી શકતું નહિ. એ રીતે વેશ બદલીને ગુપ્તપણે મજુરી કરવાનું માણેકલાલને પસંદ નહોતું, પરંતુ ગામમાં એ વાત પ્રકટ થવાથી માતાને દુઃખ થશે, એમ ધારીને તેણે ગુપ્ત વેશ ધારણ કર્યો હતો.

કેટલાક દિવસ પછી મનહરલાલ ઘેર આવ્યો. માણેકલાલે તેને પોતાની સઘળી હકીકત જણાવી. મનહરલાલ તે સાંભળીને પ્રથમ તો સ્તબ્ધ બની ગયો; અને મજુરીનું કામ હવેથી છોડી દેવાનું તેને કહેવાની તેની ઇચ્છા થઈ; પરંતુ શું કહીને તેને મજુરી કરતો અટકાવવો. તે તેને સુઝ્યું નહિ, કારણકે માણેકલાલને બીજી કોઈ નોકરી શોધી આપવાની તેનામાં શક્તિ નહોતી. પોતાની મા કમળા બે હાથે ખરચ કરતી હતી, ઘરમાં રોકડ રકમ કશી પણ નહોતી; તેથી તે માણેકલાલને કોઇ પણ પ્રકારે પૈસા પણ ધીરી શકે તેમ નહોતું. માણેકલાલ અને વિમળાને તે પોતાને ઘેર રાખી અન્નવસ્ત્ર આપીને તેમનું પાલનપોષણ કરી શકે તેમ હતું; કિન્તુ કોની પાસે તે વાત તે માણેકલાલને કહેવરાવે? કદાચ કોઇ પાસે કહેવરાવે, તોપણ તેઓ

" હા, તમે મજુરી કરવા આવ્યા છો, તે તો હું જોઉં છું; પરંતુ આ કારણથી તમને મજુરી કરવાની જરૂર પડી તે મને કહો. મને તમે તમારો ભાઈ સમજીને તમારી સઘળી વાત ખુલ્લેખુલ્લી કહી દો."

માણેકલાલે પોતાની સઘળી વાત સાહેબને સ્પષ્ટ રીતે કહી સંભળાવી.

બીજાની પાસેથી માગીને લેવું નહિ, તેમ પારકાના આધારપર જીવવું નહિ, અને પોતાને હાથે રળીને સ્વતંત્રપણે રહેવું, એવા વિચારવાળા એક ગુજરાતી યુવકનું આ દૃષ્ટાંત જોઇને દયાળુ સાહેબના મનમાં માણેકલાલ પ્રત્યે બહુ પ્રેમ ઉપજ્યો. એક વીર પુરૂષને છાજે તેવો તેના શરીરનો મજબૂત બાંધો અને વિપત્તિમાં સામા માણસનું રક્ષણ કરવાની તેની હિંમત એ બે ગુણોથી સાહેબનું મન પ્રથમથી જ તેના તરફ આકર્ષાયું હતું. તે હવે આદર અને સ્નેહપૂર્વક માણેકલાલનો હાથ પકડીને પોતા ઉપર કરેલા ઉપકાર માટે આભાર માનીને આનંદથી બોલ્યોઃ " બાબૂ! હું એક ઇંગ્લીશ વહેપારી કોઠીનો મેનેજર છું. સુરતની અંદર અમારી એક કોઠી છે. ત્યાં હું રહું છું, અને તમને ત્યાં હું નોકરીમાં રાખીશ. શરૂઆતમાં તો રૂ. ૪૦) નો પગાર આપીશ, પરંતુ જેમ જેમ તમારી ચતુરાઈ અને હોશિયારી વધારે વધારે મારા જોવામાં આવતી જશે, તેમ તેમ પગારમાં હું સારો વધારો કરતો રહીશ. તમે એ નોકરી સ્વીકારો. હું ધારૂં છું કે તમારી મા પણ એથી રાજી થશે."

મેડમ પણ બોલીઃ " હા, બાબૂ! તમે એ કામ કરો. તમારી માતા કદિ પણ તમને કુલી જોઇને સુખી થઈ શકશે નહિ, પરંતુ જો તમે આ નોકરી કરો તો એ ઘણાં સુખી થશે. આજે તમે અમારો પ્રાણ બચાવ્યો છે, તેના બદલામાં અમો તમારા ઉપર આ એક સાધારણ ઉપકાર કરીએ એ કાંઈ વધારે કહેવાય નહિ."

માણેકલાલ તે નોકરી સ્વીકારવાને સંમત થયો. થોડી વારમાં વરસાદ તથા વાવાઝોડું શાન્ત થવાથી એક નાવડું લાવીને માણેકલાલે તે સાહેબ તથા મેડમને સામા કિનારે પહોંચાડી દીધાં. નાવડું હાંકનારા ખારવાઓએ પૂછ્યુંઃ " બાબૂ! જળમાં પડ્યો હતો તે કુલી ક્યાં ગયો?"

માણેકલાલે ઉત્તર આપ્યોઃ " કુલી તો તાપીના અથાગ જળમાં ડૂબી જઇને મરી ગયો. હું સામે કિનારે હતો, તેથી મેં સાહેબ તથા મેડમને પકડી લીધાં હતાં."

એ સાંભળીને સાહેબ તથા મેડમ હસવા લાગ્યાં. માણેકલાલને ધન્યવાદ આપીને સાહેબ તથા મેડમ તેમને બંગલે ગયાં અને માણેકલાલ આનંદના સમાચાર લેઇને ઘેર આવ્યો.

આવેગમાં તથા તરંગોના આઘાતથી **માણેકલાલની** બનાવટી દાઢી તથા બનાવટી કુલીનો વેશ એ સઘળું જળમાં તણાઈ ગયું; અને શરીરપરનો બધો મેલ ધોવાઈ જઇને કાયા સુંદર અને તેજસ્વી દેખાવા લાગી. સાહેબ જ્યારે જળમાં પડી ગયો હતો, ત્યારે કોઇની મદદ મેળવવા માટે તે કિનારા તરફ દૃષ્ટિ રાખીને બૂમો પાડતો હતો, તે વખતે તેણે કુલીના વેશમાં **મા-ણેકલાલને** જળમાં પડતાં જોયો હતો, કિન્તુ અથાગ જળમાં તેની બનાવટી દાઢી તથા કુલીનો બનાવટી વેપ એ બધું ક્યાંય તણાઈ ગયું અને શરીર ધોવાઇને સાફ થવાથી કાન્તિદાર બન્યું. આ સઘળું તે સાહેબના જોવામાં આવ્યું હતું. નદીને સામે કિનારે દુકાનો તથા વસતીનો બિલકુલ નિવાસ નહિ હોવાથી એક વૃક્ષ નીચે આવેલી અર્ધભગ્ન અવસ્થા ભોગવતી એક ઝુંપડીમાં સાહેબ તથા મેડમને **માણેકલાલ** લેઈ ગયો. થોડી વાર પછી જ્યારે સાહેબ તથા મેડમને શુદ્ધિ આવી ત્યારે સાહેબે **માણેકલાલને** પૂછ્યુ: "બાબૂ, તમે કોણ છો ?"

**માણેકલાલે** ઉત્તર આપ્યો: "હું બાબૂ નથી, પણ કુલી છું સાહેબ!"

**માણેકલાલનો** કુલીનો બનાવટી વેશ સાહેબ તથા મેડમને બચાવવા જતાં જળમાં ક્યાંઈ તણાઇ ગયો હતો, તે હજીસુધી **માણેકલાલના** જાણવામાં આવ્યું નહોતું; સાહેબે પૂછેલા પ્રશ્નનો ઉત્તર આપતાં **માણેકલાલે** માથે હાથ મૂકીને જોયું તો માથા ઉપરની બનાવટી જટા નથી, તેમ મોઢા ઉપર હાથ દેવાથી જણાયું કે બનાવટી દાઢી પણ નથી; શરીર તરફ નજર કરતાં જણાયું કે શરીરનો રંગ પણ કોઈ ગૃહસ્થના જેવો સુંદર બન્યો છે—કુલીના જેવો કાળો નથી. શંકાશીલ બનીને **માણેકલાલે** આજુબાજુ ચારે તરફ દૃષ્ટિ ફેરવી, તો તેને જણાયું કે વાદળાંનો અંધકાર અને વાવાઝોડું તથા વરસાદને લીધે સામા કિનારાના લોકો એટલે દૂરથી મને ઓળખી શકે એવો સંભવ નથી. **માણેકલાલે** પછી મંદ હાસ્ય કરીને સાહેબ તરફ જોયું. સાહેબે પણ સ્મિત કરીને કહ્યું: "હા, હવે જાણવામાં આવ્યું, બાબૂ! કે તમે બાબૂ થઇને કુલી બન્યા હતા; પરંતુ કુલીનો બનાવટી વેશ સઘળો જળમાં તણાઈ ગયો છે. વારુ, તમે સારા માણસના છોરુ થઇને કુલી કેમ બન્યા છો ? શું એવો તમને શોખ છે ?"

"શોખ નહિ, સાહેબ ! પણ તેમ કરવાની મને જરૂર પડી છે."

"જરૂર પડી છે ? તમારા દેશમાં સારા માણસોને પણ મજુરી કરવાની જરૂર પડે છે ?"

"હા, મને તો જરૂર પડી છે અને તેથી જ હું મજુરી કરવા આવ્યો છું."

મનહરલાલ નાળિયેરીના ઝાડ નીચે બેઠો છે, એટલામાં એકાએક ફરથી કમળા વહુના કંઠમાંથી તિરસ્કારભરેલો તીવ્ર અવાજ સંભળાયો. તે અવાજ ધીમે ધીમે પાસે આવવા લાગ્યો. કમળા વહુ મનહર ઉપર જાણે બહુ જ ગુસ્સે થઈ હોય તેમ મોટા સ્વરથી ગાજો દેતી દેતી ઉતાવળે પગલે ત્યાં એકદમ ધસી આવતી હતી.

મનહરલાલ જાણે માતાના ગુસ્સાનું કારણ કાંઇક સમજ્યો હોય તેમ હાસ્ય કરીને બહારની બાજુએ નજર કરીને બેસી રહ્યો. ભયંકર અગ્નિની મૂર્તિની માફક અગ્નિનો વરસાદ વરસાવતી કમળા વહુ એકદમ ઉતાવળે પગલે આંગણામાં આવીને ઉભા રહી.

"અરે મનહર! શું તેં આ બધા મોટા મોટા યજમાનો તથા શિષ્ય-સેવકોનો ત્યાગ કરી દીધો? અરે અભાગીઆ! ખાઇશ શું?"

મનહરલાલ હાસ્ય કરીને બોલ્યોઃ "ખાવાને મારે ચિન્તા શી છે મા! શરીરમાં જ્યાંસુધી શક્તિ છે, પૃથ્વીની અંદર જ્યાંસુધી ખાવાની વસ્તુઓ છે, ત્યાંસુધી આપણે ભૂખે મરીશું નહિ."

કમળા વહુ બોલીઃ "બ્રાહ્મણના દીકરાનું માન કેટલું બધું હોય! યજમાનો અને સેવકો બ્રાહ્મણના પગની ધૂળ મસ્તકપર ચડાવીને તેના ચરણમાં પૈસાનો વરસાદ વરસાવે અને પ્રભુ તુલ્ય ગણી પૂજે. એ સઘળું માન છોડી દઇને શું તું મજુરી કરીને ખાઇશ?"

મનહરલાલે ઉત્તર આપ્યોઃ "શરીરમાં ઈશ્વરે શક્તિ આપ્યા છતાં પારકાનું દાન ગ્રહણ કરીને પોતાનું ગુજરાન ચલાવવું તેના કરતાં મજુરી કરીને ખાવું એ હજાર દરજ્જે સારૂં છે."

અત્યંત ગુસ્સાથી કમળા વહુ થોડી વારસુધી મનહરલાલના મ્હોં તરફ જોઇ રહી. પછી ગર્જના કરીને પુનઃ બોલીઃ "પારકાનું દાન! આપણે શું ભીખારીની માફક કોઈનું દાન લાવીને ખાઇએ છીએ? આપણને તો જ્યારે માનથી બોલાવે છે, ત્યારે ક્રિયમાણ કરાવીને લાવીએ છીએ અથવા-તો યજમાન આપણે ઘેર આપણને પગે લાગીને આપી જાય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે બ્રાહ્મણ અને દેવતા તેમાં કશો તફાવત નથી. આપણે શું સાધારણ માણસ છીએ? આપણાં દર્શન કરવાથી લોકો પવિત્ર થાય છે અને આપણા પગની ધૂળ મસ્તક ઉપર ચડાવવાથી તેમના પાપનો નાશ થાય છે. આપણને દાન કરવાથી લોકોને સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. જગતનું પુણ્ય-ધર્મ જે ગણો તે સઘળું આપણે જ છીએ. આપણે સંતુષ્ટ થઇને લોકોને આશીર્વાદ આપીએ તો તેમને સુખ તથા ઐશ્વર્યની પ્રાપ્તિ થાય છે અને જો આપણે ગુસ્સે થઇને તેમને શાપ આપીએ તો તેમનું સત્યાનાશ વળી જાય છે."

એક બે દિવસ પછી **માણેકલાલ** નોકરીમાં જોડાઈ ગયો. પુત્ર નોકરીમાં રહ્યા પછી **વિમળાએ** પારકાનું કામકાજ કરવાનું છોડી દીધું. **માણેકલાલ** નોકરીમાં જોડાયાથી ચાર-પાંચ મનુષ્યનું ગુજરાન ચલાવવા જેટલો શક્તિમાન થયો.

અનેક દુઃખો સહન કર્યા પછી પુત્રગૌરવથી ગૌરવવાન બનેલી માતા પોતાના સમાજમાં પોતાના સ્થાનનો અધિકાર પ્રાપ્ત કરીને કૃતકાર્ય બની.

એમ કરતાં કરતાં બે ત્રણ વર્ષો ચાલ્યાં ગયાં. **માણેકલાલનો** પગાર હવે રૂ. ૪૦) થી વધીને રૂ. ૫૦) નો થયો.

**વિમળાએ** હવે **માણેકલાલને** પરણાવવાનો વિચાર કર્યો; કિન્તુ **માણેકલાલે** પરણવાની ના કહી. તેણે કહ્યું: “ **મનહરભાઈ** મારાથી મ્હોટા છે, તેથી પ્રથમ **મનહરભાઈ** પરણે, પછી હું પરણીશ. તેમની પહેલાં હું નહિ પરણું. ”

પ્રિય વાચકો ! આ સ્થળે આપણી પ્રથમની વાત પૂરી થઈ. તમે સ્મરણમાં રાખજો કે આપણે હવે વાર્તાના પ્રારંભમાં વર્ણવેલી ઘટનાના સમયે આવી પહોંચ્યા છીએ.

---

## પ્રકરણ ૯ મું.

### “ શું પોથી છોડીને પૂછડું પકડશો ? ”

એક દિવસ મધ્યાહ્નકાળે **મનહરલાલ** ઘરના આંગણામાં આવેલા એક નાળિયેરીના ઝાડ નીચે બેસી નાના પ્રકારની રમતો રમતો હતો. આજથી સાત-આઠ વર્ષ પહેલાં **મનહરલાલનું** અતુલ રૂપ તથા અત્યંત ચાલાકી જોઇને મુગ્ધ બની ગએલા **જમિયતરામ** દેસાઇએ તેના હાથમાં તેની વહાલામાં વહાલી પુત્રી કામંદકીને સમર્પણ કરી હતી. **મનહરલાલનું** તે સમયનું રૂપ અત્યારે સંપૂર્ણ રીતે વિકાસ પામ્યું હતું. તેના દીર્ઘ બાહુ, પ્રશસ્ત લલાટ, વિશાળ તેજસ્વી નેત્રો અને સુંદર બલિષ્ઠ પુરૂષોચિત દેહ: એ સઘળાં અવયવો અત્યંત આકર્ષક અને મોહક જણાતાં હતાં.

અરે કામંદકી ! એક વાર જો તું આ ગ્રામ્ય બ્રાહ્મણ યુવકનું સંપૂર્ણ વિકાસ પામેલું અથાગ રૂપ જોવા ભાગ્યશાળી થાય તો તારા સુધરેલા પિના કુંજુલાલનો સઘળો વૈભવ જગના પ્રબળ પ્રવાહમાં ક્યાંય ઘસડાઈ જાય. અને તું અત્યંત મુગ્ધ બની જઇને તારા સ્વામીના ચરણમાં આળોટી પડ્યા વિના રહી શકે નહિ !

તેમ નથી મારામાં ધીરજ અને શાન્તિ જેવા ગુણો. કહો ત્યારે કેવી રીતે હું યજમાનવૃત્તિ કરૂં? શું લોકોને ઠગીને પૈસા કઢાવું? આજસુધી મેં જે યજમાનોમાંથી પૈસા આણ્યા છે, તેનું સ્મરણ થતાં મારા પોતાના ઉપર મને બહુ ઘૃણા ઉત્પન્ન થાય છે. હું નામે બ્રાહ્મણ છું, પણ ક્રિયામાં બ્રાહ્મણનો એક પણ ગુણ મારામાં નથી. કોણ જાણે શાથી બ્રાહ્મણને ઘેર મારો જન્મ થયો છે, તે કાંઇ સમજાતું નથી."

કમળા વહુ બોલી: "અનેક પુણ્યો કર્યાં હોય અને મહાન્ તપ કર્યાં હોય, ત્યારે બ્રાહ્મણને ઘેર જન્મ મળે છે. એમાં પણ તેં તો પુણ્યનો પાર નહિ રાખ્યો હોય તેથી તારો જન્મ રામશંકર દાદા જેવા દૈવી પુરૂષના શ્રેષ્ઠ કુળમાં થવા પામ્યો છે. તું જો વેદ-શાસ્ત્રનો અભ્યાસ કરે, પ્રાતઃકાળમાં સ્નાનસંધ્યાદિ ષટ્કર્મ કરે, દેવની પૂજા કરે, યજમાન પાસે બે ઘડી જ્ઞાનની એક-બે વાતો કરે, તો તું રામશંકર દાદાના પ્રતાપથી તથા તેમની આબરૂથી સર્વથી શ્રેષ્ઠ મનાય અને પ્રભુતુલ્ય પુજાય. પણ શોકની વાત એ છે કે તું એમાંનું કશું કરતો નથી, કેવળ ખાઇ પીને રાક્ષસની માફક રખડતો ફરે છે."

મનહરલાલે કહ્યું: "મા, તમે ગમે તેમ કહો, પણ એ ધંધો મને બિલકુલ ગમતો નથી, માટે હું કદિ એ કરવાનો નથી. હું ખેતી કરીને મારૂં ગુજરાન ચલાવીશ. ભિક્ષાવૃત્તિ ઉપર મને બહુ જ અભાવ છે."

કમળા વહુએ જાણ્યું કે પુત્ર કોઇ રીતે સમજે એમ નથી, તેથી તે કંટાળીને મનહરનો આ સઘળો દુરાગ્રહ રામશંકર પંડ્યાને કહેવા ચાલતી થઇ.

મનહરલાલ એકલો બેઠો બેઠો વિચાર કરે છે, એટલામાં કોઇએ બૂમ મારી: "મનહરભાઇ!"

મનહરલાલે ચમકી જઇને જોયું તો માણેકલાલ પોતાની પાસે ઊભો છે.

"કેમ માણેકલાલ! તું કયારે આવ્યો?" મનહરલાલે પ્રશ્ન કર્યો.

"હમણાં જ આવ્યો, મનહરભાઇ. ઘેર આવી તરત માને કહીને અહીં તમારી પાસે દોડી આવ્યો છું." માણેકલાલે પ્રત્યુત્તર આપ્યો.

"કેટલા દિવસની રજા લીધી છે?" મનહરલાલે પુનઃ પ્રશ્ન કર્યો.

"રજા કેટલા દિવસની મળે? કાલે તો પાછા જવાનું છે. શું કાંઇ છુટીને દિવસે પણ નોકર લોકોને ફુરસદ મળે છે? એક દિવસની છુટી મળી છે, તેથી એક દિવસને માટે આવ્યો છું. આ નોકરી-બોકરી તો બાઇ હવે સારી લાગતી નથી. આના કરતાં મજૂરી કરવી મને ગમે છે." માણેકલાલે જણાવ્યું.

માતાને મુખેથી બ્રાહ્મણ–માહાત્મ્યની આવડી મ્હોટી વ્યાખ્યા સાંભળીને મનહર એક વાર ફરીથી હસ્યો અને બોલ્યો: “મા, જેઓ ભણેલા-વિદ્વાન્ હોય અને સંધ્યા, ગાયત્રી વગેરે ષટ્કર્મ કરતા હોય, તેઓ તો ખરેખર દેવતાની તુલ્ય ગણાય; પરંતુ મારા જેવા શાસ્ત્રનો એક અક્ષર પણ જાણતા ન હોય તેવા બ્રાહ્મણોને દેવની તુલ્ય શી રીતે ગણી શકાય ?”

“અરે દુર્ભાગી! તું આ શું બોલે છે? તારી બુદ્ધિનો નાશ થઈ ગયો છે કે શું? બ્રાહ્મણના કૂળમાં જેનો જન્મ થયો છે, તે દેવતાની તુલ્ય જ ગણાય છે, એમાં પછી વિદ્વાન્ કે અવિદ્વાન્ જોવાનું હોતું નથી. બ્રાહ્મણનો પુત્ર બીજી સઘળી જાતોમાં પૂજનીય જ ગણાય, એમાં કશો શક નથી.”

મનહરલાલે કહ્યું: “બ્રાહ્મણના કુળમાં જન્મેલો પુરૂષ બીજી જાતોમાં પૂજનીય જ ગણાવો જોઇએ, એમ તમે કહો છો, તો પછી સેંકડો અને હજારો બ્રાહ્મણો આજકાલ યવનોની જે ગુલામી કરે છે તે કરત નહિ, બ્રાહ્મણોની સ્ત્રીઓ જ્યાં ત્યાં રાંધવા જાત નહિ અને જ્યાં જુઓ ત્યાં રસ્તામાં દુકાને દુકાને બ્રાહ્મણો રખડતા દેખાત નહિ.”

કમળા વહુએ વિચાર્યું કે મનહરલાલનું કહેવું અસત્ય નથી, એના એ બોલનો ઉત્તર આપવો સહેલો નથી, એટલે તે જરા શાન્ત બની; પરંતુ તે પોતાનું પલ્લું નીચે નમવા દે એવી નહોતી. થોડી વાર વિચાર કરીને તે બોલી: “અત્યારે ઘોર કલિયુગે પ્રવેશ કર્યો છે તેથી લોકો પોતપોતાનો ધર્મ ભૂલી ગયા છે. દેવ તથા બ્રાહ્મણો ઉપરની શ્રદ્ધા પણ ઉઠી ગઈ છે અને તેથી બ્રાહ્મણોને ગુજરાન પુરતું નહિ મળી શકવાથી પેટને માટે અનેક બ્રાહ્મણોને પતિત થવું પડ્યું છે, પણ તું તે બાબતમાં ભાગ્યવાન છે. આવા શ્રેષ્ટ કુળમાં તું જન્મ્યો છે. રામશંકર પંડ્યા જેવા તારે દાદા છે. તેમનું નામ દેવાથી સઘળા બ્રાહ્મણો મસ્તક નમાવે છે. તેમના અનેક શિષ્યો અને અનેક યજમાનો છે, તેઓ સઘળા તેમના ચરણમાં મસ્તક નમાવીને પૈસાનો વરસાદ વરસાવે છે. તે સઘળું છોડી દઇને શું તું ગાપો ચાટીને તારું ગુજરાન ચલાવીશ ?”

મનહરલાલે ઉત્તર આપ્યો: “રામશંકર દાદાના ચરણની રજમાં દામ રહેલા છે, તેથી લોકો પૈસા આપીને તે ખરીદ કરે છે. મારા પગની ધૂળમાં તેવા દામ રહેલા નથી. જે ધર્મમાં બહુ નિષ્ઠાવાન હોય વેદશાસ્ત્ર-સંપન્ન હોય, ધીરજ અને શાન્તિ જેવા અનેક ગુણો જેનામાં હોય તેઓ શિષ્યોને ભણાવવામાં તથા યજમાનવૃત્તિમાં સારા પૈસા મેળવે છે, પણ તેમાંનું મારામાં કશું નથી. મારામાં નથી ધર્મનિષ્ઠા, નથી બ્રાહ્મણની વિદ્યા,

ત્યારપછી શું ? ખેતી કરીને ગુજરાન ચલાવીશું. આપણે બન્ને જણ શરીરે મજબૂત છીએ, તેથી ખેતી સારી રીતે જમાવી શકીશું."

માણેકલાલ હસીને બોલ્યોઃ "શું પોથી છોડીને પૂછડું પકડશો ?"

"તેમાં શો વાંધો છે ? તું પણ કલમ છોડીને પૂછડું પકડીશને ?"

એ પ્રમાણે વાર્તાલાપ કરીને બન્ને જણ હસતા હસતા બહાર ફરવા ચાલ્યા ગયા.

---

## પ્રકરણ ૧૦ મું.

---

### "મનહરલાલ મારા વંશનું ગૌરવ છે."

"આવો કમળા બહેન ! આ સંધ્યાસમયે વ્યાકુળતાપૂર્વક કેમ દોડી આવ્યાં છો ? શું કાંઈ થયું છે ?"

સંધ્યાસમય થવાથી નર્મદા દેવમંદિરમાં ધૂપ–દીપ કરીને બહાર નીકળી એટલામાં વ્યાકુળતાપૂર્વક કમળા આવીને ઊભી રહી.

"નર્મદા ! રામશંકર દાદા ક્યાં છે ?"

નર્મદા બોલીઃ "ઘાટ ઉપર સંધ્યા આહ્નિક કરવા ગયા છે. કેમ શું થયું છે ? આટલાં બધાં વ્યાકુળ થઈને તમે તેમને શોધો છો કેમ ?"

કમળાએ બોલવાનો આરંભ કર્યોઃ "નર્મદા ! મારા કર્મની કથા કહેવા આવી છું. રામશંકર દાદાના બત્રિજાની વહુ હું–મારાં જેવાં ભાગ્ય બીજા કોનાં હોય કે આવા ઉચ્ચ કુટુમ્બમાં મારૂં સાસરૂં મળ્યું ? દસ મનુષ્ય ભેગાં થયાં હોય, ત્યાં જો હું ગઈ હોઉં તો મને કેટલું બધું માન મળે ? તે જુઓ; મારા પેટે જન્મ પામેલો મનહર રામશંકર દાદાની આબરૂને માથે પાણી ફેરવવા બેઠો છે: તે દુઃખ મારે શી રીતે સહન કરવું ? હું કહું છું કે રામશંકર દાદા જેવા પંડિત કે જેના ચરણની રજ લોકો મસ્તક ઉપર ચડાવે છે, એવા મહાન્ પુરૂષને ઘેર તારો જન્મ થયો છે. તેં જ્યારે મહાન્ તપ કર્યાં હશે, ત્યારે તેમને ઘેર તારો જન્મ થવા પામ્યો હશે. ૫૦૦–૬૦૦ ઘર યજમાનનાં છે, અનેક શિષ્યો છે; એ માન, મર્યાદા, સુખ, ઐશ્વર્ય સઘળાનો ત્યાગ કરી શું તું ખેતી કરીને અથવા ગાયો ચારીને તારૂં ગુજરાન ચલાવીશ ? બોલ નર્મદા ! આ દુઃખ મારાથી શી રીતે સહન થાય ?"

નર્મદા બોલીઃ "હા, દાદા પાસેથી એ વાત મેં કાલે સાંભળી છે. મનહરલાલે હઠ પકડી છે, તેથી તે તમારૂં કહેવું કશું સાંભળશે નહિ. તેણે જે ધાર્યું હોય છે, તે તે કર્યેજ રહે છે."

"તેં બે ત્રણ વર્ષ નોકરી કરીને થોડાક પૈસા એકઠા કર્યા છે અને હવે બીજા છ મહિના નોકરી કરે તો થોડા પૈસા તું વધારે જમા કરી શકે. એટલે પછી જમીન લઇને ખેતી કરે તો સારૂં." મનહરલાલે કહ્યું.

"હવે બીજા છ મહિના શી રીતે કહાડવા, ભાઈ? સાહેબનું અપમાન મારાથી સહન થતું નથી."

"અપમાન! શું તારે અપમાન સહન કરવું પડે છે? તો પછી સાહેબનો તારા પર જે સ્નેહ હતો, તે ક્યાં ગયો?"

"તે સાહેબ તો લગભગ એક મહિનાથી વિલાયત ચાલ્યો ગયો છે. હવે તો એક બીજો સાહેબ આવ્યો છે, તે વારંવાર અપમાન કરી નાંખે છે. હું તો જાણે તેની પાસે શિયાળ કૂતરા કરતાં પણ હલકો હોઉં તેમ તે મારી સાથે વર્તે છે. જો નીચા નમીને લાંબી સલામ ન કરી હોય તો સાલો ગરમ થઈ જાય છે, અને વળી ડેમ, સુવર, હરામજાદા વગેરે શબ્દો તો જાણે તેને મોઢે જ લાગેલા હોય તેમ તે આખો દિવસ વાપર્યા કરે છે. એક કલાકની અંદર આશરે પચીસેક વખત તે શબ્દોનો તે ઉપયોગ કરે છે."

એ સાંભળીને મનહરલાલનું વદન લાલચોળ થઈ ગયું. ઉત્તેજિત સ્વરે તેણે કહ્યું: "શું એવી ગાળો સહન કરીને તું ત્યાં નોકરી કરે છે, માણેકલાલ? બે-ત્રણ વર્ષ તેં નોકરી કરી એટલામાં શું તું બદલાઈ ગયો? નોકરીના મોહમાં શું મનુષ્ય આવી રીતે બ્હીકણ બની જાય છે?"

માણેકલાલે કહ્યું: "ના ભાઈ, નોકરી કરવાથી માણેકલાલ કદિ પણ બ્હીકણ બની જાય તેવો નથી. સાહેબ હજી થોડા જ દિવસ થયાં આવ્યો છે. મારે હજી તેની સાથે બીલકુલ બોલચાલ થઈ નથી. જે દિવસે તે મારૂં અપમાન કરશે, તે દિવસે નોકરી છોડીને હું ઘેર ચાલ્યો આવીશ."

મનહરલાલે કહ્યું: "જ્યારે તું ત્યાં નોકરી કરે છે, ત્યારે એક દિવસ જરૂર બોલાચાલી થવાની, તો પછી અપમાન થયા પહેલાં તું શામાટે નોકરી છોડી દેતો નથી? આપણા ગામમાં એક જણને જમીન વેચવાની છે, તે ખરીદી લઇને ચાલ આપણે બન્ને જણ ખેતી કરીએ. ખેતી કરવાથી સુખ પણ મળશે અને માન પણ મળશે. આપણે શું કરીશું તે તું જાણે છે?"

"ના ભાઇ." માણેકલાલે કહ્યું.

"યજમાનવૃત્તિ તથા ગોરપદું છોડી દઇશું."

"ત્યારપછી?"

કમળાના શબ્દો રામશંકર પંડ્યાને કહી સંભળાવવા પડતા નહિ, કારણકે કમળાનો બોલેલો દરેક અક્ષર રામશંકર પંડ્યાના સાંભળવામાં સ્પષ્ટ રીતે આવી શકતો હતો. તે પણ વચમાં રહેનાર વ્યક્તિના બોલવાની રાહ નહિ જોતાં પ્રત્યુત્તર આપતા હતા. એ રીતે સસરા વહુની વચ્ચે પરસ્પર પવિત્રપણે વાતચીત થતી હતી.

રામશંકર પંડ્યાએ ઉત્તર આપ્યો: " હા, તે હું જાણું છું, મનહરલાલે મને સઘળી વાત કહી છે."

" પછી તેને તમે શું કહ્યું ?"

" હું બીજું તેને શું કહું બાપુ ? સાધુપુરુષનું જે કર્તવ્ય છે, તે જ મનહર કરે છે. એમાં તેને મારે શું કહેવાનું હોય ?"

કમળા ક્ષુણ્ણ સ્વરે બોલી: " આપ જેવા પંડિત બ્રાહ્મણને ઘેર જન્મ ધારણ કરીને મનહર શું ખેતી કરીને અથવા ગાયો ચારીને તેનું ગુજરાન ચલાવશે? તેમ કરવાથી શું તેની આબરૂ ઉપર પાણી ફરશે નહિ ?"

રામશંકર પંડ્યાએ કહ્યું: " આબરૂ ઉપર પાણી શાનું ફરે બાપુ ? મનહરથી તો મારી આબરૂ ઘણી વધી છે. મનહરલાલ એ મારા વંશનું ગૌરવ છે. જે બ્રાહ્મણ વિદ્વાન હોય, સારા ચારિત્રવાળો હોય, ધર્મનિષ્ઠ હોય, જે સમાજના હિતને માટે શાસ્ત્રાલોચના, અધ્યાપન, યજન યાજન વગેરે કાર્યોમાં પ્રવૃત્ત રહેતો હોય તે બ્રાહ્મણને જ માત્ર દાનદક્ષિણા લેવાનો અધિકાર છે. પરંતુ જે બ્રાહ્મણને શાસ્ત્રનું જ્ઞાન હોતું નથી, ધર્મ આસ્થા હોતી નથી તથા જે વિષય-તૃષ્ણાનો ત્યાગ કરી શકતો નથી, તે બ્રાહ્મણને દાનદક્ષિણા ગ્રહણ કરવાનો અધિકાર નથી. જો ગ્રહણ કરે તે મહાપાપી ગણાય છે."

કમળા વહુ બોલી: " મનહરને જો તમે શાસ્ત્રનું અધ્યયન કરાવો, તો શું એ પંડિત ન બને ? તમારા જેવા લક્ષણવાળો શું તે ન બને ?"

રામશંકર પંડ્યા બોલ્યા: " બાપુ, તમે ભૂલ કરો છો. બ્રાહ્મણના કુળમાં જન્મ ધારણ કરવાથી સઘળા મનુષ્યોને કાંઇ બ્રહ્મત્વ પ્રાપ્ત થતું નથી. પરંતુ ગમે તે કુળમાં જન્મ ધારણ કર્યો હોય પણ જેની પ્રકૃતિ તદ્દન સાત્વિક હોય તે ખરો બ્રાહ્મણ ગણાય છે. મનહરની પ્રકૃતિ રાજસિક છે. બ્રાહ્મણના શાન્ત સાત્વિક ભાવ કરતાં ક્ષત્રિયોચિત રાજસિક ભાવ મનહરમાં વધારે છે અને મનહર તે જાણે છે. રાજસિક ભાવવાળા મનુષ્યો કૃષિકાર્ય કરે અથવા ગોપાલનનું કાર્ય કરે તો તેમાં હીણપત કશી લેખાતી નથી, અને તેથી જ હું કહું છું કે મનહર એ મારા વંશનું પરમ ગૌરવ છે. પુત્રિ ! મને પણ મનમાં એમ થાય છે કે હું પણ ખરા બ્રાહ્મણને યોગ્ય નથી.

"જો તે ગાયો ચારશે અને ખેતી કરશે તો તેનો સસરો કૃષ્ણલાલ શું તેની દીકરીને અહીં મોકલશે? તે તો સાહેબનો બેટો બની ગયો છે. તેને ગાયો ચારનારો જમાઈ કદિ પણ ગમશે ખરો? તેણે તેની દીકરીને તો મડમડી બનાવી દીધી છે. શું ગોવાળને ઘેર મડમડી પાણી ભરશે? કૃષ્ણલાલનો બાપ બિચારો સારો હતો તે તેની છોકરીને મનહર સાથે પરણાવી ગયો છે, કૃષ્ણલાલની મરજી તેની છોકરીનાં લગ્ન મનહર સાથે કરવાની બિલકુલ નહોતી. તેનો વંશ જાય, તેનું સત્યાનાશ જાય, તે તો હવે તેની છોકરીને સાસરે પણ મોકલવાની ના કહે છે."

એ પ્રમાણે કૃષ્ણલાલના દુર્વ્યવહારનું સ્મરણ થતાં કમળાવહુના ક્રોધની સીમા રહી નહિ. તે મનહરલાલની વાત ભૂલી જઇને કૃષ્ણલાલને માથે ગાળોનો વરસાદ વરસાવવા લાગી.

નર્મદા બોલી: "શું તે વહુને ઘેર લાવવાથી તમારા દીકરાનો સંસાર ચાલશે?"

"હું પણ એ જ કહું છું, તે બીબી સાહેબ હાથમાં છત્રી, પગમાં બૂટ અને મોજાં પહેરી સાહેબ લોકને ઘેર ઘેર ફર્યાં કરે છે, તે મારા ઘરનું કામકાજ શું કરવાની હતી? મનહર શું આખો દિવસ તેને ઘરમાં બાંધી રાખશે?"

નર્મદા બોલી: "ના, મેં એવું સાંભળ્યું છે, કે વહુ તો સારી છે, પણ તેનો બાપ જ ખરાબ છે. વહુ તો મનહરની સાથે ઘર ચલાવવાને રાજી છે, પણ તેનો બાપ તેને બીજાની સાથે પરણાવવાનો વિચાર કરે છે."

એ પ્રમાણે વાતચીત ચાલે છે એટલામાં રામશંકર પંડ્યા અને બાલિકા યશોદા ધીમે પગલે આંગણામાં આવીને ઊભા રહ્યાં.

મોટો ઘૂમટો તાણીને કમળાએ આગળ આવીને રામશંકર પંડ્યાને ખોળો પાથરીને પ્રણામ કર્યા અને બન્ને હાથે રામશંકર પંડ્યાના ચરણની રજ લઇને માથા ઉપર ધારણ કરી.

રામશંકર પંડ્યાએ આશીર્વાદ આપ્યો: "સુખી રહો! કોણ કમળા વહુ છે કે? કેમ આવ્યાં છો બાપુ?"

કમળા સહેજ પાછળ સરી જઈ નર્મદાની ઓથે ઊભી રહી અર્ધો ઘૂમટો ઉંચો કરી નર્મદા તરફ દૃષ્ટિ કરીને અર્ધસ્ફુટ સ્વરે બોલી: "દાદા, તમારા મનહર ઉપર હવે કબજો રાખતા જાઓ. તેણે તો યજમાનવૃત્તિ તથા સઘળા શિષ્યોને છોડી દીધા છે."

રામશંકર પંડ્યાની સાથે વાતચીત કરતી વખતે કમળા સર્વદા બીજી કોઈ વ્યક્તિને વચમાં રાખતી હતી; પરંતુ વચમાં રહેનાર વ્યક્તિને

કમળાના શબ્દો રામશંકર-પંડયાને કહી સંભળાવવા પડતા નહિ, કારણકે કમળાનો બોલેલો દરેક અક્ષર રામશંકર પંડયાના સાંભળવામાં સ્પષ્ટ રીતે આવી શકતો હતો. તે પણ વચમાં રહેનાર વ્યક્તિના બોલવાની રાહ નહિ જોતાં પ્રત્યુત્તર આપતા હતા. એ રીતે સસરા વહુની વચ્ચે પરસ્પર પવિત્રપણે વાતચીત થતી હતી.

રામશંકર પંડયાએ ઉત્તર આપ્યોઃ "હા, તે હું જાણું છું, મનહરલાલે મને સઘળી વાત કહી છે."

"પછી તેને તમે શું કહ્યું?"

"હું બીજું તેને શું કહું બાપુ? સાધુપુરૂષનું જે કર્તવ્ય છે, તે જ મનહર કરે છે. એમાં તેને મારે શું કહેવાનું હોય?"

કમળા ક્ષુણ્ણ સ્વરે બોલીઃ "આપ જેવા પંડિત બ્રાહ્મણને ઘેર જન્મ ધારણ કરીને મનહર શું ખેતી કરીને અથવા ગાયો ચારીને તેનું ગુજરાન ચલાવશે? તેમ કરવાથી શું તેની આબરૂ ઉપર પાણી ફરશે નહિ?"

રામશંકર પંડયાએ કહ્યુંઃ "આબરૂ ઉપર પાણી શાનું ફરે બાપુ? મનહરથી તો મારી આબરૂ ઘણી વધી છે. મનહરલાલ એ મારા વંશનું ગૌરવ છે. જે બ્રાહ્મણ વિદ્વાન્ હોય, સારા ચારિત્રવાળો હોય, ધર્મનિષ્ઠ હોય, જે સમાજના હિતને માટે શાસ્ત્રાલોચના, અધ્યાપન, યજન યાજન વગેરે કાર્યોમાં પ્રવૃત્ત રહેતો હોય તે બ્રાહ્મણને જ માત્ર દાનદક્ષિણા લેવાનો અધિકાર છે. પરંતુ જે બ્રાહ્મણને શાસ્ત્રનું જ્ઞાન હોતું નથી, ધર્મ આસ્થા હોતી નથી તથા જે વિષય-તૃષ્ણાનો ત્યાગ કરી શકતો નથી, તે બ્રાહ્મણને દાનદક્ષિણા ગ્રહણ કરવાનો અધિકાર નથી. જે ગ્રહણ કરે તે મહાપાપી ગણાય છે."

કમળા વહુ બોલીઃ "મનહરને જો તમે શાસ્ત્રનું અધ્યયન કરાવો, તો શું એ પંડિત ન બને? તમારા જેવા લક્ષણવાળો શું તે ન બને?"

રામશંકર પંડયા બોલ્યાઃ "બાપુ, તમે ભૂલ કરો છો. બ્રાહ્મણના કુળમાં જન્મ ધારણ કરવાથી સઘળા મનુષ્યોને કાંઇ બ્રહ્મત્વ પ્રાપ્ત થતું નથી. પરંતુ ગમે તે કુળમાં જન્મ ધારણ કર્યો હોય પણ જેની પ્રકૃતિ તદ્દન સાત્વિક હોય તે ખરો બ્રાહ્મણ ગણાય છે. મનહરની પ્રકૃતિ રાજસિક છે. બ્રાહ્મણના શાન્ત સાત્વિક ભાવ કરતાં ક્ષત્રિયોચિત રાજસિક ભાવ મનહરમાં વધારે છે અને મનહર તે જાણે છે. રાજસિક ભાવવાળા મનુષ્યો કૃષિકાર્ય કરે અથવા ગોપાલનનું કાર્ય કરે તો તેમાં હીણતા કશી લેખાતી નથી, અને તેથી જ હું કહું છું કે મનહર એ મારા વંશનું પરમ ગૌરવ છે. પુત્રિ! મને પણ મનમાં એમ થાય છે કે હું પણ ખરા બ્રાહ્મણને યોગ્ય નથી.

હું પણ આ બ્રાહ્મણનો વ્યવસાય મૂકી દઈ મનહરની માફક કૃષિકાર્ય કરવાને રાજી છું. પરંતુ શું કરૂં ? બુઢ્ઢો થઈ ગયો છું. છેલ્લી અવસ્થામાં નવીન કાર્ય આરંભવું અયોગ્ય ગણાય, તેથી બેસી રહ્યો છું."

**નર્મદા** બોલી: "દાદા ! તમે જો બ્રાહ્મણ ન હોત, તો દેશમાં કોઈ બ્રાહ્મણ જ નથી, એમ કહીએ તો ચાલે."

**રામશંકર** પંડ્યા દીર્ઘ નિઃશ્વાસ નાંખીને બોલ્યા: "દેશમાં હવે બ્રાહ્મણ ક્યાં છે બાપુ ? જો બ્રાહ્મણ હોય તો સનાતન ધર્મની આ દશા હોય ? બ્રાહ્મણ થવું બહુ મુશ્કેલ છે હોં ! બ્રાહ્મણને દેવ કરતાં કમ ન સમજતી, પુત્રી ! દેવતાઓ પણ ઋષિ-મુનિઓની પૂજા કરે છે."

**કમળા** શાન્ત થઈને વિચાર કરવા લાગી. પરમ ધાર્મિક, મહાજ્ઞાની વડસસરો જે કહે છે, તેના ઉપર તેને શું બોલવાનું હોય ? ઘણી વારસુધી શાન્ત રહ્યા પછી તે બોલી: "ખેતી કરવી તથા ગાયો ચારવાનું કાર્ય કરવું તેનાં કરતાં નોકરી ચાકરી કરવાની સલાહ આપો તો સારૂં, નહિ દાદા ?"

**રામશંકર** પંડ્યાએ ઉત્તર આપ્યો: "બીજાનું દાસત્વ કરવું તેના કરતાં સ્વાધીનભાવે પોતાનું કાર્ય કરવું તથા ગાયોનું પ્રતિપાલન કરવું એ સર્વથી શ્રેષ્ઠ છે."

"બહુ સારૂં, તેમ કરવા દ્યો. આપના બોલવા ઉપર મારે શું બોલવાનું હોય ? કદિ પાંચ જણા નિંદા કરે તો કરવા દ્યો. બીજાના આશ્રયે રહેવા કરતાં ઘરના આશ્રયે રહેવામાં દુઃખ શાનું ? ત્યારે હું હવે જાઉં છું, દાદા !"

વળી ખોળો પાથરી સસરાને પ્રણામ કરી ચરણની રજ મસ્તકપર ચડાવીને કમળા પોતાના ઘર તરફ ચાલતી થઈ.

**યશોદા** બોલી: "ચાલો દાદા, મહાભારત વાંચીએ. આજે વનપર્વ પૂરૂં કરી નાખીએ."

પિતા-પુત્રી બન્નેએ પૂજાના ગૃહમાં પ્રવેશ કર્યો.

---

## પ્રકરણ ૧૧ મું.

### પંડિતોની સભા.

**શોભાશંકર મુંબઈથી** હાલમાં કેટલાક દિવસ થયાં તેને ઘેર કાલિકાપુર આવ્યો છે. હવે તે અવસ્થામાં પ્રૌઢ થયો છે. આગલી જીંદગીમાં ધનસંપત્તિ, ભોગવિલાસ અને સામાજિક પ્રતિષ્ઠા એ સઘળું શોભાશંકરે સારી રીતે મેળવ્યું છે; પરંતુ એથી સઘળી તૃષ્ણાની તૃપ્તિ અથવા નિવૃત્તિ કોઈને કદિ પણ થતી નથી. જેમ અગ્નિમાં ઘૃત હોમવાથી તેની જ્વાલા વૃદ્ધિ પામતી જાય છે,

તેમ મનુષ્યને જેમ જેમ સુખ સંપત્તિ તથા ઐશ્વર્યની પ્રાપ્તિ થતી જાય છે, તેમ તેમ તેની તૃષ્ણા વધારે અને વધારે વધતી જાય છે. શોભાશંકરની બાબતમાં પણ તેમજ બનવા પામ્યું હતું. કામ્ય લાભની સાથે જેમ જેમ કામના વધતી જાય છે, તેમ તેમ તે કામ્ય લાભના ઉપાય રૂપ નઠારી બુદ્ધિ, પ્રપંચી સ્વભાવ, લુચ્ચાઇ કરવામાં કૌશલ્ય વગેરેની પ્રાપ્તિ પણ થતી જાય છે. પોતાના ગામના વિલાસી મિત્રમંડળમાં સૌને સરસ રસ ચખાડવામાં, વિષયકર્મમાં તીક્ષ્ણ દૃષ્ટિ રાખવામાં, સાધારણ વ્યવહારી મંડળીમાં સૌને આશ્ચર્ય પમાડે તેવું વાક્ચાતુર્ય વાપરવામાં અને બ્રાહ્મણના સમાજમાં વિનયથી મોટી મોટી ધર્મની વાતો કરી ખોટો આડંબર દેખાડવામાં શોભાશંકર અદ્વિતીય હતો. આખા ગામમાં ઘેર ઘેર તેની બહુ પ્રતિષ્ઠા જામી હતી. ધનવાન તરીકે, આબરૂદાર તરીકે અને સર્વ મનુષ્યોમાં અગ્રગણ્ય તરીકે તેને સર્વત્ર પ્રથમ પદ મળતું હતું.

શોભાશંકર ઘેર આવ્યાને થોડા દિવસ થયા કે તુરત જ તેનો જ્યેષ્ઠ પુત્ર કુંદનલાલ વિલાયતથી બેરિસ્ટર થઇને આવ્યો. વિલાયત જઈ આવેલા પુત્રની સાથે તથા પોતાની સાથે જ્ઞાતિનો વ્યવહાર બંધ થવાથી શોભાશંકર ચિન્તામાં પડ્યો કે કેટલોક પૈસો ખર્ચી બ્રાહ્મણોનાં મોઢાં ભરી પ્રાયશ્ચિત્ત કરીને જ્ઞાતિમાં જ્યાંસુધી દાખલ થવાય નહિ, ત્યાંસુધી સુખ–ઐશ્વર્યમાં મ્હોટી ખામી ગણાય. તે જાણતો હતો કે પુષ્કળ પૈસા ખર્ચવાથી બ્રાહ્મણ પંડિતો પોતાને વશ થઇ જશે અને તુર્ત જ જ્ઞાતિમાં લઇ લેશે. આવી રીતે ખર્ચ કરીને પોતાનો સ્વાર્થ સાધી લેવામાં તે બહુ ચતુર હતો અને મ્હોટાઈ મેળવવાને પુષ્કળ પૈસો ખર્ચવામાં તે કદિ પાછી પાની કરતો નહિ.

તે જ રાત્રે શોભાશંકર સઘળા પંડિતોને ઘેર જઇને બીજે દિવસે પ્રાતઃકાળમાં પોતાને ઘેર પંડિતોની સભા ભરવાનું નિમંત્રણ આપી આવ્યો. કાલિકાપુરની અંદર રામશંકર પંડ્યા સર્વ પંડિતોમાં અગ્રગણ્ય ગણાતા હતા. રામશંકર પંડ્યાને પંડિતોની સભામાં નિરંતર સર્વથી ઉચ્ચ પદ મળતું હતું અને તેમનું વચન ઉત્થાપન કરવાને કોઈ પણ પંડિતની હિમ્મત ચાલતી નહિ. શોભાશંકરે વિચાર્યું કે: “ બીજા પંડિતોની માફક રામશંકર પંડ્યા માગથી જરા પણ દબાશે નહિ, તેમ તે કોઇની શરમ પણ રાખશે નહિ. તે જો ‘ પ્રાયશ્ચિત્ત થઈ શકે નહિ ’ એમ સભામાં બોલે, તો પછી કોઈ પણ પંડિત મને જ્ઞાતિમાં લેવાની હિંમત કરી શકશે નહિ: તેમની વિરુદ્ધમાં એક અક્ષર પણ કોઈ પંડિતથી બોલી શકાશે નહિ, માટે રામશંકર પંડ્યાને નિમંત્રણ આપવાથી મારું કામ સરશે નહિ. ”

એમ વિચાર કરીને તેણે રામશંકર પંડ્યાને સભામાં આવવાનું

નિમંત્રણ આપ્યું નહિ. બીજે દિવસે પ્રભાતમાં શોભાશંકરે પોતાના દિવાનખાનામાં ગાદીતકિયા બિછાવી, ફોટાઓ, તક્તાઓ વગેરે ચિત્રવિચિત્ર ચિત્રો ભીંતે લટકાવીને દિવાનખાનાને સુશોભિત બનાવ્યું. યોગ્ય સમય થયો એટલે બ્રાહ્મણ પંડિતોએ આવીને પોતપોતાનું આસન ગ્રહણ કર્યું. સર્વ પંડિતોની વચ્ચે દૂધના ફીણ જેવી ચાદરથી આવૃત્ત થએલી ગાદી ઉપર મ્હોટા તકિયાને અઢેલીને અર્ધશાયિત અવસ્થામાં સ્મિત વદને સ્વયં શોભાશંકર જેમ તારામંડળમાં ચંદ્ર શોભે તેમ પંડિતોની વચ્ચે વિરાજમાન થયો. દૂર એક બાજુ ડાબા હાથ તરફ શોભાશંકરનો નિયત અનુચર અથવા અન્તરંગ અનુગત બંધુ મહાનંદ બેઠો. મહાનન્દ ઉમ્મરમાં વૃદ્ધ નહોતો, તેમ જુવાન પણ નહોતો. આકારમાં બહુ ઉંચો નહોતો, તેમ ઠીંગણો પણ નહોતો. તેની દેહયષ્ટિકા બહુ સ્થૂળ નહોતી, તેમ બહુ પાતળી પણ નહોતી. મસ્તક બહુ મ્હોટું નહોતું, તેમ બહુ નાનું પણ નહોતું. તેના મસ્તકપરના કેશ તથા મૂછના વાળ બહુ કાળા નહોતા તેમ પક્વ પણ નહોતા. શરીર ઉપર ધારણ કરેલાં વસ્ત્રો ઉજળાં નહોતાં તેમ બહુ મલિન પણ નહોતાં. તે લોકસમાજમાં બહુ બોલકો નહોતો, તેમ અબોલ પણ નહોતો. તે અર્ધગર્વિષ્ટ અને અર્ધ વિનયવાળો એમ મિશ્રિત સ્વભાવનો હતો. શોભાશંકર ધીર ગંભીર સ્વરે પંડિતોને સંબોધીને બોલ્યો: "આપ સર્વ જાણો છો કે વિલાયત જઈ વિદ્યાભ્યાસ કરી જે માણસ આપણા દેશમાં પાછો આવે છે, તે સરકારનો માનીતો અને બહુ મ્હોટો માણસ થઇને આવે છે. એમ ધારીને મેં આટલું બધું ખર્ચ કરીને કુંદનલાલને વિલાયત મોકલ્યો હતો. ત્યાં તે શુદ્ધ હિંદુના આચારવિચારથી રહેતો હતો. અખાદ્ય વસ્તુનો તે સ્પર્શ સરખો પણ કરતો નહિ. એક બ્રાહ્મણ રસોઇયાને તે સાથે લેઈ ગયો હતો, તેના હાથની પવિત્ર રસોઈ તે જમતો હતો. તોપણ યવનોના દેશમાં નિવાસ કરવાનો તથા તેને સ્પર્શ કરવા વગેરેનો જે કાંઈ દોષ લાગ્યો હોય, તેનું નિવારણ કરવા માટે એક માટીના કુંડાની અંદર આખો તુલસીનો રોપ તે સાથે લઈ ગયો હતો. રસોઈ કરવાના જળમાં, પીવાના જળમાં, સ્નાન કરવાના જળમાં વગેરે બધા જળમાં તુલસીપત્ર નાંખી તેને શુદ્ધ કરીને પછી તેનો ઉપયોગ કરવામાં આવતો હતો. તુલસી તો **सर्वपापहरा**–સર્વ પાપોનું હરણ કરવાવાળી છે, તે તમે ક્યાં નથી જાણતા?"

સઘળા પંડિતો સહાસ્ય વદને માથું હલાવીને તેની વાતમાં અનુમોદન આપવા લાગ્યા, કિન્તુ કશું બોલ્યા ચાલ્યા વિના અનુમોદનસૂચક માથું હલાવવાથી શોભાશંકરનું મન સંતુષ્ટ શી રીતે થાય? તેમાં તો વાદવિવાદ થવાની જરૂર છે. એ કારણથી સર્વની પહેલાં પંડિત તાપીપ્રસાદ સ્મિત

વદને પોતાના મુખમાંની શ્વેત દંત–પંક્તિઓનો પૂર્ણ વિકાસ કરીને બોલ્યોઃ "હાઃ હાઃ હાઃ! તેમાં પછી કહેવાનું શું હોય? **तुलसी सर्वपापघ्ना गदाधरशिरे स्थिता।** તુલસી સર્વ પાપનો નાશ કરે છે અને તે ગદાધર એટલે ગદાને ધારણ કરવાવાળા એવા જે શ્રીકૃષ્ણ ભગવાન, તેમના મસ્તકપર વિરાજે છે. એ પવિત્ર તુલસીપાનનું સેવન કરવાથી કોઈપણ દોષ લાગી શકતો જ નથી."

પંડિત **ન્યાયશંકર** નવીન યુક્તિઓ તથા નવીન પ્રમાણો ઊભાં કરીને બોલ્યોઃ "**वसति नृपतिर्यत्र स तीर्थः पुष्करादपि।** જે સ્થળે આપણો રાજા રહે છે, તે સ્થળ પુષ્કરરાજ વગેરે સઘળાં તીર્થ કરતાં પણ શ્રેષ્ઠ તીર્થનું સ્થળ છે. વિલાયત તો આપણા રાજાનો દેશ છે. રાજા છે તે આઠ દિક્પાલોનો અંશ છે. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ **अष्टाभिश्च सुरेन्द्राणां मात्राभिर्निर्मितो नृपः** એ પ્રમાણે રાજાનાં દર્શન કરવા માટે રાજભૂમિમાં ગમન કરવું એ મહત્ પુણ્યનું કામ છે, એમ શાસ્ત્રમાં કહ્યું છે. તે સ્થળે જવાથી પાપ શાનું થાય? કુંદનલાલે તો મહાતીર્થની પવિત્ર યાત્રા કરીને મહત્ પુણ્ય પ્રાપ્ત કર્યું છે."

પંડિત **સ્મૃતિરામ** તથા **વિદ્યાશંકર** નૂતન શ્લોક તથા નૂતન પ્રમાણ સંભારવાનો તથા કલ્પનાથી જોડી કાઢવાનો વિચાર કરે છે તે પહેલાં **શોભાશંકર** બોલી ઉઠ્યોઃ "તોપણ જુઓ, યવનોના દેશમાં નિવાસ કરવાથી તથા યવનોનો સ્પર્શ કરવાથી જો કાંઈપણ દોષ લાગ્યો હોય, તો તેનું નિવારણ થઈ જાય તેટલા માટે વિલાયતથી આવતી વખતે તે ગંગામાં પણ સ્નાન કરીને આવ્યો છે."

આ વખતે પાછળ ન પડી જવાય એટલા માટે **શોભાશંકરનું** બોલવું હજુ પુરૂં થયું નથી એટલામાં તો પંડિત **સ્મૃતિરામ** બોલી ઉઠ્યાઃ "**विष्णुपादोद्भूता गंगा कलुषनाशिनी स्मृता।** પતિત પાવની–અધમ ઉદ્ધારિણી ગંગાના દર્શન કરવાથી અથવા તેનો સ્પર્શ કરવાથી કરોડો જન્મના પાપનો નાશ થાય છે, તો પછી સ્નાન કરવાથી તો પુણ્યનો પાર જ શો હોય?"

પંડિત **તાપીપ્રસાદ** એથી પણ એક સૂર વધારે ચઢાવીને બોલ્યાઃ "કુંદનલાલને દોષ તો શાનો લાગે, પરંતુ પુણ્યતીર્થમાં જઈને તે પુણ્યની પ્રાપ્તિ કરી આવ્યો છે, તેમાં પણ ગંગાસ્નાન કર્યું છે–અહાહા! એ તો પુણ્ય ઉપર પુણ્ય પ્રાપ્ત કર્યું છે. કુંદનલાલ તો પરમ પુણ્યાત્મા છે. એવા પુત્રરત્નને પ્રાપ્ત કરનાર **શોભાશંકર** પણ મહદ્ ભાગ્યવાન ગણાય."

બીજા પંડિતોના લાંબા લાંબા વાદવિવાદથી પંડિત વિદ્યાશંકરને અત્યારસુધી બિલકુલ બોલવાનો અવસર જ મળ્યો નહોતો. હવે તે અધીરો બની જઇને તાપિપ્રસાદના સૂર ઉપર સૂર ચડાવીને બોલ્યો: "શોભાશંકર! અહાહા! તમે તો બહુ પુણ્યાત્મા છો! આ ગામમાં તમે એક ઉજ્જ્વળ નક્ષત્ર સમાન છો. અહાહા! શોભાશંકર એ તો સાક્ષાત્ દેવ સમાન છે. જેવી મહાદેવની દેવનરવિમોહિની મૂર્તિ, તેવી મહાયોગેન્દ્ર શોભાશંકરની મહિમાશાલી પ્રકૃતિ અને વળી કૈલાસનાથ ત્રિપુરારિના જેવી દિગ્-વિદિગ્વિસ્તૃત ખ્યાતિ–પ્રતિષ્ઠા! અહાહા! એનું શું વર્ણન કરૂં?–

"आकार सदृशः प्राज्ञः प्रज्ञया सदृशागमः ।

आगमसदृशारंभः आरंभसदृशोदयः । "

પંડિતોનાં સ્તુતિભરેલાં વાક્યો સાંભળીને પ્રફુલ્લ હૃદયે અને પ્રસન્ન વદને શોભાશંકર બોલ્યો: "હવે જો આપની અનુમતિ હોય તો અનુષ્ઠાન કેવી રીતે કરવું, તે વિષેનો મારો વિચાર તમને જણાવું. આપના આશીર્વાદથી હું આજે કૃતાર્થ થયો છું. હવે સઘળું સંસારી કામકાજ મેં કુંદનલાલને સોંપી દીધું છે. વિષયકર્મ જેવી આસક્તિ હવે મને રહી નથી. હવે તો હરિનું નામ લેઇને મારી અવશેષ જીંદગી હું પૂરી કરવા ઇચ્છું છું. હે હરિ! હે દીનબંધો! તમારી જેવી ઇચ્છા હશે, તે પ્રમાણે થશે."

પંડિત વિદ્યાશંકર બોલ્યા: "અહાહા! કેવો ઋષિના જેવો વૈરાગ્ય!"

પંડિત સ્મૃતિરામ ગંભીર વદને ધીમેથી મસ્તક સંચાલન કરીને બોલ્યા: "અહાહા! શોભાશંકરના વૈરાગ્યની વાત શી કરવાની? પ્રભાતમાં ઉઠીને તેમનું નામ લેવાથી મહત્ પુણ્યની પ્રાપ્તિ થાય એવા તે પુણ્યાત્મા છે."

પંડિત સ્મૃતિરામનું વાક્ય હજી પૂરૂં થયું નથી એટલામાં તો પંડિત ન્યાયશંકર મ્હોટા–બુલંદ અવાજથી બોલી ઉઠ્યા:

"पुण्यश्लोको नलराजा, पुण्यश्लोको युधिष्ठिरः ।

पुण्यश्लोको जनार्दनः, पुण्यश्लोका च वैदेही ।

"અને પંચમ પુણ્યશ્લોક જો કોઇ હોય તો તે આપણા આ શોભાશંકર જ છે."

શોભાશંકર સંકુચિત સ્વરે બોલ્યો: "કુંદનલાલ જરા સુધરેલા મિજાજનો છે, તેથી તે આપણા સમાજમાં આવ્યો નથી, તો તેના પ્રતિનિધિ તરીકે હું હાજર છું. હવે–"

એટલું બોલીને શોભાશંકર પંડિત સ્મૃતિરામના મુખ તરફ જોઇ રહ્યો. સ્મૃતિરામ બોલ્યો: "કુંદનલાલને અહીં હાજર રહેવાનું કશું પ્રયોજન

નથી. જ્યારે પિતા પોતે જ પ્રતિનિધિરૂપે હાજર છે, તો પછી પુત્રની હાજરીનું પ્રયોજન શું હોઈ શકે?"

સ્મૃતિરામે વિદ્યાશંકર તરફ જોયું. વિદ્યાશંકર એ પ્રશ્નનો કશો ઉત્તર નહિ આપતાં બીજા પંડિતોના મુખ તરફ જોવા લાગ્યો. થોડી વાર પછી પંડિત ન્યાયશંકર બોલ્યાઃ "અનુષ્ઠાન કેવી રીતે કરવાનો તમારો વિચાર છે?"

શોભાશંકર બોલ્યોઃ "મારો એવો વિચાર છે કે એકાદશીને દિવસે એક ચંદ્રાયન કરવું અને પાંચ પુરાણપાઠ કરાવવા. ત્યારપછી પૂર્ણિમાને દિવસે બ્રહ્મભોજન કરવું અને તે ઉપરાંત ગરીબ, કંગાલ, અપંગ વગેરેને પણ જમાડવા અને તે દિવસે સાંજે પંડિતોને વિદાયગીરી આપવી, વગેરે જે પ્રમાણે તમે કહેશો તે પ્રમાણે કરીશું. પુરાણપાઠમાં તમને બધા પંડિતોને દક્ષિણા મળશે. દરેક પંડિતને એકેકો ધોતીજોટો અને એકેકી સોનાની વીંટી આપવામાં આવશે. તે ઉપરાંત એકેકી સોનામહોર પણ આપવાનો મારો વિચાર છે."

એ સાંભળીને સઘળા પંડિતો "ધન્ય છે, સાધુ પુરૂપ! ધન્ય છે સાધુ પુરૂપ!" એમ બોલવા લાગ્યા.

શોભાશંકર હાથ જોડી વિનયથી બોલ્યોઃ "આપ જેવા વિદ્વાન બ્રાહ્મણોનાં પગલાં મારે ઘેર થયાં તેથી હું કૃતાર્થ થયો છું."

"હા, હા! હા!" મોટા સ્વરથી હાસ્ય કરીને પંડિત સ્મૃતિરામ બોલ્યાઃ "આહા! શોભાશંકરનો કેવો વિનય છે?"

વિદ્યાશંકરે તુરત જ પોતાના ઘૂર્ણાયમાન મસ્તકનું સંચાલન કરીને સ્મૃતિરામના શબ્દોને અનુમોદન આપ્યુંઃ "વિનય કેમ ન હોય? તેમણે વિદ્યા કેટલી બધી સંપાદન કરી છે! विद्या ददाति विनयं–"

તાપીપ્રસાદે તુરત જ તેમાં પોતાનો સુર મેળવ્યો : "विनयाज्जायते धर्मः" (વિનયમાંથી ધર્મ ઉત્પન્ન થાય છે.)

પંડિત ન્યાયશંકર મધુર હાસ્ય કરીને મૃદુ સ્વરે ઝંકાર કર્યોઃ "धर्मादेव परं सुखम्!"

શોભાશંકરે કહ્યુંઃ "આપ સર્વ પંડિતોની સંમતિ મળવાથી હું કૃતાર્થ થયો છું, પણ રામશંકર પંડ્યા જો આપણને એ પ્રમાણે કરવાની સંમતિ આપશે નહિ, તો પછી શું કરીશું?"

પંડિત સ્મૃતિરામ ગર્વથી બોલ્યોઃ "અરે! રામશંકર પંડ્યો તો તદ્દન નાસ્તિક છે. એ સંમતિ ન આપે, એટલે શું થઈ જવાનું હતું? એમાં તમે ઉદ્વિગ્ન શામાટે થાઓ છો?"

બીજા પંડિતોના લાંબા લાંબા વાદવિવાદથી **પંડિત વિદ્યાશંકર**ને અત્યારસુધી બિલકુલ બોલવાનો અવસર જ મળ્યો નહોતો. હવે તે અધીરો બની જઇને તાપિપ્રસાદના સૂર ઉપર સૂર ચડાવીને બોલ્યોઃ “ **શોભાશંકર**! અહાહા! તમે તો બહુ પુણ્યાત્મા છો! આ ગામમાં તમે એક ઉજ્જવળ નક્ષત્ર સમાન છો. અહાહા! **શોભાશંકર** એ તો સાક્ષાત્ દેવ સમાન છે. જેવી મહાદેવની દેવનરવિમોહિની મૂર્તિ, તેવી મહાયોગેન્દ્ર **શોભાશંકર**ની મહિમાશાલી પ્રકૃતિ અને વળી કૈલાસનાથ ત્રિપુરારિના જેવી દિગ્વિદિગ્વિસ્તૃત ખ્યાતિ–પ્રતિષ્ઠા! અહાહા! એનું શું વર્ણન કરૂં ?–

**“ आकार सदृशः प्राज्ञः प्रज्ञया सदृशागमः ।**

**आगमसदृशारंभः आरंभसदृशोदयः । ”**

પંડિતોનાં સ્તુતિભરેલાં વાક્યો સાંભળીને પ્રફુલ્લ હૃદયે અને પ્રસન્ન વદને **શોભાશંકર** બોલ્યોઃ “ હવે જો આપની અનુમતિ હોય તો અનુષ્ઠાન કેવી રીતે કરવું, તે વિષેનો મારો વિચાર તમને જણાવું. આપના આશીર્વાદથી હું આજે કૃતાર્થ થયો છું. હવે સઘળું સંસારી કામકાજ મેં કુંદનલાલને સોંપી દીધું છે. વિષયકર્મ જેવી આસક્તિ હવે મને રહી નથી. હવે તો **હરિ**નું નામ લેઇને મારી અવશેષ જીંદગી હું પૂરી કરવા ઇચ્છું છું. હે **હરિ**! હે દીનબંધો! તમારી જેવી ઇચ્છા હશે, તે પ્રમાણે થશે. ”

પંડિત **વિદ્યાશંકર** બોલ્યાઃ “ અહાહા! કેવો ઋષિના જેવો વૈરાગ્ય! ”

પંડિત **સ્મૃતિરામ** ગંભીર વદને ધીમેથી મસ્તક સંચાલન કરીને બોલ્યાઃ “ અહાહા! **શોભાશંકર**ના વૈરાગ્યની વાત શી કરવાની? પ્રભાતમાં ઉઠીને તેમનું નામ લેવાથી મહત્ પુણ્યની પ્રાપ્તિ થાય એવા તે પુણ્યાત્મા છે. ”

પંડિત **સ્મૃતિરામ**નું વાક્ય હજી પૂરૂં થયું નથી એટલામાં તો પંડિત **ન્યાયશંકર** મ્હોટા–બુલંદ અવાજથી બોલી ઉઠ્યાઃ

**“ पुण्यश्लोको नलराजा, पुण्यश्लोको युधिष्ठिरः ।**

**पुण्यश्लोको जनार्दनः, पुण्यश्लोका च वैदेही ।**

“ અને પંચમ પુણ્યશ્લોક જો કોઇ હોય તો તે આપણા આ **શોભાશંકર** જ છે. ”

**શોભાશંકર** સંકુચિત સ્વરે બોલ્યોઃ “ કુંદનલાલ જરા સુધરેલા મિજાજનો છે, તેથી તે આપણા સમાજમાં આવ્યો નથી, તો તેના પ્રતિનિધિ તરીકે હું હાજર છું. હવે–”

એટલું બોલીને **શોભાશંકર** પંડિત **સ્મૃતિરામ**ના મુખ તરફ જોઇ રહ્યો. **સ્મૃતિરામ** બોલ્યાઃ “ કુંદનલાલને અહીં હાજર રહેવાનું કશું પ્રયોજન

નથી. જ્યારે પિતા પોતે જ પ્રતિનિધિરૂપે હાજર છે, તો પછી પુત્રની હાજરીનું પ્રયોજન શું હોઈ શકે?"

સ્મૃતિરામે વિદ્યાશંકર તરફ જોયું. વિદ્યાશંકર એ પ્રશ્નનો કશો ઉત્તર નહિ આપતાં બીજા પંડિતોના મુખ તરફ જોવા લાગ્યો. થોડી વાર પછી પંડિત ન્યાયશંકર બોલ્યા: "અનુષ્ઠાન કેવી રીતે કરવાનો તમારો વિચાર છે?"

શોભાશંકર બોલ્યો: "મારો એવો વિચાર છે કે એકાદશીને દિવસે એક ચંદ્રાયન કરવું અને પાંચ પુરાણપાઠ કરાવવા. ત્યારપછી પૂર્ણિમાને દિવસે બ્રહ્મભોજન કરવું અને તે ઉપરાંત ગરીબ, કંગાલ, અપંગ વગેરેને પણ જમાડવા અને તે દિવસે સાંજે પંડિતોને વિદાયગીરી આપવી, વગેરે જે પ્રમાણે તમે કહેશો તે પ્રમાણે કરીશું. પુરાણપાઠમાં તમને બધા પંડિતોને દક્ષિણા મળશે. દરેક પંડિતને એકેકો ધોતીજોટો અને એકેકી સોનાની વીંટી આપવામાં આવશે. તે ઉપરાંત એકેકી સોનામહોર પણ આપવાનો મારો વિચાર છે."

એ સાંભળીને સઘળા પંડિતો "ધન્ય છે, સાધુ પુરૂષ! ધન્ય છે સાધુ પુરૂષ!" એમ બોલવા લાગ્યા.

શોભાશંકર હાથ જોડી વિનયથી બોલ્યો: "આપ જેવા વિદ્વાન બ્રાહ્મણોનાં પગલાં મારે ઘેર થયાં તેથી હું કૃતાર્થ થયો છું."

"હા, હા! હા!" મોટા સ્વરથી હાસ્ય કરીને પંડિત સ્મૃતિરામ બોલ્યા: "આહા! શોભાશંકરનો કેવો વિનય છે?"

વિદ્યાશંકરે તુરત જ પોતાના ઘૂર્ણાયમાન મસ્તકનું સંચાલન કરીને સ્મૃતિરામના શબ્દોને અનુમોદન આપ્યું: "વિનય કેમ ન હોય? તેમણે વિદ્યા કેટલી બધી સંપાદન કરી છે! विद्या ददाति विनयं–"

તાપીપ્રસાદે તુરત જ તેમાં પોતાનો સુર મેળવ્યો: "विनयाज्जायते धर्मः" (વિનયમાંથી ધર્મ ઉત્પન્ન થાય છે.)

પંડિત ન્યાયશંકર મધુર હાસ્ય કરીને મૃદુ સ્વરે ઝંકાર કર્યો: "धर्मो-देव परं छत्रम्!"

શોભાશંકરે કહ્યું: "આપ સર્વ પંડિતોની સંમતિ મળવાથી હું કૃતાર્થ થયો છું, પણ રામશંકર પંડ્યા જો આપણને એ પ્રમાણે કરવાની સંમતિ આપશે નહિ, તો પછી શું કરીશું?"

પંડિત સ્મૃતિરામ ગર્વથી બોલ્યો: "અરે! રામશંકર પંડ્યા તો તદ્દન નાસ્તિક છે. એ સંમતિ ન આપે, એટલે શું થઈ જવાનું હતું? એમાં તમે ઉદ્વિગ્ન શામાટે થાઓ છો?"

પંડિત વિદ્યાશંકરે જણાવ્યું: "તે મત આપે કે ન આપે તોપણ અમે તો કુંદનલાલને જ્ઞાતિમાં લેવા તૈયાર જ છીએ."

શોભાશંકરે કહ્યું: "તોપણ રામશંકર પંડ્યા પણ આ ગામના એક પંડિત છે. એક વાર તેમનો પણ મત લેવો ઉચિત છે કે નહિ?"

પંડિત તાપીપ્રસાદે જવાબ આપ્યો: "હા ભલે, એક વાર તેમનો મત લેવો હોય તો લ્યો. આપ વિવેકી છો તેથી આપનું જે કર્તવ્ય હોય તે ખુશીથી કરો."

પંડિત ન્યાયશંકર બોલ્યા: "હા, હા, તે મત આપે કે ન આપે તોપણ આપણે તો છીએજની. શોભાશંકરને આપણે એક વાર વચન આપ્યું, તેની શું ફરીથી આપણાથી કાંઈ ના કહેવાય? બ્રાહ્મણના મુખમાંથી ઉચ્ચારેલું વચન શું કદિ પણ મિથ્યા થઈ શકે?"

સઘળાએ પંડિત ન્યાયશંકરના મતને ટેકો આપ્યો.

શોભાશંકરે પૂછ્યું: "ત્યારે જો તમે કહેતા હો તો તેમને સમાચાર કહેવરાવું કે આપ વગેરે સઘળા પંડિતો અહીં એકત્ર થએલા છે, તો તે પણ અત્રે તેમનું શુભાગમન કરે."

પંડિત વિદ્યાશંકરે પ્રત્યુત્તર આપ્યો: "હા, હા, કોઈ નોકરને મોકલો."

શોભાશંકરે નોકરને બૂમ મારી: "કેશવ! ઓ કેશવ! જા, તું રામશંકર પંડ્યાને અહીં બોલાવી લાવ. અરે! પણ તું જઈશ નહિ. બ્રાહ્મણને બોલાવવા માટે નોકરને મોકલવો ઉચિત નથી. મહાનન્દભાઈ, તમે ચાલતા ચાલતા જાઓને તમે જશો તો રસ્તામાં તેમને કાંઈક વાતચીત પણ સમજાવશો."

મહાનંદ ઉઠીને પગમાં ચંપલ પહેરી, ગળામાં ખેસ નાખી અને હાથમાં છત્રી લઈને ચાલતો થયો.

થોડી વારમાં વિમળા બારણામાં આવીને ઊભી રહી અને બોલી: "ભાઈ, હું વિમળા આવી છું અને તને આશીર્વાદ આપું છું."

વિમળા પ્રત્યે શોભાશંકરને જે વિરાગ તથા વિદ્વેષ હતો, તે વાચક સારી રીતે જાણે છે. વિમળા શોભાશંકરને ઘેરથી પ્રથમ લડીને પોતાને ઘેર ચાલી ગઈ હતી, તેથી શોભાશંકરની ગામમાં તથા જ્ઞાતિમાં બહુ નિંદા થઈ હતી. ત્યારથી વિમળા પોતાને ઘેર જ રહી છે અને માણેકલાલને પોતાની હુશિયારીથી નોકરી મળી છે, એ વાત પણ વાચક જાણે છે. વિમળા પોતાની ઓશિયાળી નહિ થતાં સુખેથી દિવસો નિર્ગમન કરે છે એ જોઈને શોભાશંકરને તેની પ્રત્યે ઈર્ષાનો પાર રહ્યો નહિ. તે વિમળાનું કે માણેકલાલનું નામ સાંભળીને બળી મરતો હતો. તે એકાએક વિમળાને પોતાની સન્મુખ આવીને ઊભા

રહેલી જોઇને અત્યંત ક્રોધાયમાન થઇ ગયો. પંડિતો પોતાને ઘેર આવેલા છે, તે વાતનું પણ અત્યારે તેને સ્મરણ રહ્યું નહિ.

ક્રોધના આવેગમાં આવેલો શોભાશંકર ભયંકર અવાજથી બોલ્યો: "કોણ, વિમળા ? અરે હતભાગિની ! તું અહીં કેમ આવી ? જા, તારૂં કાળું મ્હોં લઇને મારી સામેથી દૂર ચાલી જા."

ભયભીત અને વિસ્મિત બની ગએલા પંડિતો ત્રાસ તથા સંકોચ પામી જઇને પાછળ ખસી જઇને જરા દૂર બેઠા. પંડિત સ્મૃતિરામ તથા તાપીપ્રસાદ નિસ્તેજ વદને તથા વિસ્ફારિત નયને તેની સામે જોઈ રહ્યા.

વિમળા બોલી: "ભાઈ, હું તારી સગી બહેન છું અને ઘણે દિવસે આજે હું તારે ઘેર આવી છું, છતાં તું આવા શબ્દો કેમ બોલે છે ?"

ગર્જના કરીને શોભાશંકર બોલ્યો: "તું બહેન નથી, પણ કુળનું કલંક છે. તારે માટે લોકોમાં મારી અપકીર્તિ થઈ છે. તારૂં મુખ જોઇને મને ઘૃણા ઉત્પન્ન થાય છે. જા, કહું છું, તું અહીંથી જલદી જતી રહે."

વિમળા ભ્રમર ચડાવી તીવ્ર સ્વરે બોલી: "મારે માટે લોકોમાં તારી અપકીર્તિ થઈ છે ? કેમ ? શાથી ? એવો મેં શો અપરાધ કર્યો છે ?"

"મારી બ્હેન થઇને પારકે ઘેર દાસીપણું કરીને તું પેટ ભરે છે, એ શું મારી અપકીર્તિ નહિ ? એક અનાથ બહેનને મારે ઘેર રાખીને શું હું તેનું પાલનપોષણ ન કરી શકું ? હું બહુ બહુ યત્ન કરીને તને મારે ઘેર લઈ આવ્યો, તો એક વર્ષ પૂરૂં થયું ન થયું એટલામાં તો તું મારૂં ઘર છોડીને ચાલી ગઇ; એટલું જ નહિ, પરંતુ તેં મારી અનેક નિંદાઓ કરી, મારા કુટુમ્બની નિંદા કરીને આખરે કોઇની રસોઇ કરી, કોઇનું પાણી ભરી અને કોઇનું દળાણું દળીને આજસુધી તેં તારૂં પેટ ભર્યું. જે માણસો મારા તાબેદાર છે, તેમને ઘેર મારી બહેન થઇને તેં દાસીપણું કર્યું, એ શું કાંઈ મારી ઓછી અપકીર્તિ કહેવાય ? તું શું જોઇને મને મોઢું દેખાડવા આવી છે ?"

ભાઇનાં આવાં વચન સાંભળીને વિમળાને અત્યંત ગુસ્સો ચડ્યો. શત્રુતા ભૂલી જઇને બહેનના સ્નેહથી આકર્ષાઇને તે ભાઇની સાથે વાતચીત કરવા આવી હતી, તેમ છતાં આટલા બધા મનુષ્યની સમક્ષ તેણે આવાં કડવાં વચન કહ્યાં, તે શી રીતે સહન થાય ? તેનાં વચનથી તેનો દેહ સળગવા લાગ્યો. તે અત્યંત ક્રોધ દર્શાવીને યોગ્ય શબ્દો તેને સંભળાવવા લાગી: "તમારે ઘેર રહીને મેં દાસીપણું કર્યું નહિ; એટલે તમને અફસોસ થતો હશે, કેમ ખરૂં કે ? સગી બહેન છે એમ ધારીને એક દિવસ પણ આ-

રૂપૂર્વક તમે મને તમારે ઘેર રાખી છે? તમે તથા તમારી વહુએ એક દિવસ પણ સારે મોઢે મને બોલાવી છે? તમારે ઘેર શી રીતે રહું? સવાર સાંજ બન્ને વખત રાંધણું રાંધવું, વાસણો માંજવાં, પાણી ભરવું અને ઘરનું તમામ કામકાજ કરવું, આટલું જ્યારે દાસીપણું હું તમારૂં કરૂં, ત્યારે તમે મને પેટપૂર્ણ ખાવા દ્યો, એમ શી રીતે રહેવાય? રાંધનારી એક બ્રાહ્મણી રાખો તોપણ મહિને રૂ. ૧૦) તમારે તેના પગારના આપવા જોઇએ. શું એક પૈસો પણ તમે મને કદિ પણ આપ્યો છે? વગર પૈસે પેટવડીએ રહીને હું દાસીપણું તમારે ઘેર શામાટે કરૂં?”

આ સ્પષ્ટ વચનો **શોભાશંકર**ના ક્રોધની વૃદ્ધિ કરવા માટે બસ હતાં. લાલચોળ મુખ કરી પંડિતોને સંબોધીને **શોભાશંકર** બોલ્યોઃ “ સાંભળો છોને પંડિતજી! શું સંસારમાં રહીને કામકાજ કરવાનું હોય નહિ? પોતાને જ ઘેર રહીને કશું કામકાજ કર્યા વિના ખાઈ પીને કોઈ બેસી રહેતું હશે?”

**વિમળા શોભાશંકર**થી હારે તેવી નહોતી. તેણે ઉત્તર આપ્યોઃ “ ના, અમારાથી બેસી ન રહેવાય પણ તમારી વહુ ખાઈપીને આખો દિવસ બેસી રહીને શેઠાણીની માફક નણંદ પાસે ઘરનું બધું કામકાજ કરાવે તે વાજબી કહેવાય, કેમ ખરૂંને?”

**વિમળા**ના આ વચનથી અગ્નિમાં ઘી હોમાયું. **શોભાશંકર** જોરથી હાથની મુઠ્ઠીઓ વાળી દાંત પીસીને બોલ્યોઃ “ જો **વિમળા**! મ્હોં સંભાળીને બોલ, નહિતો હમણાં તારૂં—”

**વિમળા** પોતાનો તીવ્ર સ્વર સાતમે પાતાળેથી દસમે પાતાળે ચડાવીને વચમાં બોલી ઉઠીઃ “ અને નહિ તો તું મને શું કરવાનો હતો? શું તું મને મારી નાખીશ? આવતો ખરો. મને હાથ અડકાડી તો જો? જરા મોં સંભાળીને બોલ. આવા તારા જેવા ગુણવાળો ભાઈ તો ક્યાંય જોવામાં આવ્યો નથી. બાળ તારૂં મોઢું, અનાથ બ્હેનને બાંદીની માફક હલકા શબ્દો કહીને દુઃખી કરે, તેનું મ્હોં અત્યારે જ બળી જવું ઉચિત છે.”

**વિદ્યાશંકર** પંડિતે **શોભાશંકર**નો હાથ પકડીને તેને નીચે બેસાર્યો અને તેને શાન્ત કરવાના પ્રયત્ન કરવા લાગ્યો. પંડિત **સ્મૃતિરામે વિમળા**ને કહ્યુંઃ “ બ્હેન, તમે પણ હવે શાન્ત થાઓ. ભાઈની સામે બોલો છો તે સારૂં કહેવાય નહિ. સ્ત્રીજાતિને સ્વતંત્રતા આપવી એ કોઈ પણ રીતે ઉચિત નથી. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ **पिता रक्षति कौमारे, भर्ता रक्षति यौवने, रक्षन्ति स्थविरे पुत्राः, न स्त्री स्वातंत्र्यमर्हति ।**

અત્યારસુધી સઘળા પંડિતો ભયથી ચુપચુપ બેસી રહ્યા હતા. પરંતુ પંડિત **સ્મૃતિરામ**ના બોલવાથી બીજા પંડિતોને પણ બોલવાની હિંમત

આવી. પંડિત તાપીપ્રસાદ સ્મૃતિરામની વ્યાખ્યામાં શાસ્ત્રપ્રમાણની અપૂર્ણતા પૂર્ણ કરીને બોલ્યો: "પતિની ગેરહાજરીમાં સ્ત્રીએ દીયર, જેઠ, સસરો, પુત્ર અથવા ભાઇને અધીન રહેવું વિધેય છે."

પંડિત ન્યાયશંકર વિમળાની ખામી દેખાડીને બોલ્યો: "વિમળા, તમે સ્વાતંત્ર્યનું અવલંબન કરીને આ તદ્દન અઘટિત કાર્ય કરો છો."

શોભાશંકરની પાસે બેઠેલો પંડિત વિદ્યાશંકર શોભાશંકર તરફ આંગળી કરીને મધુર વચનથી બોલ્યો: "આવા રાજા તુલ્ય ભાઇનું તમે બહુ અપમાન કરો છો, એ વાજબી કહેવાય નહિ."

એ સાંભળીને વિમળા અત્યંત ગુસ્સે થઇને બોલી: "આ ખુશામતીઆ બામણા વળી વચમાં ડહાપણ કરવા ક્યાંથી આવ્યા છે? લાડવાની લાલચે ખુશામત કરનારા બામણાઓ! તમારા શાસ્તરને એક બાજુ મૂકી દો. સ્ત્રીજાતિએ દિયર, ભાઈ, પતિ, પિતા, જેઠ, સસરો વગેરેને તાબે રહેવું જોઇએ, એવું તમારા શાસ્ત્રમાં લખ્યું છે અને અનાથ બ્હેનને બાંદીની માફક વૈતરૂં નહિ કરાવતાં પોતાને ઘેર આદર અને સન્માનયુક્ત રાખીને તેનું મન સંતુષ્ટ કરવું એ શું તમારા પોથામાં લખેલું નથી? પેટે એક દીકરો ઇશ્વરે આપેલો હોય તો શું તેનું ભરણ પોષણ કરી ઉછેરીને મારે તેને મ્હોટો કરવો નહિ? સ્વાર્થના જ શ્લોકો ભણી લોકોને અવળો ઉપદેશ આપવાનું તમારા શાસ્તરમાં લખ્યું હોય, તો તે શાસ્તરને ચૂલામાં પધરાવી દો."

શોભાશંકર અત્યારસુધી ગુસ્સામાં ચુપચુપ બેઠો હતો, તે વિમળાના આ અપમાનયુક્ત શબ્દો સાંભળીને બોલી ઉઠ્યો: "અહાહા! તું ક્યારની શું બોલ્યા કરે છે? મારે ઘેર રાખીને મેં તારૂં શું અપમાન કર્યું છે? ભાઇને ઘેર રહેવાંમાં માન શું અને અપમાન શું? તું તો બહુ માનવાળી થઈ ગઈ છે, તો પછી મારી જમીનમાં ઘર બનાવીને તું શામાટે રહે છે? મારી જમીનમાં તેં ઘર બનાવ્યું, તે ઘર મારૂં જ ગણાય, માટે જા આજે ને આજે મારૂં ઘર ખાલી કરીને ચાલી જા."

વિમળાએ ઉત્તર આપ્યો: "તમારૂં ઘર? અને તમારી જમીન? શું તમે તમારા પોતાના પૈસા ખરચીને જમીન ખરીદ કરી છે? અને શું તમે તમારા પોતાના પૈસા ખરચીને મકાન બંધાવ્યાં છે? જેમનાં મકાન છે, તેમના તમે સંતાન છો અને હું પણ તેમનું સંતાન છું. હું કાંઈ ઉંચેથી આવી છું? મારા બાપની જમીનના એક ખૂણામાં ઘર બાંધીને શું હું ન રહી શકું?"

વિમળાનાં આ શાસ્ત્ર વિરૂદ્ધ અને અન્યાયભરેલાં વચનો સામે વાંધો ઉઠાવીને પંડિત સ્મૃતિરામ બોલ્યો: "બ્હેન! તમારૂં આ બોલવું અ-

ન્યાયભરેલું છે. પુત્રની હયાતીમાં પિતૃધન ઉપર પુત્રીનો કશો અધિકાર હોઇ શકે નહિ."

"હાં બાપુ, હાં ! મારૂં બોલવું તમને અન્યાયભરેલું લાગે તેમાં નવાઈ શી ? મારો માણેકલાલ અત્યારે નાનો છે, તેથી તમે બધા ઉંધો ન્યાય આપો છો. શું પુત્રી એ બાપનું સંતાન નહિ ? શું તમારા શાસ્ત્રમાં એવું લખ્યું છે ? પુત્રીને તેના પતિને ઘેર રહેવાનું ઘર ન હોય, તો શું તે તેના બાપની જમીનના એક ખૂણામાં ઘર બનાવીને ન રહી શકે ? જો શાસ્ત્રમાં તેની ના લખી હોય, તો તે વાત શાસ્ત્રમાં જ પડી રહેવા દો. મારે તેની જરૂર નથી. હું મારા બાપની પુત્રી છું, અને તેમની જમીનમાં ઘર કરીને રહું છું. કોની હિંમત છે કે મને કોઈ ઘર બહાર કહાડી શકે ?"

ગર્વસહિત પોતે જેમ વિજય મેળવ્યો હોય તેમ આટલા શબ્દો બોલીને દૃઢતાસૂચક પાદવિક્ષેપે **વિ**મળા ત્યાંથી પ્રસ્થાન કરી ગઈ.

બ્રાહ્મણ સભામાંનો એક જણ બોલ્યો: "બહેન અતિ પ્રચંડ છે."

બીજો બોલ્યો: "અરે ! સાક્ષાત્ રણચંડિકા જ છે !"

"આવા સ્વભાવની નારી જે ઘરમાં હોય, તે ઘરમાં લક્ષ્મી રહેવા પામે નહિ." ત્રીજો બોલ્યો.

"આવી ભયંકર નારી આપને ઘેરથી સ્વેચ્છાપૂર્વક ચાલી ગઈ, તે આપનાં સદ્ભાગ્ય ગણાય." ચોથો પંડિત બોલ્યો.

**શો**ભાશંકરનો દેહ **વિ**મળાના અગ્નિરૂપી વચનોથી સળગવા લાગ્યો. તે કંપતો કંપતો તકિયા ઉપર લોટી પડ્યો. વળી પાછો બરાબર બેઠો. પાસે એક પંખો પડેલો હતો તે ઉંચકી લઇને પવન નાંખવા લાગ્યો. એ જોઇને તેનો વૃદ્ધ ચાકર તેના હાથમાંથી પંખો લેઇને વાયુસંચાલનથી **શો**ભાશંકરના ઉષ્ણ દેહ તથા અત્યુષ્ણ મસ્તકને શીતળ કરવાનો પ્રયાસ કરવા લાગ્યો.

પંડિત **વિ**દ્યારામ શ્રદ્ધા તથા સહાનુભૂતિ પ્રદર્શિત કરીને બોલ્યો: "આહાહા ! **શો**ભાશંકરનું શું ધૈર્ય ! આવું ધૈર્ય આ કલિયુગમાં કોઈનું પણ આપણા જોવામાં આવ્યું નથી."

પંડિત **તા**પીપ્રસાદ દૃષ્ટાંત આપીને બોલ્યો: "ધૈર્ય કાંઈ ઓછું નહિ, જાણે સાક્ષાત્ **રા**મચંદ્રજીનો અવતાર !"

પંડિત **ન્યા**યશંકર દૃષ્ટાંત ઉપરથી સમસ્યા ઉપસ્થિત કરી બોલ્યો: "પણ તેમાં નવાઇ શી ? **શો**ભાશંકરની માતા **કૌ**શલ્યા સમાન રત્નગર્ભા હતાં, એ ગર્ભમાંથી આ **શો**ભાશંકર રૂપી રત્ન ઉત્પન્ન થયું છે. આહાહા ! માત્ર નવાઈની વાત એ છે કે એ ગર્ભમાં **વિ**મળા જેવું વિષ પણ ઉત્પન્ન થયું ! किमाश्चर्यम् अतःपरम् ?"

પંડિત સ્મૃતિરામ બહુ ઉપમાઓથી સમસ્યાને પૂર્ણ કરીને બોલ્યા: "પણ તેમાં નવાઈ શી ? ભગવતી ધરિત્રી જે ગર્ભમાં રત્નરાજ ધારણ કરે છે, તે જ ગર્ભમાં લોકોનો નાશ કરનારો એવો જે અગ્નિ, તેને પણ ધારણ કરે છે. વળી જે વરસાદ ધરણીને શીતળ તથા ફળદાયિની બનાવે છે, તે જ વરસાદ કોઈ કોઈ વખત મનુષ્યની હત્યા કરનારા સર્પ જેવા મહા ભયંકર ઝેરી જીવોને ઉત્પન્ન કરે છે. अतएव आश्चर्य नास्त्यत्र किंचित् !"

કેટલોક સમય નીરવતામાં શાન્ત પસાર થવાથી શોભાશંકરનો ક્રોધ કાંઇક શાન્ત થયો. તે મનમાં મનમાં કાંઇક લજ્જા પણ પામ્યો. પંડિતોની સમક્ષ બીજા લોકોની માફક તેણે એ પ્રમાણે ક્રોધ પ્રકટ કર્યો, એ સારૂં કર્યું નથી, એમ તેને જણાયું. પણ જે વાત બની ગઇ છે, તેનો હવે કશો ઉપાય નથી, એમ સમજી શોભાશંકરે કૃત્રિમ હાસ્ય પ્રકટ કર્યું. પંડિતોએ પરસ્પર એકબીજા સામે જોઈ મૃદુ હાસ્ય કર્યું. એવામાં મહાનન્દ સહિત રામશંકર પંડ્યા ત્યાં આવી પહોંચ્યા.

"ब्राह्मणेभ्यो नमः ।" રામશંકર પંડ્યા બોલ્યા.

"ब्राह्मणाय नमः ।" એમ બોલીને સર્વ પંડિતોએ ઊભા થઇને તેમને નમસ્કાર કર્યા.

શોભાશંકરે એકદમ ઉઠી ઊભા થઈ રામશંકર પંડ્યાને પ્રણામ કરીને ઉચિત આસન ગ્રહણ કરવાને વિનતિ કરી.

યથારીતિ એકબીજાને પ્રણામ કરી સૌએ પોતપોતાનું આસન ગ્રહણ કર્યું. ત્યારપછી કેટલીક વારસુધી કુશળ વાર્તા ચાલ્યા પછી શોભાશંકરે અત્યંત વિનયથી કહ્યું: "જુઓ રામશંકર પંડ્યા ! આ બધા પંડિતો અહીં એકત્ર થયા છે, અને તેથી આપને પણ બોલાવ્યા છે. આપના આશીર્વાદથી મારો પુત્ર કુંદનલાલ વિલાયતથી બેરિસ્ટર થઇને આવ્યો છે. તે આપનો જ પુત્ર છે, અને આપ વગેરે પાંચ જણને બોલાવી પ્રાર્થના કરૂં છું કે તેનું કાંઇક પ્રાયશ્ચિત્ત કરવાની મારી ઇચ્છા છે. જોકે વિલાયત જઇને તે કોઈ પણ રીતે આચારભ્રષ્ટ થયો નથી. ત્યાં તેણે—"

રામશંકર પંડ્યાએ શોભાશંકરને આગળ બોલતો અટકાવીને કહ્યું: "હા, બાપુ, મહાનન્દ પાસેથી મેં સઘળું સાંભળ્યું છે. કુંદનલાલ વિલાયત તુલસીનો રોપ તથા બ્રાહ્મણ રસોઇયાને સાથે લેઈ ગયો હતો અને તેથી તે હિંદુ ધર્મમાંથી ભ્રષ્ટ થયો નથી, એ સઘળી વાતો જવા દો જોકે કુંદનલાલ વિલાયત જઈ આવ્યો છે અને ત્યાં તેણે યવનોનો સંસર્ગ કર્યો છે તથા યવનોનું અન્ન પણ ગ્રહણ કર્યું છે અને તેથી તેનો જ્ઞાતિ–બહિષ્કાર

કરવો છે એવી કોઈ પણ વાત કહેવાની મારી ઇચ્છા નથી. શિક્ષણ લેવા માટે, વ્યાપાર કરવા માટે અને રાજકીય પ્રયોજન માટે યવનોના દેશમાં ગમન કરવાની જરૂર પડે છે, અને તેમ કરવામાં યવનોનો સંસર્ગ કરવો પડે અથવા યવનોનું અન્ન ગ્રહણ કરવું પડે, તેમાં દોષ છે કે નહિ, તેનો વિચાર કરવાનો આ સમય નથી અથવા વિચાર કરવો તે નિષ્પ્રયોજન પણ છે. દેશમાં રહીને પણ સેંકડો માણસો યવનોનો સંસર્ગ કરે છે અથવા યવનોનું અન્ન ગ્રહણ કરે છે, તે હું મારી નજરે જોઉં છું, તોપણ હું કશું બોલતો નથી. તો પછી કુંદનલાલ વિલાયત જઈ આવ્યો, તેમાં તેનો શો અપરાધ ગ્રહણ કરવો ? કાળધર્માનુસારે જે રીવાજ ચાલે છે, તે બંધ કરવાની કોઇનામાં શક્તિ નથી. તેમાં અનર્થક 'દોષ છે' 'દોષ છે' એમ બોલી મિથ્યા વાદ કરવો એ મને ઉચિત નથી. તમે કહો છો કે કુંદનલાલ બ્રાહ્મણ રસોઇયો તથા તુલસીનો રોપ સાથે લેઈ ગયો હતો, તે સઘળી જુદી વાત કરો છો, તે ન કરો તો શું ખોટું ? એ જુદી વાત કરવાની કશી જરૂર મને જણાતી નથી."

શોભાશંકર અત્યંત લજ્જા પામીને બોલ્યો: "રામશંકર પંડ્યા ! આપનું ચરિત્ર અત્યંત ઉદાર છે. તોપણ તે તદ્દન જુદી વાત છે, એમ કોઈ નથી. મેં સાંભળ્યું છે કે—"

"જવા દો એ વાત બાપુ ! એ સઘળી નકામી વાતની આપણને કશી જરૂર નથી. એવી નકામી વાત કરવાથી તમારા કરતાં મને દોષ વધારે લાગે છે. માટે એ વાત હવેથી ઉચ્ચારશો જ નહિ."

શોભાશંકર બોલ્યો:—"કુંદનલાલ વિલાયત જઈ આવ્યો છે, તેથી અનુષ્ઠાન કરવાનો મારો વિચાર છે. આ સઘળા પંડિતોએ પણ મત આપ્યો છે, હવે ફક્ત એક આપની અનુમતિની જરૂર છે."

રામશંકર પંડ્યા બોલ્યા: "અનુષ્ઠાન કરવાની શી જરૂર છે બાપુ ? કુંદનલાલ ઘરનો પુત્ર છે તેથી ઘેર આવે, અમારી સાથે રહે, અમારી સાથે બેસે ઉઠે અને મઝા કરે. અમે તેને હૃદય સાથે ચાંપીને ચુંબન કરીશું. પ્રાયશ્ચિત્ત, ગંગાસ્નાન, બ્રાહ્મણભોજન, દાનદક્ષિણા એ કશાની અમારે જરૂર નથી. ફક્ત કુંદનલાલને નજરે જોવાની ઇચ્છા કરીએ છીએ. કુંદનલાલ અમારો છે, ને કાંઈ પારકો થઈ જવાનો છે ? ને પારકાની માફક અમારી કોઈ ઘૃણા કરે નહિ. અમે ફક્ત તેને જોવાને ઇચ્છીએ છીએ. ગુજરાતી છોકરો કુંદનલાલ ગુજરાતી જ છે, સાહેબ નથી, તેથી હું સર્વની પહેલાં કહું છું કે કુંદનલાલને એક વખત ઘેર તેડાવો. જો તેમ ન કરો તો પછી તેમને તમારી મરજીમાં આવે તેમ કરો. હું તેમાં હાજરી આપીશ નહિ."

શોભાશંકરે વિચાર્યું કે હવે મોટી અડચણ આવી પડી. તેમને છેતરીને કામ પાર પાડવાનું ધારતો હતો તે હવે તેમ થઈ શકશે નહિ, તોપણ તે બોલ્યો: "અનુષ્ઠાન સમયે તો તે મુંબઇથી અહીં પહોંચી શકશે નહિ. તેને કોર્ટનું કામ બહુ છે, તેથી જરા પણ અવકાશ મળતો નથી."

રામશંકર પંડ્યાએ ઉત્તર આપ્યો: "એ શું બોલો છો શોભાશંકર? આવા અગત્યના કામ માટે શું તેને એક દિવસનો પણ અવકાશ મળે નહિ? જો અવકાશ ન મળે તો પેદાશ ખોઇને પણ હાજર થવું જોઇએ."

"તે કેવી રીતે જાણે કે અનુષ્ઠાનમાં રામશંકર પંડ્યાએ મારી હાજરી માગી છે?" શોભાશંકર બોલ્યો.

"તમે મુંબઈ તાર કરી તેને જણાવો."

"તાર કરવાથી પણ તે આવશે નહિ."

"તો પછી તેનો અર્થ એટલો જ કે કુંદનલાલ આપણો નથી, તે આપણો છે છતાં આપણને મળવાની ઇચ્છા કરતો નથી અને આપણને તુચ્છ સમાન માની સાહેબ લોકના સમાજમાં રહેવાને ઇચ્છે છે, તો તેનું અનુષ્ઠાન કેવી રીતે કરી શકાય? આવી સ્થિતિમાં તમે તમારૂં ઘર સુવર્ણથી શણગારો તોપણ કુંદનલાલને જ્ઞાતિમાં લેવાને હું તૈયાર નથી."

શોભાશંકરે કહ્યું: "આ બીજા સઘળા પંડિતો અનુષ્ઠાન કરવાને તૈયાર છે, શું તેઓનો તમે ત્યાગ કરશો?"

રામશંકર પંડ્યા બોલ્યા: "હું તેઓનો ત્યાગ કરવાને ઇચ્છતો નથી, પરંતુ જો તેઓ સમાજના કલ્યાણ તરફ બિલકુલ દૃષ્ટિ ન કરે, તો નિરૂપાયથી મારે તેઓનો ત્યાગ કરવો પડશે. કેમ સ્મૃતિરામ! તમે શું આવી રીતે કુંદનલાલને જ્ઞાતિમાં લેવાને તૈયાર થયા છો?"

કૃષ્ણપક્ષની રાત્રિએ ચંદ્રના અભાવે જેમ તારામંડળ ઉજ્જ્વલ દેખાય છે, તેમ રામશંકર પંડ્યાની ગેરહાજરીમાં તારામંડળરૂપી સઘળા પંડિતો તેજસ્વી દેખાતા હતા, પરંતુ ચંદ્રનો ઉદય થતાં જેમ આખું તારામંડળ નિસ્તેજ ભાસે છે, તેમ રામશંકર પંડ્યાની હાજરીમાં સઘળા પંડિત નિસ્તેજ બની ગયા હતા. સ્મૃતિરામે અત્યંત સંકુચિત ભાવે ઉત્તર આપ્યો: "પંડિતજી! કુંદનલાલે ગંગાસ્નાન કર્યું છે અને વળી અનુષ્ઠાન વખતે કુંદનલાલને બદલે શોભાશંકર સ્વયં તેમનું પ્રતિનિધિપદ ગ્રહણ કરશે. એથી એ કાર્ય કરવાનો અમોએ સ્વીકાર કર્યો છે."

વિદ્યાશંકર વગેરેએ પણ તે પ્રમાણે જ કહ્યું: "હા, એ પ્રમાણે કરવાનો અમે સ્વીકાર કર્યો છે. આપ પણ જો—"

"ના, ના, તમારી જેમ ઇચ્છા હોય, તેમ કરો. કુંદનલાલની

હાજરી સિવાય હું કશું કરવાને રાજી નથી. શોભાશંકર! હવે હું જાઉં છું."

શોભાશંકર ઉઠી ઊભો થઈ ફિકર જોડી બોલ્યો: "બહુ સારૂં, ત્યારે હવે મારે શું બોલવું? પધારજો, નમસ્કાર છે."

"સુખી રહો!" રામશંકર પંડ્યા આશીર્વાદ આપી ચાલતા થયા. શોભાશંકર તથા બીજા કેટલાક પંડિતો ઉઠીને બારણાસુધી તેમની સાથે ગયા.

સૂર્ય અસ્ત થઈ ગયો. ઘેર ઘેર દીવાઓનો પ્રકાશ ઝળહળી ઉઠયો.

"સાળાનું તેજ બહુ ભારે." પંડિતોમાંનો એક જણ બોલ્યો.

"કેવી અહિંદુના જેવી વાત કરતો હતો? શોભાશંકર! તમે સઘળી વાત સાંભળીને?" બીજો પંડિત બોલ્યો.

"પાખંડી છે; પાખંડી, તેનું આચરણ પણ બધાથી વિરૂદ્ધ છે. ભાગ્યના બળે તેનો યશ ગવાઇ રહ્યો છે, નહિતો તેના એક ઘરને જ્ઞાતિથી હમણાં જૂદું કરી મૂકીએ." ત્રીજો પંડિત બોલ્યો.

"શોભાશંકર! તમે જો મદદ કરો તો તેના એક ઘરને જ આખી જ્ઞાતિથી જૂદું કરી મૂકીને આપણા આ અપમાનનો બદલો લઇએ." ચોથો બોલ્યો.

શોભાશંકરે કહ્યું: "બહુ સારૂં. હવે પછી જોઇ લેઇશું. કુંદનલાલનું અનુષ્ઠાન થઈ ગયા પછી તેની વાત છે."

"લ્યો, ત્યારે હવે સમય થઇ ગયો છે, તેથી રજા લઇએ છીએ."

"બહુ સારૂં, પધારજો. નમસ્કાર."

પંડિતો વિદાય થયા. શોભાશંકર તથા મહાનન્દ સ્નાન તથા આહાર માટે દોડ્યા.

ત્યારપછી કેટલેક દિવસે કુંદનલાલનું મોટી ધામધૂમથી અનુષ્ઠાન થયું.

## પ્રકરણ ૧૨ મું.

### ઉત્તર હિંદનો પ્રવાસ.

વિમળાના આંગણામાં ૧૦-૧૨ નાળિયેરીનાં ઝાડ હતાં. તે સઘળાં ઝાડ પાકેલાં નાળિયેરથી લચી પડ્યાં હતાં. ઝાડ ઉપરથી નાળિયેર ઉતારી લેવાને વિમળાએ એક દિવસ પ્રાતઃકાળમાં મનહરનો ચાકર ગોવિંદને બોલાવ્યો. ઉત્સાહ અને આનંદથી 'હૈઈયાં' 'હૈઈયાં' શબ્દ કરતો ગોવિંદ નાળિયેરીના ઝાડ ઉપર ચડ્યો અને સંખ્યાબંધ નાળિયેર તોડી તોડીને

જમીનપર નાંખવા લાગ્યો. વિમળા તે બધાં નાળિયેરોને વીણીને ટોપલામાં ભરવા લાગી.

ગોવિંદ બોલ્યોઃ "બા! આ બધાં નાળિયેરો ખાવા માટે ઘરમાં મૂકી રાખજો. બિલકુલ વેચશો નહિ હોં!"

વિમળા મંદ હાસ્ય કરીને બોલીઃ "આટલાં બધાં નાળિયેર તું ખાઇ શકીશ ગોવિંદ?"

ગોવિંદ બોલ્યોઃ "હા, રોજ પાંચ નાળિયેર મારે ખાવા જોઇશે."

બધાં નાળિયેર ઝાડ ઉપરથી પાડી રહ્યા પછી ગોવિંદ નીચે ઉતરીને બોલ્યોઃ "બા, આટલાં નાળિયેર મારા એક માટે બસ છે."

વિમળા બોલીઃ "અભાગિયા! એ બધાં નાળિયેર તું એકલો જ ખાઇશ, તો પછી મારા માણેકને હું શું ખાવા આપું?"

ગોવિંદ બોલ્યોઃ "માણેકલાલભાઇ તમારાં નાળિયેર ખાવા ક્યાં નવરાં છે? તે તો સાહેબની નોકરી કરે છે."

વિમળા બોલીઃ "નોકરી કરે છે તે શું ઘેર નહિ આવે? મારો માણેક ઘેર આવશે એટલે થોડાં નાળિયેર તે ખાશે, થોડાં હું ખાઇશ અને થોડાં તે તેના મિત્રોને આપશે."

ગોવિંદે એક મ્હોટું નાળિયેર લઇને જમીન સાથે પછાડીને ફોડી નાંખ્યું. નાળિયેરમાંથી ટોપરું કહાડીને ખાતો ખાતો તે બોલ્યોઃ "બા, થોડો ગોળ આપોને."

વિમળા ગોળ લેવા ઘરમાં ગઇ.

એટલામાં "વિમળા કાકી! વિમળા કાકી!" એમ બોલતો બોલતો હાથમાં એક પત્ર લઇને મનહરલાલ ત્યાં આવ્યો.

"હીઃ હીઃ હીઃ! મનહરભાઇ, તમે આવ્યા તે સારૂં થયું, લ્યો આ ટોપરૂં ખાઓ." એમ બોલીને ગોવિંદ થોડું ટોપરૂં મનહરને આપવા લાગ્યો.

"ગોવિંદ, તું ખા, મારે ટોપરૂં ખાવું નથી. વિમળા કાકી ક્યાં ગયાં?"

"કેમ મનહર! આવ બાપુ, આવ." વિમળા ગોળની વાડકી હાથમાં લઇ બહાર આવીને બોલી.

"માણેકલાલનો પત્ર આવ્યો છે. તેણે એક પરાક્રમનું કામ કર્યું છે."

"શું કામ કર્યું છે? પરાક્રમનું એવું કયું કામ માણેકલાલે કર્યું?"

"તેની ઓફીસના સાહેબને ખૂબ માર મારીને તે ન્હાસી ગયો છે!"

એ સાંભળતાં જ વિમળાના હાથમાંથી ગોળની વાડકી એકાએક પડી ગઇ. ગોવિંદ પણ હાથમાંથી ટોપરૂં ફેંકી દઇને એકદમ ઊભો થઇ ગયો.

વિમળા બોલી: "સત્યાનાશ કહાડયું ! સાહેબને મારીને માણેકલાલ શું ન્હાસી ગયો છે ? ત્યારે હવે શું થશે મનહર ?"

"એમાં બીજું થવાનું શું હતું, કાકી ? જો કદિ તે પકડાય તો થોડાક મહિના જેલમાં રહેવું પડે. ચાર છ મહિના જેલમાં રહેવાથી માણેકલાલને શી હરકત આવવાની હતી ?"

"ઓહ ! જેલમાં જવું પડશે ? શું બોલે છે મનહર ? તો પછી હું શું કરીશ ?" અત્યંત ગભરાઈ જઇને વિમળા બોલી.

"કેમ ગોવિંદ ! માણેકલાલને પકડીને જેલમાં પૂરશે તો તું શું કરીશ ? ઘેર બેસી રહીશ, ઉંઘીશ કે રખડ્યા કરીશ ?" મનહરલાલે ગોવિંદ તરફ દૃષ્ટિ કરીને પ્રશ્ન કર્યો.

"નહિ, નહિ, હું બેસી નહિ રહું. માણેકલાલભાઇના રક્ષણને માટે મનહરભાઇ જે કહે તે કરવા હું તૈયાર છું. વિમળાબા ! તમે આંખોમાં આંસુ શામાટે લાવો છો ?"

મનહર બોલ્યો: "વિમળા કાકી ! તમે ગાંડાં થયાં છો કે શું ? એટલામાં આંખોમાંથી આંસુ પણ પાડવા લાગ્યાં ?"

વિમળા ચક્ષુમાંનું જળ લૂછતી લૂછતી બોલી: "શી હકીકત બની છે, મનહર ? માણેકલાલે તેના સાહેબને શામાટે માર્યો ? મારીને તે કયાં નાસી ગયો ?"

"આ કાગળમાં લખ્યું છે તે સાંભળો." મનહર માણેકલાલે મોકલેલો પત્ર વાંચવા લાગ્યો.

મનહરભાઇ,

જે હકીકત વિષે હું ચિન્તા કરતો હતો, તે જ હકીકત આખરે બનવા પામી છે. આજે એકાએક સાહેબ સાથે બોલાબોલી થઈ. સાળાને લાંબી સલામ નહિ કરવાથી સાહેબે મને ગાળ દીધી, મને પણ ગુસ્સો ચડવાથી એક બે શબ્દો સંભળાવી દીધા. સાહેબે આવીને મને એક હુંસો માર્યો, મેં પણ એક ધક્કો મારીને સાળાને ભોંયે પાડી દીધો. સાહેબ મ્હોંભેર ચડવાથી નાકમાંથી તથા મોઢામાંથી લોહી નીકળવા માંડયું. મેં વિચાર કર્યો કે સાહેબ જો ફરિયાદ કરશે તો નાહક જેલમાં જવું પડશે, તેથી ચાલ ઉત્તર તરફનો પ્રદેશ જોઈ આવું, એમ વિચાર કરીને પલાયન કરી ગયો છું. મારી બાને તમે મળજો અને તે રડે નહિ એમ કહેજો.

લિ. આપનો લઘુ બંધુ,

માણેકલાલ.

"સમજ્યાંને વિમળા કાકી?" મનહર બોલ્યોઃ "આમાં કશો ભય રાખવાની જરૂર નથી. થોડા દિવસમાં તો તે પાછો આવતો રહેશે. તે વિષે મને તે કહેતો હતો કે સાહેબ બહુ લુચ્ચો છે. માણસોની સાથે તે હડકાયા કુતરાની માફક વર્તે છે. વાત વાતમાં તે "હરામજાદા," "સાલા," વગેરે હલકા શબ્દો બોલીને ગાળો દે છે અને ઘણી વખતે ગુસ્સો ચડે તો ઠુંસો મારવા પણ દોડે છે."

વિમળા બોલીઃ "ઓ મા! એવી એવી ગાળો દે અને મારે? એવું દુઃખ સહન કરીને કોણ તેની નોકરી કરે? શું એ લોકમાં મનુષ્યનો આત્મા નથી? અરે પ્રભુ! એ કરતાં તો મજૂરી કરવી સારી. માણેકલાલે તેને માર્યો તે સારૂં કર્યું છે. જો કદિ જેલમાં જવું પડે તોપણ ભલે, મનુષ્ય થઇને એટલો બધો ત્રાસ કોણ સહન કરી શકે?"

"હા, વિમળા કાકી! મારો પણ એવો જ મત છે, માણેકલાલનો મત પણ મારા મતને મળતો જ છે."

"તે ક્યારે પાછો આવશે, તે વિષે કશું લખે છે?" વિમળાએ પ્રશ્ન કર્યો.

"ના, એ વિષે સ્પષ્ટ કશું લખ્યું નથી, તો પણ થોડા દિવસમાં તે પાછો આવશે. વિમળા કાકી! હું એક કામ કરૂં? તેની શોધ કરવા હું પાછળ જાઉં? મેં પણ ઉત્તર હિંદનો પ્રદેશ જોયો નથી તો અત્યારે જોવાનો ઠીક સમય આવ્યો છે. માણેકલાલ ઉત્તર હિંદના પ્રદેશમાં ફર્યા કરે અને હું શું ઘેર બેસી રહું? શું હું તેમની સાથે ફરવા ન જાઉં?"

મનહરલાલ બહારના પ્રદેશથી વધારે જાણીતો નહોતો. 'ઉત્તર હિંદનો પ્રદેશ' વાતો કરવામાં તો નાનો હતો. પણ મુસાફરી કરવામાં તે કેટલો મોટો છે, તે તે જાણતો ન હતો. તે પ્રદેશમાંથી માણેકલાલની શોધ કરવાનું કામ કેટલું બધું દુષ્કર છે, તે મનહરના જાણવામાં નહોતું. જો જાણવામાં હોત તો તે કદાપિ આવો પ્રસ્તાવ કરત જ નહિ.

"તું જઇશ બાપુ?" વિમળા બોલી.

"હા, કાકી! આજે જ જઉં. જ્યારે મનમાં ખ્યાલ આવે ત્યારે જ જવું, એવી મારી ટેવ છે, તે તમે જાણો છોને." મનહરે ઉત્તર આપ્યો.

ગોવિંદ બોલ્યોઃ "મનહરભાઈ, મને પણ જો તમે સાથે લઇ જાઓ તો કેવું સારૂં? એટલી આ ગરીબ સેવક ઉપર દયા કરો. અને મને તમારી સાથે લઈ જાઓ. મારાથી બનશે એટલી હું તમારી ચાકરી ઉઠાવીશ."

"બહુ સારૂં, તો ચાલ, એક કરતાં બે ભલા."

ગોવિંદ બોલ્યો: "શું અત્યારે જ રવાના થવું છે ?"

"હા, હા; અત્યારે જ જવું છે. ચાલ ઊભો થા." મનહર બોલ્યો.

"ખાવા પીવા પણ નહિ દ્યો ?"

"ખાવું પીવું હોય તો જલદી ખાઇ લે, વિલંબ ન કર."

"વિમળા બા તમે ગોળની વાડકી તો ધૂળમાં ફેંકી દીધી ! હવે મને બીજો ગોળ ઘરમાંથી લાવી આપો."

વિમળાએ ફરીથી ગોળ લાવી આપ્યો. ગોવિંદ ટોપરૂં અને ગોળ ઝડપથી ખાવા લાગ્યો. ધરાઇને ટોપરૂં તથા ગોળ ખાઇને મનહરની સાથે જવાને તે તૈયાર થયો.

મનહર બોલ્યો: "વિમળા કાકી ! અમે જઇએ છીએ."

વિમળાએ આંખોમાંનાં અશ્રુબિંદુઓ લૂછતાં લૂછતાં રજા આપી.

## પ્રકરણ ૧૩ મું.

### સહચરીની પ્રાપ્તિ.

અત્યારે પ્રહર દિવસ ચડ્યો છે. આકાશ તદ્દન નિર્મળ હોવાથી વૃક્ષો ઉપર, લતા-કુંજમાં તથા સર્વત્ર સોનેરી રંગ પથરાઇ રહ્યો છે. સમુદ્ર-કિનારે એક સુંદર સુસજ્જિત પુષ્પોદ્યાન અત્યંત મનોહર શોભા આપી રહ્યો છે. વૃક્ષો ઉપરનાં પક્ષીઓનો મધુર કિલકિલાટ સમુદ્રના કલકલ નિનાદ કરતા પાણીના અવાજ સાથે મળી જઇને કર્ણપુટને અવર્ણનીય આનંદ આપી રહ્યો છે. સમુદ્રતટે મયૂરોનું એક મનોરંજક ટોળું કળાઓ પૂરીને ચિત્ર વિચિત્ર પ્રકારનો નાચ કરી રહ્યું છે. કિનારાની સામી બાજુએ લીલાંછમ ખેતરોની અંદર હરિણીઓનાં બચ્ચાંઓ મનોહર નાચ કરી રહ્યાં છે. નજીકમાં જ ચારો ચરતી હરિણીઓ વારંવાર તેમનાં બચ્ચાં તરફ નજર કરીને જાણે મનમાં આહ્લાદ પામતી હોય, તેમ જણાય છે. અત્યારે સ્વચ્છ શ્વેત વસ્ત્ર પરિધાન કરેલા બે યુવાન માળી હાથમાં લોઢાનાં હથિયાર લેઇને ઉદ્યાનની શોભામાં કૃત્રિમ વૃદ્ધિ કરવાને એક ચિત્તે ક્યારના મચી રહ્યા છે.

પ્રિય વાચકો ! એક વાર આ સુંદર બગીચાપર દૃષ્ટિ કરો. આ સુંદર પુષ્પોદ્યાનમાં ગુલાબના છોડવાની કુંજમાં ગુલાબ રાણીની માફક એક સુંદર નવયૌવના સ્ત્રી સંગેમરમરની એક મનોહર બેઠક ઉપર ડાબે પડખે સહેજ અઢેલીને બેઠેલી છે. સુંદરીનો પોષાક સાહેબ લોકના કોઇ મ્હોટા ઘરની દીકરીના જેવો જણાય છે. તેનો કાળા ભ્રમર જેવો સુંદર કેશકલાપ પીઠ ઉપર પવનથી આમતેમ ઉડી રહ્યો છે. વળી કેશની સાથે સુશોભિત

કેટલાંક પુષ્પો ગુંથેલાં છે. હાથની મોંચી ઉપર હીરાજડિત કંકણ પહેરેલાં છે; અને ગળામાં હીરા–રત્નજડિત નેક્લેસ (હાર) શોભી રહ્યો છે. શરીર ઉપર લાંબી બાંયનું પોલકું, પગમાં ગુલાબી મોજાં અને તે ઉપર શ્વેત રંગનો બુટ ધારણ કરેલા છે. યુવતીનું સૌન્દર્ય અને તેનો સુંદર પોષાક એ બન્નેનો એક રંગ થઈ જાય છે.

પાસે એક કદંબના ઝાડ ઉપર પાંદડાંની ઘટામાં સંતાઈ રહીને કોયલ મધુર ગાયન ગાવા લાગી. આળસ અને ઉલ્લાસ ભાવથી અંગને જરા ઢાળીને તથા કાનને સ્થિર રાખીને અર્ધમીંચાએલી આંખે યુવતી તે મધુર ગાયન સાંભળવા લાગી. થોડી વારમાં ગાયન બંધ થયું. પાસે એક ભ્રમર ગુણગુણ શબ્દ કરતો એક ગુલાબના પુષ્પ ઉપરથી ઉડીને બીજા ગુલાબના પુષ્પ ઉપર જઇને બેઠો. યુવતીએ ઊભી થઇને તે તરફ જોયું તો બન્ને ગુલાબનાં ફૂલો કંપે છે. ભ્રમરને ઉડાડી મૂકીને તેણે તે ફૂલ તોડી લીધું. તે ફૂલને તેણે આમતેમ ફેરવીને જોયું, પછી નાસિકા સાથે અડકાડીને તે તેને સુંઘવા લાગી. પછી બીજી દિશામાં દ્રષ્ટિ કરીને તેની પાંખડીઓને તે છૂટી કરવા લાગી અને બાકીનું અર્ધું પુષ્પ દૂર ફેંકી દઇને તે ઉઠીને ઊભી થઈ ગઇ. અસ્થિર પગલે થોડેક-સુધી આગળ જઇને તે આમતેમ ફરતાં ફરતાં મનમાં વિચાર કરવા લાગી: "ના, કશું પણ સારૂં લાગતું નથી. મનની વાત કહેવા સાંભળવા માટે અત્યારે મારી પાસે કોઈ સાથી પણ નથી. આવી રીતે કેમ દિવસ કપાય? એક મેનાને ઘણા આદરથી સોનાના પિંજરામાં પૂરી રાખી હોય અને વારંવાર જળ તથા ખાવાનું તેને આપવામાં આવતું હોય તોપણ જેમ તે પાંજરામાંથી છૂટી થઈ ન્હાસી જવાની ઇચ્છા રાખતી હોય, તેવું મને આ સઘળું લાગે છે. મારા પિતા શું જાણે ? મને સુશોભિત પોષાક પહેરાવી મેડમ સાહેબ બનાવી, પણ શું એમ કાંઈ જીંદગી નીકળે છે?-મેડમ બનાવી છે, તો પછી સાહેબ બનેલો વર તો આપવો જોઇએને ? પહેલાં એક દિવસ કોઇક સ્થળે મારૂં લગ્ન કરેલું છે, પરંતુ તેમાંનું કશું મને અત્યારે યાદ નથી. તે વર અને તે સસરાનું ઘર મારા સ્મૃતિપટમાંથી અત્યારે તદ્દન ભુંસાઇ ગયું છે. જાણે એક સ્વપ્નમાં તે જોયું હોય, તેવું જુનું થઇ ગયું છે. મારા તે પતિની અત્યારે કેટલી ઉમ્મર હશે ? તે કેવડા મ્હોટા થયા હશે ? દેખાવમાં કેવા લાગતા હશે ? એ બધા સમાચાર મને કોણ આપે ? ઠીક છે, એક વાર કોઈ એક સાહેલી તો મેળવું, પછી બીજી વાત."

એટલામાં બગીચાની દિવાલની પાછળ સમુદ્રકિનારેથી કોઈ એક સ્ત્રીના કોમળ કંઠમાંથી મધુર ગાયનનો ઝંકાર નીકળ્યો:—

"કાંહા ગયા મેરા શ્યામ,
કાંહા ગયા મેરા શ્યામ ?"

એમા કાન માંડીને સાંભળવા લાગી. પ્રિય વાચક ! આ યુવતી એ આપણી પૂર્વપરિચિતા કુમારી કામંદકી જ છે. સુધારાના શિખરપર ચઢી ગએલા તેના પિતા કૃષ્ણલાલે તેનું નામ એમા પાડેલું છે. આ બગીચો કૃષ્ણલાલનો છે અને ગ્રીષ્મઋતુનો સમય ચાલતો હોવાથી કૃષ્ણલાલ તેના કુટુમ્બ સહિત અહીંજ રહે છે.

"કાંહા ગયા મેરા શ્યામ,
કાંહા ગયા મેરા શ્યામ ?"

ગાયન અને ગાનારીની સ્વરલહરિ એમાને બહુ મીઠી લાગી. એમાએ બૂમ મારી: "માળી !"

માળીએ આવીને સલામ કરી. એમાએ કહ્યું: "બહાર કોણ ગાય છે ? અહીં બોલાવી લાવ જોઉં. એક એ ગાયન તો સાંભળીએ."

"જેવો આપનો હુકમ, મીસી સાહેબ." એમ બોલીને માળી ચાલતો થયો.

ગાનારી આગળ ગાવા લાગી:

"વૃન્દાવનમેં કુંજગલીનમેં
પ્યારી બંસી ફૂંકારી;
બંસીમેં ગાવત રાધિકા નામ,
કાંહા ગયા મેરા શ્યામ ?"

એકાએક ગાયન બંધ થયું; થોડી વાર પછી માળીની પાછળ પાછળ ગાનારીએ બગીચામાં પ્રવેશ કર્યો. ગાયિકા એક નવયૌવના સુંદર યુવતી હતી. તેણે વૃન્દાવનવાસિનીના જેવો—વૈષ્ણવીનો વેશ ધારણ કરેલો છે. સલામ કરીને ગાયિકા એક બાજુ ઊભી રહી. માળી પોતાને કામે ચાલ્યો ગયો. એમાએ પૂછ્યું: "તું ગાયન ગાતી હતી ? બહુ સારૂં ગાય છે. ગા જોઈએ ફરીથી, હું સાંભળું."

વૈષ્ણવી પુનઃ ગાવા લાગી:—

"કાંહા ગયા મેરા શ્યામ,
કાંહા ગયા મેરા શ્યામ ?
વૃન્દાવનમેં કુંજગલીનમેં
પ્યારી બંસી ફૂંકારી;
બંસીમેં ગાવત રાધિકા નામ,
કાંહા ગયા મેરા શ્યામ ?

સોહિ યમુના તીરે, વ્હત મલય ધીરે,
કુહરત પિક સોહિ તમાલવનમેં,
વ્રજ બાલક સોહિ વેણુ બજાવત,
ધેનુ ચરાવત ગોકગોકનમેં !
હેલઈ દુલઇ સોહિ શિરપર ગાગરી,
હાં ! વ્રજ નાગરી,
ચલત ગઈ વ્રજ ધામ !
કાંહા ગયા મેરા સ્યામ ?
વૃન્દાવનમેં કુંજ રહત સોહિ
કેવલ ક્હાના નાહિ રાધિકાપ્રાણ,
સોહિ ક્હાના વિના રાધિકા પ્રાણહીના,
વ્રજ નીરવ તેરા અંધા શમશાન !
વહત મલયાનિલ, જલત ચિતાનલ,
દેહ દહઇ
કાંહા કાંહા પ્રાણારામ ?
કાંહા ગયા મેરા સ્યામ ? ”

ગાયન પૂરૂં થયું. મુગ્ધ બની ગએલી એમાએ એક ઉંડો નિઃશ્વાસ મૂક્યો. પછી ખિસ્સામાંથી એક સોનાની વીંટી કહાડી તે વૈષ્ણવીને આપીને બોલીઃ “ તું બહુ સારૂં ગાય છે. આવું મધુરૂં ગાયન મેં કદિ પણ સાંભળ્યું નહોતું. લે આ તને ઇનામ આપું છું. ”

વૈષ્ણવીએ સલામ કરીને કહ્યું: “ મેડમ સાહેબ, હું બિક્ષા માંગીને ખાઉં છું, આ વીંટીને લઈને હું શું કરૂં ? ક્યાંય વેચવા જઉં તોપણ ચોર કહીને મને પકડી જાય. ”

એમા બોલીઃ “ એ વીંટી તું તારા હાથની આંગળીએ પહેર. પહેરવા માટે જ મેં તને આપી છે. ”

વૈષ્ણવી એ તે વીંટી આમતેમ ફેરવીને જોઈ અને પછી બોલીઃ “ ના, મેડમ સાહેબ, હું આવી વીંટી નહિ પહેરૂં. અમને ગરીબ માણસને વીંટી શોભે જ નહિ. ”

“ તારે શું કાંઇ પૈસા જોઇએ છે ? જોઇએ તો હું લાવી આપું. એ વીંટી તને બક્ષિસ આપી, તે હવે મારાથી પાછી લેવાય નહિ. એ વીંટીનો ઉપયોગ તારી મરજીમાં આવે તે તું કર. જો કોઇનો તને વિશ્વાસ ન આવે, નો તારા વરને તો તે દેખાડીશને ? ”

“ મારે વર નથી, મેડમ સાહેબ, હું એકલી જ બિક્ષા માંગવા ફર્યા કરૂં છું. ”

ઝાઝા દિવસ તે ક્યાંય રોકાશે નહિ—જલદી વૈકુંઠમાં પાછા આવશે."

"તે આવે કે ન આવે, કિન્તુ લક્ષ્મીને એક સંગિનીની જરૂર હતી, તે હવે તું મળી છે. વારૂ, તારૂં નામ શું છોકરી?"

વૈષ્ણવીએ ઉત્તર આપ્યો: "રંગિલી."

"તારા પિતા પણ હતા કે?"

રંગિલીએ હાસ્ય કરીને કહ્યું: "પિતા હતા, એમ કેમ પૂછો છો? પિતા તો માણસ માત્રને હોય જ તો."

એમા બોલી: "હું તો એમ કહું છું કે, તારે માબાપ બંન્નાં હતાં તે ક્યાં ગયાં?"

રંગિલીએ કહ્યું: "એક બાપ તો બધાંને હોય, પરંતુ કોઇનો બીજો બાપ મેં જોયો નથી. મારી કંઠીબદલ કર્યા પછી ત્રણ મહિને મારા બાપા ગુજરી ગયા મેડમ સાહેબ, તમે જ્યારે મારા પર આટલી દયા કરી, ત્યારે હું મારી સઘળી વાત તમને ખુલ્લેખુલ્લી જણાવું છું. મારા પિતા જ્ઞાનવૈરાગી હતા—સાધુ હતા. પ્રથમ તો એક ગુજરાતી વાઘરી હતા. પૈસા ટકા પણ તેમની પાસે કાંઇક હતા. મારા પિતાની જગ્યામાં એક તેમનો બહુ વહાલો શિષ્ય હતો. તે શિષ્યનું ઘર પણ આ ગુજરાતમાં જ હતું. તેની સાથે મારા બાપાએ મારી કંઠીબદલ કરી. પછી મારા બાપા ગુજરી ગયા એટલે પૈસાટકા વગેરે સઘળી મીલકત તેના હાથમાં આવી. તે માણસ સારો નહોતો, દારૂ બહુ પીતો અને ઘેર આવીને મને બહુ માર મારતો. કેટલાક દિવસ પછી મારા બાપની જગ્યા વેચીને પૈસા ટકા લેઇને એક નાનું મકાન ભાડે રાખીને તેમાં અમે રહ્યાં. ત્યારપછી એક દિવસ યાત્રા કરવા જવું છે, એમ કહીને મને લેઇને વૃંદાવનની બહાર તે નીકળ્યો. નવ-દ્વીપમાં કેટલાક દિવસ રહીને, ત્યાંથી શ્રી ક્ષેત્ર જવાને રસ્તે એક દિવસ રાત્રે હું ઉંઘતી હતી, પરંતુ સવારે ઉઠીને જોઉં છું તો તે ત્યાં મારી પાસે નથી. પૈસા ટકા તથા મારાં જે બે ત્રણ ઘરેણાંગાંઠાં હતાં તે સઘળું લેઇને તે ક્યાંક ન્હાસી ગયા છે. ત્યારથી તે આજ એક વર્ષ ઉપરાંત જેટલો સમય થયો ત્યાંસુધી હું આવી રીતે એકલી ભજન ગાઇ ભિક્ષા માંગીને રખડતી ફરૂં છું."

એમા બોલી: "જે બનવાનું હતું તે બની ચૂક્યું છે, તે માટે હવે દુઃખ લગાડ નહિ. ચાકરીમાં રહેવા તારો વિચાર છે, તો તું મારી પાસે ચાકરીમાં રહે. તારે બીજું કશું વધારે કામ કરવાનું નથી, ફક્ત મારી સાથે ને સાથે રહેવું અને જે જે કામ બનાતું તે તારે કરવું, તથા વચ્ચે વચ્ચે મને ગાયન સંભળાવવાં."

રંગિલીએ કહ્યું: "બહુ સારૂં, સઘળું હું કરીશ, મેડમ સાહેબ. તમારી દાસીની દાસી બનાવો, તોપણ હું સુખ માનીશ. અનાથ સ્ત્રીને આશ્રય આપીને તમે મને તમારી કરી લીધી છે, તો પછી દાસીની માફક હું તમારી સેવા કેમ ના કરૂં ?"

રંગિલીને લેઇને એમા પોતાના બંગલામાં ગઈ. વૈષ્ણવીનો પોષાક ત્યાગ કરીને રંગિલીએ પણ એમાના જેવો પોષાક ધારણ કર્યો. માત્ર પગમાં બૂટ પહેર્યા નહિ. આજથી રંગિલી એમાની સંગિની બની.

સ્નેહપરાયણ પિતા કૃષ્ણલાલે પુત્રીને આ નવી સહચરીને પાસે રાખવાનું અનુમોદન આપ્યું. થોડા જ દિવસની અંદર સેવ્ય-સેવિકાભાવ દૂર થઇને ઉભયની વચ્ચે સ્નેહમય સખીભાવ ઉત્પન્ન થયો. રંગિલી પણ તેના પિતાની પાસે સાધારણ લખતાં વાંચતાં શીખી હતી. હવે આ સખીપણાની યોગ્યતા તથા સન્માનના રક્ષણાર્થે તેણે સારી રીતે લખતાં વાંચતાં શીખવાનો આરંભ કર્યો. એમા પોતે તેને શીખવાડવા લાગી. વાઘરીની છોકરી હોવા છતાં રંગીલીના ઉંચા સંસ્કારે એમાને પણ સંતુષ્ટ કરી.

---

## પ્રકરણ ૧૪ મું.

### જમિયતરામનું વિલ.

આજથી લગભગ આઠ વર્ષ પહેલાં જમિયતરામ દેસાઇનું મૃત્યુ થયું હતું. મૃત્યુકાળે તેમણે પોતાના વિલમાં ફેરફાર કર્યો હતો. હીરાલાલના મૃત્યુ પછી બે ત્રણ મહિને તેની સ્ત્રી ચંપા બાળક કન્યાને લઇને પાછી આવી હતી અને પોતાના સસરા જમિયતરામ પાસે તેણે આશ્રયની માંગણી કરી હતી. પરંતુ તે ખરાબ ચાલની છે, એવો વહેમ લાવીને જમિયતરામે તેને કહાડી મૂકી હતી.

ચંપા ક્યાં ગઈ, તે કોઇના જાણવામાં આવ્યું નહિ. પાછળથી જમિયતરામના મનમાં વિચાર આવ્યો કે બાળક કન્યાને રાખીને એકલી વહુને જ કહાડી મૂકી હોત તો સારૂં હતું. તેની માતાનું કલંક અને તેની માતાનાં પાપ બાળકને સ્પર્શ કરતાં નથી પરંતુ તે બાળક જ્યારે મોટી ઉમરનું થાય ત્યારે તેની માતાના કલંક તથા પાપો તેને સ્પર્શ કરે ખરાં. આ વિચારથી જમિયતરામને બહુ પશ્ચાત્તાપ થયો, કિન્તુ ચંપાનો પત્તો ક્યાંય લાગ્યો નહિ. ધીમે ધીમે જમિયતરામના હૃદયપટમાંથી તે પૌત્રીની વાત ભુસાઈ ગઇ. મૃત્યુશય્યા ઉપર તે જુની વિસરાઈ ગએલી વાત પુનઃ જાગૃત થઇ ઉઠી. પશ્ચાત્તાપથી જમિયતરામનું હૃદય દગ્ધ થવા લાગ્યું.

તેમણે ગુણવંતરાય વકીલને એકદમ સમાચાર મોકલાવ્યા. ગુણવંતરાય વકીલ આવ્યા, એટલે જમિયતરામ દેસાઇએ પોતાના હૃદયની વ્યથા તેમને જણાવીને કહ્યું: "ગુણવંતરાય! મારૂં મૃત્યુ શાન્તિથી થાય અને પરલોકમાં દેવતાઓનો મને આશીર્વાદ મળે, એવી કાંઈ વ્યવસ્થા કરો."

ગુણવંતરાય બોલ્યા: "હવે તેની શી વ્યવસ્થા કરવી? ૭-૮ વર્ષ તો વીતી ગયાં. જોકે તે કન્યા જીવતી હશે, પરંતુ તેનો પત્તો શી રીતે લાગી શકે? કયે સ્થળે કેવી અવસ્થામાં તે છે તેનો નિર્ણય શી રીતે કરી શકાય?"

જમિયતરામે અત્યંત દુ:ખિત સ્વરે કહ્યું: "જો કદિ તે જીવતી હોય અને કુળ ધર્મમાં રહીને પાછી આવે તો તેના ભાગની સંપત્તિથી તે વંચિત ન રહે એવી કાંઈ વ્યવસ્થા કરીને જો હું મરૂં તો પ્રભુની પાસે હું કાંઈ જવાબ આપી શકું."

"ત્યારે શું વિલ (વસિયતનામું) ફેરવવાને ઇચ્છો છો?"

"હા."

ગુણવંતરાય વકીલે દર્દીની આજ્ઞા મુજબ તે જુનું વિલ ફેરવીને નવું વિલ નીચે પ્રમાણે લખ્યું:—

"મારા દ્વિતીય પુત્ર હીરાલાલને મેં ત્યાજ્ય પુત્ર ગણીને મારી સંપત્તિથી વંચિત કર્યો હતો અને તેના મૃત્યુ પછી તેની સ્ત્રી તેની બાળક કન્યાને લઇને પાછી આવેલી, પરંતુ તે ખરાબ ચાલની છે એવો વહેમ લાવીને મેં તેને કહાડી મૂકી છે. કન્યાની માતા ગમે તેવી હોય, તોપણ કન્યા તો નિરપરાધી ગણાય છે એમ હવે મૃત્યુકાળે મને જણાયું અને તે મારી નિર્દોષ પૌત્રી પ્રત્યે મેં વાપરેલી નિષ્ઠુરતાને માટે મને અત્યારે અત્યંત પશ્ચાત્તાપ થયો છે. હશે, જે બનવાનું હોય તે મિથ્યા થતું નથી, પરંતુ હજી પણ જો તે જીવતી હોય અને કુળ ધર્મમાં રહેલી હોય, તો તેના ભાગની સંપત્તિથી તે વંચિત રહે એમ હું ઇચ્છતો નથી: તેથી તા. ૧૦-૫-૧૮૯૮ ના રોજ બનાવેલું વિલ ફેરવીને આજ તા. ૯-૪-૧૯૦૦ ના રોજ મારી ઇચ્છાપૂર્વક આ નવું વિલ લખું છું કે આજથી આઠ વર્ષના સમયમાં જો હીરાલાલની પુત્રી—મારી તે પૌત્રી પાછી આવશે અથવા જો તેનો પત્તો લાગે અને જો તે કુળ ધર્મમાં રહેલી હોય, તો મારી સઘળી સંપત્તિના અર્ધા ભાગની તે અધિકારિણી બને. આ આઠ વર્ષના સમય દરમિયાન સરકારી ગેઝેટમાં તથા બીજાં વર્તમાનપત્રોમાં જાહેર ખબર આપીને તેની શોધ કર્યા કરવી. એ તેના ભાગની સંપત્તિ ઉપર તેના સ્વામીનો અથવા બીજા કોઈ વારસનો બિલકુલ હક્ક નથી. જો તે જીવતી ન હોય અથવા

કુટુંબમાં રહેલી ન હોય તો સઘળી સંપત્તિ મારા જ્યેષ્ઠ પુત્ર કૃષ્ણલાલના નામથી સદાને માટે ગવર્મેંટના અધિકાર નીચે રાખવી. ગવર્મેન્ટે દયા કરીને મારા વકીલ શ્રીયુત ગુણવંતરાયના મતાનુસાર કોઈ એક મેનેજર નીમી સંપત્તિની રક્ષા કરવાનો બંદોબસ્ત કરવો. વાર્ષિક આવકનો અર્ધો ભાગ કૃષ્ણલાલને આપવો અને બાકીનો અર્ધો ભાગ હીરાલાલની પુત્રીને નામે સરકારી બેંકમાં જમે કરાવવો. પ્રથમ જણાવેલા આઠ વર્ષના સમય દરમિયાન જો તે ન આવે અથવા જો તેનો પત્તો ન લાગે, તો એ પૈસા તેની સ્મૃતિરક્ષાર્થે સરકાર બહાદુરની મરજી પ્રમાણે કોઇ લોકોપયોગી કાર્યોમાં વાપરવા."

જમિયતરામે વિલમાં સહી કરી. ગુણવંતરાય અને બીજા બે-એક જણા કે જે ત્યાં હાજર હતા, તેમણે તેમાં સાક્ષી તરીકેની સહી કરી.

ગુણવંતરાય બોલ્યાઃ "કૃષ્ણલાલની સહી જો આ વિલમાં કરાવવામાં આવે તો વિશેષ સારૂં."

જમિયતરામે માથું હલાવીને સંમતિ આપી. તાર કરવાથી કૃષ્ણ-લાલ મુંબઇથી આવ્યો અને ગુણવંતરાયે સઘળી વાત તેને સમજાવીને કહી સંભળાવી અને વિલ તેના હાથમાં મૂક્યું.

જમિયતરામે ક્ષીણ સ્વરે કહ્યુંઃ "કૃષ્ણલાલ! અધર્મી થતો નહિ, વિલમાં સહી કર."

કૃષ્ણલાલ ક્ષણવાર કશું બોલ્યો નહિ—નીરવ રહ્યો. જમિયતરામે ભવાં ચડાવીને ફરીથી કહ્યુંઃ "તું સહી નહિ કરે તેથી કાંઈ આ વિલમાં તારાથી કશી અડચણ કરી શકાશે નહિ એ તું નક્કી સમજજે."

કૃષ્ણલાલ કાંઈ તદ્દન સ્વાર્થી પ્રકૃતિનો માણસ નહોતો, પરંતુ પાછલાં આઠ વર્ષથી સઘળી જમિનદારીનો ઉત્તરાધિકારી પોતે ફક્ત એક જ છે એમ માનતો હતો. હીરાલાલ અને તેની પુત્રીની સ્મૃતિ તેના હૃદયપટમાંથી ભુંસાઈ ગઈ હતી. એકાએક આ પ્રમાણે ગુપ્ત રીતે હીરાલાલની પુત્રીના લાભાર્થે નવું વિલ તૈયાર થએલું જોઇને જાણે કોઈ અજાણ્યા અને અપરિચિત મનુ-ષ્યને પોતાની સંપત્તિનો અર્ધો ભાગ તેના પિતા આપી દેવાની તૈયારી કરતા હોય એમ તેને લાગ્યું. પરંતુ જ્યારે તેના પિતાએ કહ્યું કે 'કૃષ્ણલાલ! અધર્મી થતો નહિ,' ત્યારે તેના મનમાં મોટો આઘાત થયો. તેના ભાઈ હીરાલાલ, હીરાલાલની સ્ત્રી અને તેની પુત્રીનું તેને સ્મરણ થઈ આવ્યું. તેણે વિચાર કર્યોઃ "નહિ, નહિ, મારે અધર્મી શામાટે બનવું જોઇએ? હીરા-લાલની પુત્રી તે મારી પુત્રીની સમાન છે." કૃષ્ણલાલ હાથમાં કલમ લઇને જેવો સહી કરવા જાય છે; એવામાં જમિયતરામ પુનઃ બોલ્યાઃ "તું સહી નહિ કરે તેથી કાંઈ આ વિલમાં તારાથી કશી અડચણ કરી શકાશે નહિ."

પોતાને પિતા આટલો બધો હલકા હૃદયનો માને છે એમ ધારીને કૃષ્ણુલાલને ગુસ્સો ચડયો. સરળ મનથી સહી કરવાને હું તૈયાર છું તોપણ પિતા મને આમ કહી હલકો ધારે છે એમ વિચારી તેની એકાએક ઉત્પન્ન થએલી ઉદાર વૃત્તિ શુષ્ક બની ગઈ. તે બોલ્યો: "બહુ સારૂં, જ્યારે તમે મને આવો હલકા મનનો ધારો છો, ત્યારે હવે સહી કરીને મારી ઉદાર વૃત્તિ દાખવવાનો પ્રયત્ન કરવો વ્યર્થ છે: મારે સહી કરવાની કશી જરૂર નથી. હીરાલાલની પુત્રીને જો હું મારી પુત્રી સમાન ગણતો હોઇશ, તો જ્યારે તે પાછી આવશે, ત્યારે સઘળી સંપત્તિનો અર્ધો ભાગ હું તેને આપીશ. તેને હું મારી પોતાની પુત્રી ગણીને સ્નેહથી ગ્રહણ કરીશ."

ગુણવંતરાય બોલ્યો: "કૃષ્ણુલાલ!"

"જી, આપ કહો તે કરવાને હું તૈયાર છું, પરંતુ બાપા તો કહે છે કે, તું સહી નહિ કરે તો તેથી કાંઈ આ વિલમાં તારાથી કશી અડચણ કરી શકાશે નહિ, તો પછી મારે સહી કરવાનું પ્રયોજન શું?"

"સહી તો કરવી જ જોઇએ; નહિ કરવાથી લોકોમાં તારી નિંદા થશે."

કર્તવ્ય નહિ, પણ નિંદાનો ભય? કૃષ્ણુલાલ વધારે ગુસ્સે થયો અને વધારે નાખુશ થયો. ગમે તેમ તોપણ નિંદાના ભયથી તેણે સહી કરી. સહી કરીને તુરત જ તે ત્યાંથી ઉઠીને ચાલ્યો ગયો. તેને અત્યારે એમ લાગ્યું હતું કે, પિતા તદ્દન અન્યાયપૂર્વક પોતાની સંપત્તિનો અર્ધો ભાગ ખુંચવી લે છે. અરે! એક સાધારણ વાતમાં અને સાધારણ બનાવમાં મનુષ્યની મતિ કેવી વિપરીત દિશાએ દોડી જાય છે! જમિયતરામે છેલ્લા શબ્દો ઉચ્ચાર્યા, તે પહેલાં જો તેણે થોડી વાર ધીરજ રાખી હોત તો ઉદાર વૃત્તિથી અને સંતુષ્ટ મનથી કૃષ્ણુલાલ વિલમાં સહી કરી આપત. વળી હીરાલાલની પુત્રીની શોધ કરવી એ તે પોતાનું કર્તવ્ય જ સમજતો હતો: તેનો પત્તો મેળવવાને તે કાળજીપૂર્વક યત્ન કરત. શોભાશંકર હજારો ઉપાય કરત, તથા સેંકડો પ્રકારની યુક્તિઓ રચત, તોપણ તેને તેમ કરતો અટકાવી શકત નહિ, કારણકે કૃષ્ણુલાલની પ્રકૃતિ એવી હતી કે સાધારણ બાબતમાં જોકે શોભાશંકરની સલાહ પ્રમાણે તે પોતાનો મત ફેરવી નાંખતો તોપણ કોઈ કોઈ વખત કોઈ અગત્યના કાર્યમાં તે કદિ પણ પોતાનો વિચાર કોઇની શીખવણીથી ફેરવતો નહિ અને જે પોતે મનમાં ધાર્યું હોય તે જ તે કર્યે રહેતો. શોભાશંકર પણ એવે વખતે સમજી જઇને તેનો વિચાર ફેરવવાનો વૃથા પ્રયત્ન કરતો જ નહિ.

પરન્તુ પ્રિય વાચક! શોભાશંકર કૃષ્ણુલાલને હીરાલાલની પુત્રીની શોધ કરતો અટકાવે શામાટે? એમાં શું તેનો કાંઇ સ્વાર્થ રહેલો છે?

મુંબાઈમાં કૃષ્ણલાલ તથા હીરાલાલ એ બન્ને બાહ્યો શોભાશંકરની દેખરેખ નીચે અભ્યાસ કરતા હતા. શોભાશંકરદ્વારા જ શિવનારાયણની સાથે તે બન્ને ભાઈઓને મિત્રાચારી થઇ હતી. હીરાલાલ શિવનારાયણની સોબતમાં પડવાથી કૃષ્ણલાલને પોતાની જાળમાં સપડાવવાનો યત્ન શિવનારાયણે કર્યો નહિ, અને તેથી તે બચી જવા પામ્યો. શિવનારાયણની સોબતમાં હીરાલાલ ખરાબ થાય છે, એ વાત જાણવા છતાં પણ શોભાશંકરે તેને તેમ કરતો અટકાવ્યો નહિ. જ્યારે તે ન્હાસી ગયો ત્યારે ફક્ત તેણે ગુણવંતરાય વકીલને ન્હાસી ગયાના સમાચાર જણાવ્યા. એ સઘળી વાત વાચકવર્ગના જાણવામાં પ્રથમ આવી ગઈ છે. હીરાલાલ જ્યારે ન્હાસી ગયો, ત્યારે કૃષ્ણલાલ પોતાના પિતાની સઘળી સંપત્તિનો પોતે એક જ ઉત્તરાધિકારી થયો. એથી શોભાશંકર અત્યંત રાજી થયો. કૃષ્ણલાલને એક પુત્રી છે અને શોભાશંકરને પણ ૮–૯ વર્ષની ઉમ્મરનો એક પુત્ર છે. પુત્રી મોટી થવા લાગી, તોપણ કૃષ્ણલાલને બીજું કંઈ સંતાન ઉત્પન્ન થયું નહિ. કૃષ્ણલાલ પોતે સુધરેલા મતનો હોવાથી કોઇ બીજાનો પુત્ર પણ દત્તક તરીકે લેવાની તેની મરજી નહોતી. આ તરફ શોભાશંકરનો પુત્ર કુંદનલાલ પણ ભણવામાં હોંશિયાર જણાવા લાગ્યો. દેખાવમાં પણ તે કાંઈ કુરૂપ નહોતો. વ્યવહાર અને વાતચીતમાં પણ તે બહુ ચતુર જણાયો. સાહેબ લોકનાં જેવાં કપડાં પહેરાવીને શોભાશંકર પુત્રને વારંવાર કૃષ્ણલાલની પાસે લઈ જતો. કૃષ્ણલાલ પણ તે બાળકની સાથે ભોજન કરતો, ગાડીમાં સાથે ફરતો અને સાથે ટેનીસ પણ રમતો. ઇચ્છાપૂર્વક પોતાનો પુત્રને શોભાશંકરે કૃષ્ણલાલના હાથમાં સોંપી દીધો. પુત્ર વિનાનો કૃષ્ણલાલ તે બાળકને પોતાના પુત્ર સમાન રાખવા લાગ્યો. એમા કૃષ્ણલાલની પુત્રી અને પુત્રતુલ્ય સ્નેહને પાત્ર થએલો કુંદનલાલ એ બન્નેને કૃષ્ણલાલના હાથનું શિક્ષણ મળતું હતું. વૃદ્ધ જમિયતરામે એમાને પોતાની પાસે રાખીને લગ્નની એક રમત કરી છે, પરંતુ કૃષ્ણલાલ તે લગ્ન ગ્રહણ કરવાને બિલકુલ ઇચ્છતો નથી, સંભવિત છે કે કન્યાનો સંબંધ બીજે કોઈ સ્થળે કરી નાંખવાને તે જરા પણ અચકાશે નહિ, કિન્તુ ભવિષ્યની વાત કોણ કહી શકે ?

આટલી બધી ધનસંપત્તિનો ઉત્તરાધિકારી ફક્ત એક કૃષ્ણલાલ જ થાય અથવા તેની એકની એક પુત્રી એમા એ સઘળું સુખ વૈભવ ભોગવે તો શોભાશંકરને તેમાંથી કાંઇક લાભ મેળવવાની આશા પ્રકટે, એ નિર્વિવાદ છે.

જમિયતરામના મૃત્યુ પછી કૃષ્ણલાલ જ્યારે પાછો મુંબઈ આવ્યો, ત્યારે આ નવા વિલની વાત સાંભળીને શોભાશંકરના મનમાં કાંઈક ચિન્તા ઉત્પન્ન થઈ. તેણે જોયું કે કૃષ્ણલાલ પણ આ વિલથી નાખુશ થયો છે.

પોતાને પિતા આટલાં બધા હલકા હૃદયનો માને છે એમ ધારીને કૃષ્ણલાલને ગુસ્સો ચડ્યો. સરળ મનથી સહી કરવાને હું તૈયાર છું તોપણ પિતા મને આમ કહી હલકો ધારે છે એમ વિચારી તેની એકાએક ઉત્પન્ન થએલી ઉદાર વૃત્તિ શુષ્ક બની ગઈ. તે બોલ્યો: " બહુ સારૂં, જ્યારે તમે મને આવો હલકા મનનો ધારો છો, ત્યારે હવે સહી કરીને મારી ઉદાર વૃત્તિ દાખવવાનો પ્રયત્ન કરવો વ્યર્થ છે. મારે સહી કરવાની કશી જરૂર નથી. હીરાલાલની પુત્રીને જો હું મારી પુત્રી સમાન ગણતો હોઈશ, તો જ્યારે તે પાછી આવશે, ત્યારે સઘળી સંપત્તિનો અર્ધો ભાગ હું તેને આપીશ. તેને હું મારી પોતાની પુત્રી ગણીને સ્નેહથી ગ્રહણ કરીશ."

ગુણવંતરાય બોલ્યો: " કૃષ્ણલાલ ! "

" જી, આપ કહો તે કરવાને હું તૈયાર છું, પરંતુ બાપા તો કહે છે કે, તું સહી નહિ કરે તો તેથી કાંઈ આ વિલમાં તારાથી કશી અડચણ કરી શકાશે નહિ, તો પછી મારે સહી કરવાનું પ્રયોજન શું ? "

" સહી તો કરવી જ જોઈએ; નહિ કરવાથી લોકોમાં તારી નિંદા થશે."

કર્તવ્ય નહિ, પણ નિંદાનો ભય ? કૃષ્ણલાલ વધારે ગુસ્સે થયો અને વધારે નાખુશ થયો. ગમે તેમ તોપણ નિંદાના ભયથી તેણે સહી કરી. સહી કરીને તુરત જ તે ત્યાંથી ઉઠીને ચાલ્યો ગયો. તેને અત્યારે એમ લાગ્યું હતું કે, પિતા તદ્દન અન્યાયપૂર્વક પોતાની સંપત્તિનો અર્ધો ભાગ ખુંચવી લે છે. અરે ! એક સાધારણ વાતમાં અને સાધારણ બનાવમાં મનુષ્યની મતિ કેવી વિપરીત દિશાએ દોડી જાય છે ! જમિયતરામે છેલ્લા શબ્દો ઉચ્ચાર્યા, તે પહેલાં જો તેણે થોડી વાર ધીરજ રાખી હોત તો ઉદાર વૃત્તિથી અને સંતુષ્ટ મનથી કૃષ્ણલાલ વિલમાં સહી કરી આપત. વળી હીરાલાલની પુત્રીની શોધ કરવી એ તે પોતાનું કર્તવ્ય જ સમજતો હતો. તેનો પત્તો મેળવવાને તે કાળજીપૂર્વક યત્ન કરત. શોભાશંકર હજારો ઉપાય કરત, તથા સેંકડો પ્રકારની યુક્તિઓ રચત, તોપણ તેને તેમ કરતો અટકાવી શકત નહિ, કારણકે કૃષ્ણલાલની પ્રકૃતિ એવી હતી કે સાધારણ બાબતમાં જોકે શોભાશંકરની સલાહ પ્રમાણે તે પોતાનો મત ફેરવી નાંખતો તોપણ કોઈ કોઈ વખત કોઈ અગત્યના કાર્યમાં તે કદિ પણ પોતાનો વિચાર કોઈની શીખવણીથી ફેરવતો નહિ અને જે પોતે મનમાં ધાર્યું હોય તે જ તે કર્યે રહેતો. શોભાશંકર પણ એવે વખતે સમજી જઈને તેનો વિચાર ફેરવવાનો વૃથા પ્રયત્ન કરતો જ નહિ.

પરન્તુ પ્રિય વાચક ! શોભાશંકર કૃષ્ણલાલને હીરાલાલની પુત્રીની શોધ કરતો અટકાવે શામાટે ? એમાં શું તેનો કાંઇ સ્વાર્થ રહેલો છે ?

મુંબઈમાં કૃષ્ણલાલ તથા હીરાલાલ એ બન્ને ભાઈઓ શોભાશંકરની દેખરેખ નીચે અભ્યાસ કરતા હતા. શોભાશંકરદ્વારા જ શિવનારાયણની સાથે તે બન્ને ભાઈઓને મિત્રાચારી થઇ હતી. હીરાલાલ શિવનારાયણની સોબતમાં પડવાથી કૃષ્ણલાલને પોતાની જાળમાં સપડાવવાનો યત્ન શિવનારાયણે કર્યો નહિ, અને તેથી તે બચી જવા પામ્યો. શિવનારાયણની સોબતમાં હીરાલાલ ખરાબ થાય છે, એ વાત જાણવા છતાં પણ શોભાશંકરે તેને તેમ કરતો અટકાવ્યો નહિ. જ્યારે તે ન્હાસી ગયો ત્યારે ફક્ત તેણે ગુણવંતરાય વકીલને ન્હાસી ગયાના સમાચાર જણાવ્યા. એ સઘળી વાત વાચકવર્ગના જાણવામાં પ્રથમ આવી ગઈ છે. હીરાલાલ જ્યારે ન્હાસી ગયો, ત્યારે કૃષ્ણલાલ પોતાના પિતાની સઘળી સંપત્તિનો પોતે એક જ ઉત્તરાધિકારી થયો. એથી શોભાશંકર અત્યંત રાજી થયો. કૃષ્ણલાલને એક પુત્રી છે અને શોભાશંકરને પણ ૮-૯ વર્ષની ઉમ્મરનો એક પુત્ર છે. પુત્રી મોટી થવા લાગી, તોપણ કૃષ્ણલાલને બીજું કંઈ સંતાન ઉત્પન્ન થયું નહિ. કૃષ્ણલાલ પોતે સુધરેલા મતનો હોવાથી કોઇ બીજાનો પુત્ર પણ દત્તક તરીકે લેવાની તેની મરજી નહોતી. આ તરફ શોભાશંકરનો પુત્ર કુંદનલાલ પણ ભણવામાં હોંશિયાર જણાવા લાગ્યો. દેખાવમાં પણ તે કાંઈ કુરૂપ નહોતો. વ્યવહાર અને વાતચીતમાં પણ તે બહુ ચતુર જણાયો. સાહેબ લોકનાં જેવાં કપડાં પહેરાવીને શોભાશંકર પુત્રને વારંવાર કૃષ્ણલાલની પાસે લઈ જતો. કૃષ્ણલાલ પણ તે બાળકની સાથે ભોજન કરતો, ગાડીમાં સાથે ફરતો અને સાથે ટેનીસ પણ રમતો. ઇચ્છાપૂર્વક પોતાના પુત્રને શોભાશંકરે કૃષ્ણલાલના હાથમાં સોંપી દીધો. પુત્ર વિનાનો કૃષ્ણલાલ તે બાળકને પોતાના પુત્ર સમાન રાખવા લાગ્યો. એમા કૃષ્ણલાલની પુત્રી અને પુત્રતુલ્ય સ્નેહને પાત્ર થએલો કુંદનલાલ એ બન્નેને કૃષ્ણલાલના હાથનું શિક્ષણ મળતું હતું. વૃદ્ધ જમિયતરામે એમાને પોતાની પાસે રાખીને લગ્નની એક રમત કરી છે, પરંતુ કૃષ્ણલાલ તે લગ્ન ગ્રહણ કરવાને બિલકુલ ઇચ્છતો નથી, સંભવિત છે કે કન્યાનો સંબંધ બીજે કોઈ સ્થળે કરી નાંખવાને તે જરા પણ અચકાશે નહિ, કિન્તુ ભવિષ્યની વાત કોણ કહી શકે ?

આટલી બધી ધનસંપત્તિનો ઉત્તરાધિકારી ફક્ત એક કૃષ્ણલાલ જ થાય અથવા તેની એકની એક પુત્રી એમા એ સઘળું સુખ વૈભવ ભોગવે તો શોભાશંકરને તેમાંથી કાંઇક લાભ મેળવવાની આશા પ્રકટે, એ નિર્વિવાદ છે.

જમિયતરામના મૃત્યુ પછી કૃષ્ણલાલ જ્યારે પાછો મુંબઈ આવ્યો, ત્યારે આ નવા વિલની વાત સાંભળીને શોભાશંકરનાં મનમાં કાંઇક ચિન્તા ઉત્પન્ન થઈ. તેણે જોયું કે કૃષ્ણલાલ પણ આ વિલથી નાખુશ થયો છે.

વિલની સઘળી હકીકત તેણે સાંભળી અને કૃષ્ણલાલને નાખુશ થવાનું કારણ પણ જાણ્યું.

શોભાશંકરે વિચાર કર્યો કે, કૃષ્ણલાલને સઘળી સંપત્તિનો ધણી બનાવવાને માટે એટલું કરવાની જરૂર છે કે વિલની વાત લોકોમાં જાહેર થવા ન દેવી અને હીરાલાલની પુત્રી—ન કરે નારાયણ ને જો કદિ જીવતી હોય—તો તેને માટે કશી શોધ જ કરવી નહિ. સરકારી ગેઝેટમાં તો કોઈ કોઈ વખત જાહેર ખબર અવશ્ય આપવી જ પડશે, પરંતુ સરકારી ગેઝેટ વાંચે છે કેટલા જણ? વૃદ્ધ જમિયતરામ જુના જમાનાનો માણસ, તેણે ધાર્યું કે સરકારી ગેઝેટ ઉપરાંત બીજાં કોઈ વર્તમાનપત્રો નીકળતાં જ નહિ હોય. સરકારી ગેઝેટમાં જ આપેલી જાહેર ખબર સર્વત્ર ફેલાતી હશે. સમયના અભાવે તથા માનસિક અસ્થિરતાને લીધે ગુણવંતરાય વકીલના મનમાં પણ એ વાત આવી નહિ એ બહુ સારૂં થયું છે. ત્યારપછી તે જાહેર ખબર એવી રીતે આપવી કે સહજમાં ગેઝેટ વાંચનારાઓની દૃષ્ટિએ જ ન પડે. વળી એક વાર જાહેર ખબર આપ્યા પછી વચ્ચે બે ત્રણ વર્ષ જેટલી મુદત જવા દેવી અને ત્યારપછી એક વાર ફરીથી જાહેર ખબર આપવી. પરંતુ આ બધી બાબતનો આધાર જમિયતરામની મિલ્કત ઉપર જે મેનેજરની નિમણુક થાય, તેના ઉપર રહે છે. મેનેજરની નિમણુક કરવી તે ગુણવંતરાય વકીલના હાથમાં છે, તેથી એ વિષે પણ કશી ચિન્તા નથી. હવે ફક્ત સાક્ષીઓની જરા બ્હીક રહે છે, પરંતુ મુખ્ય સાક્ષી ગુણવંતરાયની છે, તે જો શોભાશંકરના હાથમાં મેનેજરની પદવી તથા વિલમાં લખ્યા મુજબ આજ્ઞાનું પાલન કરવાનો ભાર સોંપી દે, તો પછી તે વિષયમાં પોતાને કશી તકલીફ લેવાની જરૂર રહે નહિ એમ તે વકીલ મનમાં ધારે. વળી વૃદ્ધાવસ્થાને લીધે કામકાજમાં વકીલ સાહેબને હવે શિથિલતા પણ આવી છે. ઘણું કરીને ઝાઝા દિવસ તે જીવશે પણ નહિ. બીજા સાક્ષીઓ પણ વૃદ્ધ છે. વૃદ્ધ અને ધર્મભીરૂ જાણીને જ જમિયતરામે તેઓને સાક્ષી તરીકે રાખ્યા છે. ઈશ્વરની ઇચ્છા હશે તો તેઓ પણ કેટલા દિવસ જીવવાના? કદાચ જીવશે તો પણ જીર્ણ દેહ થઈ જવાથી તેઓ હીરાલાલની પુત્રીની ક્યાં શોધ કરવા જવાના હતા? જોકે તેઓ એકા એકા બીજાઓને મોઢે તે બાબતની વાત ફેલાવવાનો પ્રયત્ન કરશે, પરંતુ તે વાત કેટલે દૂર સુધી ફેલાશે?

શોભાશંકરે વિચાર કર્યો કે કૃષ્ણલાલની પાસે જો હું એ વાત ઉઘાડીશ તો તેના મનમાં કેવો ખ્યાલ આવશે, તે કાંઈ કહી શકાય નહિ. પરંતુ જ્યારે તે ઘણાં કામમાં ગુંથાઈ જશે, ત્યારે તે મને પોતાનો હિતેચ્છુ ધારીને

મારી જ ઇચ્છા મુજબ વર્તશે. એ પ્રમાણે વિચાર કરી શોભાશંકર કૃષ્ણલાલ પાસે કશી વાત નહિ ઉચ્ચારતાં તુરત જ ગુણવંતરાય પાસે દોડી ગયો. જમિયતરામના મૃત્યુની વાત, તેના વિલની વાત અને કૃષ્ણલાલના વ્યવહાર સંબંધીની વાત નીકળી. શોભાશંકરે કૃષ્ણલાલના નિન્દનીય વ્યવહાર માટે કૃત્રિમ ક્ષોભ પ્રકટ કરી જણાવ્યું: "ધિક્કાર છે કૃષ્ણલાલને ! તે આવો નીચ પ્રકૃતિનો અને સ્વાર્થપરાયણ સ્વભાવનો નીકળ્યો ! તેને અત્યારસુધી હું ન્યાયપરાયણ અને ઉદાર વૃત્તિનો ધારતો હતો, પરંતુ કસોટી ઉપર ચડાવ્યા વિના મનુષ્યનીતિની ખરી પ્રકૃતિનું દિગ્દર્શન થવું કઠિન છે."

હીરાલાલની પુત્રીના દુઃખ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવતાં શોભાશંકરનું હૃદય કૃત્રિમ દયાથી છલોછલ ભરાઈ ગયું ! "હાય ! કમનસીબ હીરાલાલની અનાથ પુત્રી અત્યારે ક્યાં હશે ? ઇશ્વર કરે ને તે જીવતી હોય અને પાછી આવીને ન્યાય પ્રમાણે પ્રાપ્ત થએલો પોતાનો અધિકાર ભોગવે તો બહુ સારૂં. તેની પુત્રીને પોતાનો અધિકાર પ્રાપ્ત થએલો જોઈને પરલોકમાં હીરાલાલનો આત્મા શાન્તિ પામે. મને એમ થાય છે કે જાણે હું આખી પૃથ્વી ઉલટ-પાલટ કરીને તે દુઃખી બાલિકાને શોધી લાવું ! ગુણવંતરાય, એક સુદક્ષ અને સહૃદય માણસને તે વિલનો મેનેજર નીમો, કે જે હીરાલાલની પુત્રી પ્રત્યે દયાની લાગણી દર્શાવીને તેની શોધ કરવાનો યત્ન નિરંતર કર્યા કરે, તો બહુ સારૂં થાય. હું પણ તે મેનેજરને એ સંબંધે મારાથી બનશે તે સહાય કરવાને તૈયાર રહીશ. વળી આ તરફ મારા મિત્ર કૃષ્ણલાલને પણ સમજાવીને હીરાલાલની પુત્રી પ્રત્યે ઉદાર ભાવ દર્શાવવા અને તેને પોતાની પુત્રી સમાન ગણવા આગ્રહ કરીશ."

શોભાશંકરની આ કૃત્રિમ વાતથી ગુણવંતરાય અત્યંત સંતોષ પામ્યો.

બે-ત્રણ દિવસ પછી ગુણવંતરાયે શોભાશંકરને બોલાવીને કહ્યું કે, તમને જ મેં કૃષ્ણલાલના વિલના મેનેજર નીમીને ગવર્મેન્ટને જણાવી દીધું છે અને ગવર્મેન્ટે તમારી નિમણુક મંજુર પણ રાખી છે.

આ અણધારેલું સન્માન પ્રાપ્ત થવાથી અત્યંત વિસ્મિત બની જઈને શોભાશંકર બોલ્યો: "ઓહો મારી નિમણુક કરી ! બહુ ખોટું કર્યું ? આટલો બધો ભાર મારા દુર્બળ સ્કંધ ઉપર નાંખ્યો ? શું હું એ કાર્ય કરી શકીશ એમ આપ ધારો છો ?"

"હા, તમે જ એ કાર્ય કરી શકશો શોભાશંકર ! અને તેટલા માટે તમારી જ નિમણુક એ જગ્યાએ મેં કરી છે."

"પરંતુ કૃષ્ણલાલ મારો પરમ મિત્ર છે, તેના સ્વાર્થની વિરૂદ્ધમાં હું નીતિથી કામ કરૂં એ લોકોના માન્યામાં આવશે નહિ. આમાં તો આખરે અપજશ જ મળવાનો."

ગુણવંતરાય બોલ્યો: " તમારૂં કાર્ય જોઇને લોકો વિચાર કરશે. મારા ધારવા પ્રમાણે તમને કશો અપજશ મળશે નહિ. તમે ન્યાયશીલ અને ધર્મ-પરાયણ છો, તેથી તમે નિષ્પક્ષપાતપણે એ કાર્ય કરશો એવી મારી દૃઢ માન્યતા છે. "

" હા, તે પ્રમાણે અવશ્ય કરવાનો હું પ્રયત્ન કરીશ. હે ભગવાન ! મને સારી બુદ્ધિ આપજે. "

શોભાશંકર થોડી વાર આંખો મીંચી જઈ નીચું મુખ કરીને શાન્ત બેસી રહ્યો. જાણે મિત્રના મોહમાં ભૂલ નહિ ખાતાં ધર્મ અને ન્યાયપરાયણ રહી આ માથે આવી પડેલા મહદ્ કાર્યનું પાલન ન્યાયપુરઃસર પોતે કરી શકે, તેટલા માટે તે ઇશ્વિર પાસે શક્તિ મેળવવાની પ્રાર્થના કરતો હોયની ! તેમ તે આંખો મીંચીને થોડી વાર બેસી રહ્યો.

ગુણવંતરાયે વિચાર્યું કે શોભાશંકર સિવાય બીજી કોઈ યોગ્ય વ્યક્તિ પોતાને મળી શકત નહિ. મરણપથારીએ સૂતેલા જમિયતરામને તેમના મૃત્યુ પછી તેમના આત્માની શાન્તિને માટે જે કાંઈ કર્તવ્ય કરવાનું વચન આપ્યું હતું, તે સઘળું પોતે હવે પરિપૂર્ણ પાળ્યું છે એમ ધારીને શોભાશંકરને આશીર્વાદ આપીને વિલ સંબંધી બધા કાગળપત્રોની હકીકત જણાવી દેવાનો સમય નક્કી કરી દીધો.

એ પ્રમાણે પાકો બંદોબસ્ત કરી આવીને શોભાશંકરે તેના પરમ મિત્ર કૃષ્ણલાલને આ ખુશ ખબર કહી સંભળાવ્યા.

કૃષ્ણલાલ વિસ્મય પામી જઇને શોભાશંકરના મુખ તરફ થોડી વાર જોઈ રહ્યો. પછી બોલ્યો: " શોભાશંકર ! શું તમે એકીવારે આટલું બધું કરી નાંખ્યું ? મને કશું જાણવા પણ દીધું નહિ ? "

શોભાશંકરે ઉત્તર આપ્યો: " મેં કશો અન્યાય તો કર્યો નથીને ? "

" અન્યાય ! અન્યાય કર્યો છે એમ તમને કોણ કહે છે ? તમને તો ધન્યવાદ ઘટે છે. શોભાશંકર ! તમારા જેવા મિત્ર જગતમાં થોડા જ હશે. "

શોભાશંકરે કહ્યું: " આમાં મેં વધારે શું કર્યું કૃષ્ણલાલ ? મિત્રને મિત્ર શું આટલું પણ કરી આપે નહિ ? "

" કરી આપે નહિ એમ હું કહી શકતો નથી, પરંતુ આવા મિત્ર મળવા મુસ્કિલ છે, શોભાશંકર ! "

એટલું બોલીને કૃષ્ણલાલ કાંઇક વિચાર કરવા લાગ્યો. થોડી વાર પછી પુનઃ બોલ્યો: " તોપણ હીરાલાલની પુત્રી પાછી આવે એવો સંભવ મને ભાગે થોડો છે, કેમ ખરૂં કે ? "

"કશું નહિ, તમે નિશ્ચિંત રહો."

કૃષ્ણલાલ પુનઃ વિચારમાં પડ્યો. છેવટે ધીમે ધીમે બોલ્યો: "પરંતુ એવી આકાંક્ષા કરવી એ તદ્દન અન્યાય કહેવાય, શોભાશંકર! નહિ?"

"જો કદિ એમ તમને લાગતું હોય, તો હીરાલાલની પુત્રીની શોધ કરવી એ કામ તો મારા હાથમાં છેની? જેમ તમે ખુશી થશો તેમ હું કરીશ."

શોભાશંકર જાણતો હતો કે અત્યારે કૃષ્ણલાલનો વિચાર ફેરવવાને આગ્રહ કરીશું, તો તેનું મન વિપરીત દિશાએ દોડયું જશે.

કૃષ્ણલાલ બોલ્યો: "ના, ના, તેમ હું કહેતો નથી; સારૂં, કેટલાક દિવસ જવા દો. પછી વિચાર કરીશું."

શોભાશંકરે મનમાં વિચાર્યું કે હવે કશી ચિન્તા રાખવાની જરૂર નથી. અત્યારે તો તેને વિપરીત ખ્યાલ આવવા દીધો નથી; આગળ ઉપર જ્યારે એ સંબંધી વિવેચન ચાલશે, ત્યારે કૃષ્ણલાલ મારા મત પ્રમાણે જ ચાલશે.

કૃષ્ણલાલ પુનઃ બોલ્યો: "શોભાશંકર! તમે મારા પ્રત્યે બહુ સારી લાગણી ધરાવો છો અને તમે મારા હિતેચ્છુ બંધુ છો તો આ તમારા બંધુત્વનો બદલો હું કેવી રીતે વાળી શકું, તેની મને સુઝ પડતી નથી. હું શા વિષે વિચાર કરૂં છું તે તમે જાણો છો?"

શોભાશંકર હાસ્ય કરીને બોલ્યો: "શું? કુંદનલાલને ખર્ચે આપીને વિલાયત મોકલવાનો વિચાર કરો છોને? તે ખર્ચનો બોજો હું તમારે માથે નાખવાને ઇચ્છતો નથી. તે કાર્ય માટે મેં પોતે ઠીક દ્રવ્યસંગ્રહ કર્યો છે."

"અરે, નહિ તે નહિ! એ વિષે તો હું કશો વિચાર જ કરતો નથી. એમાં તો કશું વધારે નથી. હું જે વિષે વિચાર કરૂં છું, તે વાત એ છે કે—"

"શી વાત છે?"

"વાત એ છે કે એમાં એ મારૂં એકનું એક સંતાન છે અને મારી સઘળી મિલ્કતની માત્ર એક ઉત્તરાધિકારિણી છે. જો કદિ તેનું લગ્ન ફરીથી કરી શકવાનો સંભવ હોય, તો કુંદનલાલની સાથે જ તેનું લગ્ન કરૂં તો કેમ? કુંદનલાલને હું બહુ ચાહું છું. વળી તમારા આવા બંધુત્વનો યોગ્ય બદલો પણ વાળ્યો કહેવાય. શોભાશંકર, શું કોઈ પણ રીતે એમ થવાનો સંભવ નથી? બારિકીથી વિચાર કરીને શું કોઈ પણ ઉપાય તમે શોધી શકતા નથી?"

"ના, મને તો કશો ઉપાય જણાતો નથી. લગ્ન થએલી હિંદુ

કન્યાનું ફરીથી લગ્ન થઈ શકે જ નહિ. જોકે હલકી નાતોમાં પુનર્લગ્નનો રિવાજ છે, પરંતુ ઉંચ વર્ણમાં તો ફરીથી લગ્ન કરી શકાય જ નહિ. હલકી નાતોમાં પણ જ્યાંસુધી તેનો સ્વામી જીવતો હોય, ત્યાંસુધી પુનર્લગ્ન થઈ શકતું નથી તો પછી આપણી બ્રાહ્મણ જેવી ઉંચી જ્ઞાતિમાં તો શી રીતે થઈ શકે ?"

"આજકાલના સુધરેલા મત પ્રમાણે પહેલ કરીને આપણે પુનર્લગ્ન કરીએ તો ન થાય ?"

"ના, તોપણ ન થઈ શકે. જ્યાંસુધી એમાનો સ્વામી જીવતો છે, ત્યાંસુધી પુનર્લગ્ન કરી શકાય જ નહિ. હિન્દુ કન્યા તરિકે એમાનું લગ્ન થયું છે, તેથી અન્ય ધર્મ ગ્રહણ કરવાથી પણ તે વિવાહબંધન તૂટી શકે નહિ. ફક્ત એક રસ્તો એ છે કે જો કદિ તે વિધવા થાય તો જ તેનું પુનર્લગ્ન થઈ શકે; નહિતો નહિ."

"વિધવા થાય તો થઈ શકે, પરંતુ તે હતભાગ્ય મનહર જ્યાંસુધી જીવતો હોય ત્યાંસુધી તો થઈ શકે નહિને ?"

"ના, ન થઈ શકે. વળી તે જલદી મૃત્યુ પામે એવું એકકે લક્ષણ પણ તેનામાં જોવામાં આવતું નથી. તોપણ—"

"શું તોપણ ?"

"જો તેને કાંઈ ઉપાય કરી દુનિયામાંથી ખસેડી મૂકવામાં આવે તો થઈ શકે."

કૃષ્ણલાલ એ સાંભળીને કંપી ઉઠ્યો. વિસ્મયથી અને ભયથી લાલચોળ થએલી આંખોને વિકસાવીને તે શોભાશંકરની સામે થોડી વારસુધી જોઈ રહ્યો. પછી તે બોલ્યોઃ "તમે એ શું બોલો છો, શોભાશંકર ? ખૂનની વાત કરો છો ? કન્યાના સુખને માટે ખૂન કરવું ? આવો વિચાર તમારા મનમાં શી રીતે આવ્યો, શોભાશંકર ?"

શોભાશંકર હાસ્ય કરીને બોલ્યોઃ "તમે ગાંડા બની જશો નહિ હોં ? હું તો મશ્કરી કરૂં છું. શું હું કદિ મનહરનું ખૂન કરવાની વાત કરૂં ? તમે કેમ જાણ્યું કે અંતરથી હું એમ ઇચ્છું છું ? ખૂન તે આપણાથી કદિ પણ કરી શકાય ?"

કૃષ્ણલાલના મુખનો રંગ ઘણી વારસુધી બદલાયેલો જ રહ્યો. પછી તે બોલ્યોઃ "હાં. હું પણ એમ જ કહું છું કે, તેમ કદિ પણ કરી શકાય જ નહિ. જાઓ, આજ પછીથી મશ્કરીમાં પણ એવું વચન કદિ પણ મોઢામાંથી બહાર કાઢશો નહિ. મશ્કરીમાં પણ એ વાત બોલવામાં તથા સાંભળવામાં મોટું પાપ છે."

શોભાશંકરના મનમાં આ પાપની કશી અસર થઈ હોય કે ન થઈ હોય એ ઈશ્વર જાણે. ગમે તેમ હો, તોપણ તેણે કૃષ્ણલાલનું મન જાણી લીધું. તેણે વિચાર્યું કે આવો પ્રયત્ન કદિ કરવામાં આવે અને તેમાં કદાચ સફળતા મળે તોપણ કૃષ્ણલાલ કદિ પણ પોતાનું તથા કુંદનલાલનું મુખ જુએ નહિ. એ હવે તેના મનમાં નક્કી ઠસી ગયું.

કિન્તુ બીજા કોઇ પ્રકારે આ વિવાહબંધનમાંથી મુક્ત થઇને એમા ફરીથી લગ્ન કરવા યોગ્ય થાય, એ ચિન્તામાં હવે શોભાશંકર પડ્યો. પરંતુ એમા હજી માત્ર બાળક છે. તે ઉમ્મરલાયક થવાને હજી ઘણી વાર છે. બીજી કોઈ યુક્તિ રચવાને હજી જોઇએ તેટલો સમય છે. यत्नेन किं न साध्यति?

ત્યારપછી ૭-૮ વર્ષ સુધી કાંઇ જાણવાયોગ્ય બનાવ બન્યો નહિ. કેટલાક મહિના પછી ગુણવંતરાય વકીલનું મૃત્યુ થયું. તેથી હીરાલાલની પુત્રીની શોધ કરવા વિષે શોભાશંકર હવે નિશ્ચિન્ત બન્યો. વચ્ચે વચ્ચે બે-ત્રણ વર્ષને અંતરે તે સરકારી ગેઝેટમાં એક ખૂણે ટૂંકી જાહેર ખબર આપતો. તે જાહેર ખબર કોઈ વાંચતું કે નહિ તે પરમાત્મા જાણે. હીરાલાલની પુત્રી કે તેના પક્ષના કોઈ પણ માણસે આવીને તેના ભાગની સંપત્તિનો દાવો કર્યો જ નહિ.

વચ્ચે વચ્ચે એમાના લગ્ન સંબંધે બને મિત્રો વચ્ચે વાતચીત ચાલતી, પરંતુ એ વાતચીતનું કશું પરિણામ નીપજ્યું નહિ. યોગ્ય સમયે કુંદનલાલ વિલાયત ગયો. કૃષ્ણલાલે તેનું સઘળું ખર્ચ આપવાનું માથે લીધું. હાલમાં કુંદનલાલ કેટલાક માસ થયાં વિલાયતથી પાછો આવ્યો છે અને શોભાશંકર પોતાના ગામમાં પંડિતોની સમાજ ભરીને પ્રાયશ્ચિત્ત કરવાને બહાને પૈસા ખર્ચીને જે અનુષ્ઠાન કરી આવ્યો છે, તે વાત વાંચક વર્ગના જાણવામાં આગળ આવી ગઇ છે.

---

## પ્રકરણ ૧૫ મું.

### ગુપ્ત મંત્રણા.

કુંદનલાલને વિલાયતથી પાછા આવ્યાને પાંચ-છ મહિના થઇ ગયા છે. કૃષ્ણલાલે તેને પોતાને ઘેર જ રાખ્યો છે. આજસુધી એમાનું પુનર્લગ્ન કરવા સંબંધી શોભાશંકરની સાથે તેણે કશી વાત ઉચ્ચારી નહોતી. પરન્તુ હવે એમા ઉમ્મરે પહોંચેલી છે, એમ જાણીને કૃષ્ણલાલના મનમાં એ સંબંધી શોભાશંકરની સાથે કાંઇક વાતચીત કરવાનો વિચાર થઈ આવતાં તેને તેણે પોતાની પાસે બોલાવ્યો.

રાત્રિના નવ વાગ્યાનો સમય છે. વિજળીના દીવાથી કૃષ્ણલાલનું દીવાનખાનું ઝાકઝમાળ થઈ રહ્યું છે. દીવાનખાનાની અંદર ગોઠવેલા વિજળીના પંખા વાયુવહનને માટે અથાગ શ્રમ કરી રહ્યા છે. દીવાનખાનાના એક ભાગમાં મોટું સુંદર ટેબલ છે અને ટેબલની આસપાસ મખમલની ગાદીવાળી કેટલીક ખુરશીઓ સરખે અંતરે ગોઠવેલી છે તેમાંની બે ખુરશીઓપર તે બંને મિત્રો સામસામા બેઠેલા છે. કૃષ્ણલાલે સાહેબી ડ્રેસ ધારણ કરેલો છે અને તેના મુખમાં ચીરૂટ સળગી રહી છે. સામે ટેબલ ઉપર પણ ચિરૂટનો મોટો જથ્થો પડેલો છે. ગુજરાતી ડ્રેસ ધારણ કરેલા વિલાસી શોભાશંકરના મુખ સામે હુક્કો પડેલો છે અને તે હુક્કાની નળી શોભાશંકરના મુખમાં વિરાજી રહી છે.

પ્રથમ પરચુરણ વાતો ચાલ્યા પછી કૃષ્ણલાલ એકદમ અધીરો બનતો બોલ્યોઃ “ અરે ! શોભાશંકર ! આ વાત જ્યારે મારા મનમાં આવે છે, ત્યારે જ્વાળા ઉત્પન્ન થાય છે. મારે સંસારમાં આ એક પુત્રી સિવાય બીજું કશું સંતાન નથી. એ હતભાગી બુઢ્ઢાએ મને બહુ વિપત્તિમાં નાંખ્યો છે. એમાનું લગ્ન કરવાનો તમે કોઈ પણ રસ્તો મને બતાવશો ? ”

શોભાશંકરે કહ્યું: “ હા, હિન્દુ શાસ્ત્રમાં એક રસ્તો બતાવ્યો છે.

કૃષ્ણલાલ બોલ્યો; “ કયો તે રસ્તો ? ”

શોભાશંકરે કહ્યું:-

“ नष्टे मृते प्रव्रजिते क्लिवे च पतिते पतौ ।
पंचस्वापत्सु नारीणां पतिरन्यो विधीयते ॥

અર્થાત્:-સ્વામી નિરૂદ્દેશ થઈ ગયો હોય, મરી ગયો હોય, સંન્યાસી થઇને જતો રહ્યો હોય, ક્લીબ થઈ ગયો હોય અથવા ધર્મથી પતિત થયો હોય-એ પાંચમાંથી કોઇ પણ પ્રકારે સ્વામીનો ત્યાગ થયો હોય તો સ્ત્રીએ બીજો પતિ ગ્રહણ કરવામાં બાધ નથી.”

કૃષ્ણલાલ—વાહ ! ત્યારે તો તમારૂં હિન્દુ શાસ્ત્ર બહુ ઉદાર છેને શું ! તો પછી એ નિયમ પ્રમાણે લોકો કેમ ચાલતા નહિ હોય ?

શોભાશંકર—એ રિવાજ હાલમાં અપ્રચલિત થઈ ગયો છે, તેથી કોઈ તેને માનતું નથી. તોપણ એકાદ દંડી-મુંડી સ્વામીને પૈસા આપીને લગ્ન કરવામાં આવે તો કામ થાય એમ મને લાગે છે.

કૃષ્ણલાલ—કેવી રીતે ?

શોભાશંકર—હાલના જમાનામાં અનેક સાધુઓ પોતપોતાના મતો પ્રમાણે જુદા જુદા ધર્મો ફેલાવે છે, અને તે ધર્મ પ્રમાણે લોકો ચાલે છે.

કૃષ્ણલાલ—પછી ?

"અરે, કોઈ છે કે ? બે પ્યાલા ચા અને એક કળી તંબાકુની લાવ." શોભાશંકરે ચાકરને હુકમ કર્યો.

"ચાની જરૂર નથી, વ્હીસ્કી અને સોડાનો હુકમ કરો." કૃષ્ણલાલ બોલ્યો.

શોભાશંકરે એક ચાકરને બૂમ મારીને કહ્યું: "અરે, ચા રહેવા દે, વ્હીસ્કી અને સોડા લાવ."

ચાકર બે ગ્લાસ સોડા-વ્હીસ્કી આપીને ચાલ્યો ગયો. બંને જણાએ તેનું પાન કર્યું. કૃષ્ણલાલે એક નવી ચીરૂટ સળગાવી. શોભાશંકર હુક્કામાં નવી તંબાકુ નંખાવી ગડગડ અવાજ કરવા લાગ્યો.

"હં, ત્યારપછી શું ? બોલો." કૃષ્ણલાલે પ્રશ્ન કર્યો.

શોભાશંકરે વાતનો પુનઃ આરંભ કર્યો: "આપણને જો કોઈ એવો સ્વામી મળી આવે, કે જે 'नष्टे मृते..........' ના શ્લોકનો ઉપદેશ કરતો હોય, તો આપણે તેના શિષ્ય બની જઈએ અને ત્યારપછી તેના ઉપદેશ મુજબ એમાનું અગાઉ થઈ ગએલું લગ્ન રદ કરી નવું લગ્ન કરીએ."

કૃષ્ણલાલ—"હં, કિન્તુ એમાને માટે 'नष्टे मृते...' ના શ્લોકમાં જણાવેલા પાંચ પ્રકારમાંથી કયો પ્રકાર લાગુ પાડશો ?"

શોભાશંકર—"એમાનો પતિ મનહરલાલ યજમાનવૃત્તિ છોડીને ખેતીનો ધંધો કરે છે, તેથી તે ધર્મથી પતિત થયો છે, એમ જાહેર કરીશું. ગામના બ્રાહ્મણો-પંડિતો વગેરે સૌ મારા હાથમાં છે, તેથી તેને અનાયાસે પતિત ઠરાવી શકાશે."

કૃષ્ણલાલ—"હા, એ વાત ખરી, પરન્તુ—"

શોભાશંકર—"પરન્તુ શું ?"

કૃષ્ણલાલ—"પરન્તુ એવી રીતે એમાના કરેલાં પુનર્લગ્નને સમાજ માન્ય કરશે નહિ, તેનું કેમ ?"

શોભાશંકર—"એટલા માટે તો એક સ્વામીની શોધ કરવાની જરૂર છે. જો એવો કોઈ ઉપદેશક સ્વામી મળી આવે અને લોકોમાં ઉપદેશ કર્યા કરે, તો અનેક માણસો તેના શિષ્યો બની જઈને એક નવી સમાજ તૈયાર થઈ જાય."

કૃષ્ણલાલ—"જે માણસો એ સમાજમાં ન ભળ્યા હોય, તે એમાની નિંદા કરે, તેનું કેમ ?"

શોભાશંકર—"સમાજની બહારના માણસો સાથે આપણે કશો વ્યવહાર જ કરવો નહિ."

કૃષ્ણલાલ—"પરન્તુ એ સમાજની અંદર એમા પોતાનું લગ્ન કરવાનું નાપસંદ કરશે તો ?"

શોભાશંકર મંદ હાસ્ય કરીને બોલ્યોઃ “ જે મનુષ્ય પ્રેમને વશ થાય છે, તે આગળ પાછળ કશું જોતું નથી. તે પ્રેમમાં અંધ જ બની જાય છે. એ નિયમ મુજબ એમાને લાયક કોઇ સારા યુવકને પસંદ કરીને નિરંતર તેની પાસે ને પાસે રાખવો. એમ કરવાથી થોડા જ સમયની અંદર તેઓ બંનેની વચ્ચે પ્રેમની ગાંઠ બંધાઈ જશે.”

કૃષ્ણલાલ બોલ્યોઃ “ શોભાશંકર ! મારા મનમાં એક વાત એવી ઉગી છે, કે જે સાંભળીને તમે શું કહેશો, તે હું જાણતો નથી.”

“ કઈ વાત ? કહો તો ખરા ! ”

કૃષ્ણલાલે કહ્યું: “ તમે જાણતા હશો કે એમાને માટે વર પસંદ કરવામાં કુંદનલાલ સિવાય હું બીજા કોઇને પસંદ કરીશ નહિ. કુંદનલાલ અને એમા એ બેની વચ્ચે જો પ્રેમ બંધાય તો હું ઘણો ખુશ થાઉં. કુંદનલાલ જેવો છોકરો અને એમા જેવી છોકરી એ બેના જેવું જોડું ભાગ્યે જ બીજું હોઈ શકે.”

“ શું તમે ખરેખર કુંદનલાલને જ પસંદ કર્યો ? ”

“ હા, કુંદનલાલ જેવો છોકરો બીજો ક્યાંથી મળે ? ભણેલો ગણેલો અને સાહેબી ફેશનનો કુંદનલાલ કેવો ડાહ્યો અને સુંદર છે ? કેવી સફાઇથી તે તમારા હાથમાં વ્હીસ્કીનો ગ્લાસ આપે છે ? ”

શોભાશંકર પ્રસન્ન વદને બોલ્યોઃ “હા, તમારૂં કહેવું ખરૂં છે. કુંદનલાલ સંપૂર્ણ રીતે કેળવાએલો છે, પરંતુ એવી સમાજ કાઢવા માટે કોઈ સ્વામીને ક્યાંથી શોધી લાવશો ? વળી એમા એક પતિ હોવા છતાં શું ફરીથી લગ્ન કરવાની સંમતિ આપશે ? અને શું તે કુંદનલાલને ચાહશે ? ”

“ એક નહિ પણ બે સ્વામીને હું શોધી કહાડીશ, અને એમાને નિરંતર કુંદનલાલની સાથે જ રાખવાનો પ્રબંધ કરીશ. આમ કરવાથી કુંદનલાલ ધીમે ધીમે એમાનું મન મેળવી લેશે.”

“ બસ, ત્યારે એ પ્રમાણે જ કરો.”

આટલી વાતચીત કરી શોભાશંકર પોતાને ઘેર ગયો.

---

## પ્રકરણ ૧૬ મું.

### સર્વદમન.

આ બનાવ બન્યા અગાઉ એક માસ પહેલાં માણેકલાલ તેના સાહેબને મારીને પલાયન કરી ગયો હતો. શહેરોમાં રહેવાથી ખર્ચ બહુ લાગે, અથવા પકડાઈ જવાનો સંભવ પણ વધારે રહે, તેથી નર્મદેશ્વરમાં બે–ચાર

દિવસ રહી તેણે બાવાનો વેશ ધારણ કર્યો. આખે શરીરે ભસ્મ લગાવી, કપાળમાં સિંદુરનું તિલક કરી હાથમાં એક ચીપિયો લીધો અને બીજા હાથમાં એક મોટી લાકડી લીધી, તથા સાથે એક પાણીદાર છરી પણ ભેટમાં સંતાડી લીધી. એ પ્રમાણે બાવાનો વેશ ધારણ કરી 'જય સીતારામ' બોલીને પહાડો તથા જંગલોની દિશા તરફ તે ચાલી નીકળ્યો. માણેકલાલ અત્યંત સાહસિક, ચતુર અને પ્રતિભાશાલી પુરુષ હતો. હિન્દી ભાષા તે સારી રીતે બોલી શકતો હતો. કબીર, તુલસીદાસ વગેરે સાધુ પુરુષોનાં બનાવેલાં અનેક કાવ્યો, કવિતો, સાખીઓ, દોહા વગેરે તેને કંઠસ્થ હતા; શ્રમ અને દુઃખથી, તે કદી પણ કાયર થતો નહિ. કોઈ પણ કાર્ય કરવામાં તે કશો ભય રાખતો નહિ. તેની વાચાળતાથી તે જ્યાં જતો ત્યાં સઘળા લોકો તેના પ્રત્યે બહુ સારી રીતે ભક્તિશ્રદ્ધા ધરાવતા હતા અને તેને ઘેરીને બેસતા હતા. માણેકલાલ તે એકઠાં થએલાં માણસોને સંસાર-વૈરાગ્યનો ઉપદેશ આપતો હતો અને વચ્ચે વચ્ચે તુલસીદાસની સાખીઓ, કબીરનાં પદ વગેરે લલકારતો હતો. માણેકલાલના ઉપદેશથી લોકોનાં મન રંજિત થઇ જતાં હતાં અને તેથી કોઇ દૂધ, કોઈ સાકર, કોઇ લોટ, કોઈ દાળ, કોઈ ખીચડી વગેરે લાવી તેની આગળ મૂકતાં હતાં. માણેકલાલ તે પદાર્થોની રસોઈ બનાવી જમતો અને સુખેથી દિવસો નિર્ગમન કરતો હતો. અવકાશના સમયે હાસ્યવિનોદની વાતો કરતો, રમત કરતો અને લાકડી ખેલીને તથા પત્થરા ફેંકી ઉછાળીને લોકોને પોતાની શારીરિક શક્તિનો પરિચય કરાવતો હતો. સરલ આનંદમય પ્રકૃતિના રાજ્યમાં, સરલ આનંદમય પ્રકૃતિનાં બાળકોમાં અને સરલ આનંદમય મનોવૃત્તિમાં માણેકલાલના દિવસો સારી રીતે પસાર થતા હતા.

*એક દિવસ બપોરે વસતીથી ઘણે દૂર ખાખરાનાં વૃક્ષોથી શોભિત* કોઇ એક પહાડની પાસે ખાખરાના ઝાડની છાયા નીચે પોતાની વિશાળ કાયા ઢાળીને માણેકલાલ વિશ્રાન્તિ લેતો હતો. નજીકમાં થોડે છેટે એક વૃક્ષ નીચે એક મોટા શિલાખંડ ઉપર પ્રૌઢ વયનો એક ચિંતાનિમગ્ન સંન્યાસી બેઠો હતો. આસપાસ દૃષ્ટિ ફેરવતાં માણેકલાલની નજર તે સંન્યાસી ઉપર પડી. માણેકલાલે વિચાર કર્યો કે હું અહીં એકલો સૂતો છું, તે કરતાં એ સંન્યાસીની પાસે જઇને વાતચીત કરૂં તો શું ખોટું છે ? એ પ્રમાણે વિચાર કરીને માણેકલાલ ઉઠી ઊભો થયો, કિન્તુ ઊભો થઇને તે જુએ છે તો સંન્યાસીની પાછળ ખાખરાના વનની અંદર એક મોટો વિકરાળ વાઘ સંન્યાસીની સામે તાકીને તેના પર તરાપ મારવાની તૈયારી કરી રહ્યો હતો. માણેકલાલે એક નિમિષ માત્રની અંદર ભેટમાંથી છરી બહાર કાઢી. "ગુરુજી !

ખસી જાઓ, ખસી જાઓ, વાઘ તમારાપર તરાપ મારવા તૈયાર થયો છે!" એ પ્રમાણે ચિતકાર કરતો કરતો **માણેકલાલ** દોડી આવી સંન્યાસીને ધક્કો મારી દૂર ફેંકી દઇને છરી હાથમાં પકડીને દૃઢતાથી વાઘની સામે ઊભો રહ્યો! વાઘ પણ પોતાના શિકારમાં અડચણ કરવાથી અત્યંત ગુસ્સે થઇને ઘુઘવાટ કરતો **માણેકલાલ** ઉપર કૂદી પડ્યો. **માણેકલાલે** ચતુરાઇથી હાથમાં પકડી રાખેલી છરી વાઘની છાતીમાં ઘોંચી દીધી. વાઘના ભારથી **માણેકલાલ** ભોંયપર પડી ગયો અને વાઘ પણ ભયંકર ચીસ નાંખી તેના પર પડ્યો. થોડી વાર પછી મરી ગએલા વાઘને ઠેલીને **માણેકલાલ** લોહીવાળા દેહે ઉઠી ઊભો થયો. ભયભીત અને સ્તંભિત બની ગએલો પ્રૌઢ સંન્યાસી ઊભો થઇને **માણેકલાલના** સન્મુખ આવીને ઊભો રહ્યો.

સંન્યાસીએ કહ્યું:—"તું કોણ છે ભાઈ? તારૂં સાહસ, તારૂં પરાક્રમ અને તારૂં તેજ અદ્‌ભુત છે. આજે તેં તારા પોતાના જીવનને વિપત્તિમાં નાખીને મને જીવિતદાન આપ્યું છે."

**માણેકલાલે** ઉત્તર આપ્યો: "મારા જીવન ઉપર તમે શી વિપત્તિ જોઈ ગુરૂજી? વિપત્તિ તો વાઘને ગઈ. સાલાનું મોત પાસે આવવાથી બુદ્ધિ બગડી હતી. જો એમ ન હોય તો તે સંન્યાસી ઉપર તરાપ મારવાનો વિચાર શામાટે કરે? તમારૂં આયુષ્ય છે અને ધર્મનું બળ પણ જબરૂં છે, નહિતો વાઘને કદિ આવી કુબુદ્ધિ સૂઝે?"

સંન્યાસી સ્થિર અને તીક્ષ્ણ દૃષ્ટિથી **માણેકલાલના** મુખ સામે તાકી રહીને તેની વાત સાંભળતો હતો. તેણે પૂછ્યું: "તારૂં નામ શું બેટા? ઘર ક્યાં આવ્યું? આટલી નાની ઉમ્મરમાં સંન્યાસી કેમ થયો છે?"

"સંન્યાસી થયો છું એમ નહિ પણ હું પહેલેથી સંન્યાસી જ છું. સંન્યાસી ન થઉં, તો બીજું શું થઉં? જુવાન વયમાં શું કોઈ સંન્યાસી નહિ થતા હોય? તમે બુઢ્ઢા થઈ ગયા છો એટલે શું બધા સંન્યાસીઓએ એકદમ તમારી માફક બુઢ્ઢા થઇને બેસવું?"

સંન્યાસી **માણેકલાલની** તરફ જોઈ રહીને ધીમે ધીમે બોલ્યો: "તારી માફક સરલ આનંદી સ્વભાવનો તથા સુંદર, સુગઠિત, બળવાન અને સાહસિક જુવાન સંન્યાસી ભાગ્યે જ જોવામાં આવે."

**માણેકલાલે** પ્રત્યુત્તર આપ્યો: "ગુરૂજી! સંન્યાસીઓ જો સાહસિક અને બળવાન ન હોય તો તેઓ પહાડો અને જંગલોમાં વ્યાઘ્રવરુની વચ્ચે શી રીતે રહી શકે? વળી આપે જુવાનની વાત કહી, તો તેના પ્રત્યુત્તરમાં જણાવવાનું કે જુવાની તો સઘળાં મનુષ્યોને એક વાર આવે જ છે, તેનો સમય પૂરો થતાં તે ચાલી પણ જાય છે, તેથી સંન્યાસી થવામાં તે કશો

વાત કરતી નથી. ત્યારપછી સુંદર રૂપની વાતમાં જણાવવાનું કે હું એવો કાંઈ સ્વરૂપવાન નથી. અને વળી કદાપિ સ્વરૂપવાન હોઉં તોપણ શું? પુરાતન કાળમાં ઋષિ-મુનિયો તપશ્ચર્યા કરતા હતા, તેઓ શું વાંદરમુખા હતા? તેઓમાંના કેટલાક બહુ સ્વરૂપવાન હતા છતાં ઉગ્ર તપ કરતા હતા, તો હું તો તેઓના પ્રમાણમાં કશું કરી શકતો નથી."

સંન્યાસી મંદહાસ્ય કરીને બોલ્યોઃ "તું જે બોલે છો, તે સત્ય છે. તને પણ હું એક સારા ઋષિ મુનિની માફક જ માનું છું. તેં કોઈ ગુરૂની પાસેથી દીક્ષા લીધી છે?"

"ના; હજી કોઈ ગુરૂ મને મળ્યા નથી. આપ જ મને પ્રથમ મળ્યા છો. શું તમે મારા ગુરૂ નહિ થાઓ? આવા મારા જેવા વાઘમાર ચેલા આપને કેટલા મળી શકશે?"

સંન્યાસીએ કહ્યુંઃ "ઓહો! વાહ! તારા જેવા શિષ્ય મળે તો હું ઘણી ખુશીથી સ્વીકાર કરૂં."

"મારે કદાપિ ઘેર જવાની જરૂર પડે, એટલા માટે, હું સંન્યાસીની દીક્ષા લીધા વિના આપનો ચેલો થાઉં તો તો આપ મને ગ્રહણ કરશો?"

"હા, ઘણી ખુશીથી હાલમાં તું શિષ્યની માફક મારી સાથે રહે અને એ સમય દરમિયાન જો તારી મરજી હશે તો તારી પરીક્ષા કરીને જો તું મને સંન્યાસધર્મને યોગ્ય જણાઇશ તો હું તને સંન્યાસીની દીક્ષા આપીશ."

માણેકલાલ બોલ્યોઃ "બહુ સારૂં અને એ સમય દરમિયાન જો કદિ મારે ઘેર જવાની મને ઇચ્છા થાય, તો જવામાં કશો વાંધો નહિ ને? એમ કરવામાં કશો અધર્મ ગણાય નહિ કે?"

સંન્યાસીએ પ્રત્યુત્તર આપ્યોઃ "ના, કશો વાંધો નહિ. કશો અધર્મ પણ ગણાય નહિ."

"બહુ સારૂં, ત્યારે હું આ ક્ષણે જ આપનો ચેલો થાઉં છું." એમ કહીને માણેકલાલે સંન્યાસીને પ્રણામ કરીને તેના ચરણની રજ મસ્તકે ચડાવી.

સંન્યાસીએ પ્રશ્ન કર્યોઃ "તેં કોઈ સ્ત્રી સાથે લગ્ન કર્યું છે?"

"ના, ગુરૂજી! મેં હજી કોઈ પણ સ્ત્રી સાથે લગ્ન કર્યું નથી."

"ત્યારે સંસારમાં તારે કોણ કોણ છે?"

"સંસારમાં મારે ફક્ત એક મા જ છે, તે સિવાય બીજું કોઈ નથી."

"વારૂ, સંન્યાસી થવામાં તેં તેમની અનુમતિ લીધી છે?"

"ના, ગુરૂજી. એ કદિ અનુમતિ આપે ખરાં? હું તો ન્હાસી આવ્યો છું, મહારાજ."

"કેમ, શામાટે ન્હાસી આવ્યો છે ?"

"આપના તે પ્રશ્નનો પ્રત્યુત્તર હું હાલમાં નહિ આપી શકું, ગુરુજી."

"વારૂ, તારૂં નામ શું ? તારૂં ઘર ક્યાં આવ્યું ?"

"તે પણ હમણાં નહિ કહું. જો હું દીક્ષા લઇશ, તો તે સમયે સઘળો પરિચય આપવો પડશે તો આપીશ. તે પહેલાં હું કશું કહેવાને ઇચ્છતો નથી. હું કોઇ દુષ્ટ માણસ નથી, તેમ અવિશ્વાસુ પણ નથી. મારા વિષે આપને કશો ભય રાખવાની જરૂર નથી."

"ત્યારે તને હું શું કહીને બોલાવું ?"

"આપની મરજીમાં આવે તે એકાદ મારૂં નામ રાખી લ્યો."

"બહુ સારૂં ત્યારે; હવેથી હું તને **સર્વદમન** કહીને બોલાવીશ."

"જેવી આપની આજ્ઞા." એમ કહીને **માણેકલાલે** ફરીથી સંન્યાસીને પ્રણામ કરીને તેના ચરણની રજ મસ્તકે ચડાવી.

**સંન્યાસીએ** કહ્યું: "ત્યારે ચાલ બેટા ! મારી સાથે ચાલ. અહીં પાસે જ મારી પર્ણકુટી છે."

**માણેકલાલે** પ્રશ્ન કર્યો: "મારી છરી વાઘના શરીરમાં છે, તે અને આ લાકડી સાથે લઉં કે નહિ ?"

"હા, સાથેજ લે. અહીં કશું રાખવાની જરૂર નથી."

**માણેકલાલ** લાકડી, છરી અને ચિપિયો લઇને સંન્યાસીની સાથે ગયો.

પર્ણકુટીમાં જઇને **માણેકલાલે** જોયું કે સંન્યાસીને એક બીજો શિષ્ય છે. તે પણ દૃઢ, બળવાન અને કદાવર છે. તેનું નામ **સુંદર** છે. દેખાવમાં જો કે નામ પ્રમાણે તે બહુ સુંદર નથી, તોપણ તદ્દન કુરૂપ પણ નથી; પરંતુ મુખ અને આંખોનો ભાવ જોઇને **માણેકલાલને** તેની પ્રત્યે સ્નેહ ઉત્પન્ન થયો નહિ. તે મનમાં વિચાર કરવા લાગ્યો કે આ સારો માણસ હોય એમ જણાતું નથી. તે સંન્યાસીનો શિષ્ય શામાટે થયો હશે ? હું ધારૂં છું કે તે કાંઇ મતલબને માટે અહીં આવ્યો છે. હરકત નહિ, હું પણ ક્યાં કાચો છું ? જોડી સારી મળી છે. સંન્યાસીના શિષ્યના ભાગ્ય મંદ નથી.

**માણેકલાલનો** નવો ગુરૂ સંન્યાસી **વ્રજગિરિના** નામથી ઓળખાતો હતો. **વ્રજગિરિ** વધારે વખત કોઇ પણ સ્થળે વાસ કરીને રહેતો નહિ. તે હજી થોડાક દિવસ પહેલાં જ આ સ્થળે આવ્યો છે. બે-ત્રણ દિવસમાં તો અહીંથી પણ તેણે બન્ને શિષ્યોની સાથે પ્રયાગ તરફ યાત્રા કરી.

## પ્રકરણ ૧૭ મું.

### શત્રુનો મેળાપ.

એક દિવસ એકાએક યમુનાને કિનારે વ્રજગિરિને એક ક્ષીણ દેહવાળા, માથે મુંડન કરાવેલા, ક્રોધથી લાલચોળ થએલા નેત્રવાળા અને શરીરે કૌપીન ધારણ કરેલા એક વૈરાગીનો ભેટો થયો.

તેને જોઇને વ્રજગિરિએ કહ્યું: "સાવધાન ગૌરદાસ! જો જીવવાની આશા કરતો હોય તો મારા સંગનો ત્યાગ કરી દે. હું જ્યાં જ્યાં જઉં છું, ત્યાં દરેક સ્થળે તું મારી પાછળ પાછળ આવ્યો છે. આજ હું તને જવા દઉં છું, પરંતુ હવે ફરીથી જો કદિ હું તને મારી પાછળ ફરતો જોઇશ, તો આ છુરીથી તારૂં હૃદય વીંધી નાંખીશ, એ તું નક્કી સમજજે." એમ બોલીને વ્રજગિરિએ વસ્ત્રમાંથી એક તીક્ષ્ણ ધારવાળી છુરી બહાર કાટી.

"હા! હા! હા!" ઉન્મત્તની માફક વિકટ હાસ્ય કરીને ગૌરદાસે પણ પોતાની ઝોળીમાંથી એક છુરી બહાર કાઢીને કહ્યું: "હા! હા! હા! વ્રજગિરિ! હવે હુ તારી છુરીથી ડરવાનો નથી. તું મને પ્રાણનો ભય દેખાડે છે, પણ મારો પ્રાણ જેને મારે છે, તેને તુ હરી ગયો છે. એ મારે માથે જે ઋણ છે તે ઋણ જ્યાંસુધી હું વાળી શકીશ નહિ, ત્યાંસુધી શનિની માફક હુ તારી શોધમાં ફર્યા જ કરીશ એ તું પણ નક્કી સમજજે."

દાંત સાથે દાંત પીસીને વ્રજગિરિએ ઉત્તર આપ્યો: "આ છુરીથી શું તારૂં ઋણ વળશે?"

ગૌરદાસે કહ્યું: "હુ જાણું છું વ્રજગિરિ! તું પ્રથમ એક વખત આ છુરીવડે મારૂં હૃદય વીંધી નાંખવાને તૈયાર થયો હતો, પરંતુ વિધાતાએ તને સુયોગ આપ્યો નહિ. મને તેમ કરવાનો અનેક વખત સુયોગ પ્રાપ્ત થયો હતો, પરંતુ મેં તેમ કર્યું નથી, કારણકે લોકોની આંખ આગળ તું મરેલો જ છે, તને મારી નાંખવાથી તારૂં દુઃખ શાંત પામે, તારૂં કલંક નાશ પામે અને તારા અપમાનની વિસ્મૃતિ થઇ જાય, એમ થવા દેવાને હુ ઇચ્છતો નથી. જો તુ તારા દોષોની મારી પાસે માફી માંગી લે, તો હુ તને છોડી દઉં, પરન્તુ જ્યાંસુધી તું મારી નહિ માગે ત્યાંસુધી હું તારી પાછળ ને પાછળ ફર્યા જ કરીશ અને તારા સઘળા સુખમાં હળાહળ વિષ મેળવીશ. એ દિવસ પણ હું તને શાન્તિથી કોઇ પણ સ્થળે બેસવા દઇશ નહિ એ તું ધ્યાનમાં રાખજે."

એટલું કહીને તે આગંતુક વૈરાગી ઉતાવળે પગલે ત્યાંથી પ્રસ્થાન કરી ગયો.

એવામાં એકાએક પાછળથી કોઇનાં પગલાંનો અવાજ સંભળાયો. વ્રજગિરિએ પાછળ જોયું તો **સર્વદમન**ને આવતો હતો. તેણે બૂમ મારી: "**સર્વદમન!**"

**માણેકલાલ** એકદમ ઉતાવળે પગલે પાસે આવીને બોલ્યો: "ગુરૂજી, શી આજ્ઞા છે? એ વૈરાગી કોણ હતો?"

"તેનું બોલવું તેં કશું સાંભળ્યું છે?"

"ના, ગુરૂજી. એનું સઘળું બોલવું તો હું સાંભળી શક્યો નથી, તોપણ તે આપનું અપમાન કરી ચાલ્યો ગયો એમ મારા જાણવામાં આવ્યું."

"**સર્વદમન!**" સંન્યાસીએ કહ્યું.

"શી આજ્ઞા છે ગુરૂજી? ફરમાવો." **માણેકલાલે** પ્રત્યુત્તર આપ્યો.

"તેને તું હાલ ને હાલ પકડી શકીશ?"

ક્રોધથી અત્યારે **વ્રજગિરિનાં** બન્ને નેત્રો લાલચોળ થઇ ગયાં હતાં, ભવાં ચડી ગયાં હતાં અને આખી દેહયષ્ટિકા કંપાયમાન થઇ રહી હતી. તેના ધ્રૂજતા હાથમાં દૃઢ મૂઠીથી પકડી રાખેલી છરી પણ કંપતી હતી.

**માણેકલાલે** ઉત્તર આપ્યો: "હા ગુરૂજી! આજ્ઞા હોય તો હમણાં જ તેને પકડી લાવીને આપના ચરણ આગળ હાજર કરૂં."

**વ્રજગિરિ માણેકલાલને** ખભે હાથ મૂકીને બોલ્યો: "સાંભળ **સર્વદમન!** તને હું ઘણા સ્નેહથી ચાહું છું, તને સૌથી મોટા શિષ્યની પદ્વી આપવાનો મારો વિચાર છે. મારા તાબામાં મૂલ્યવાન રત્નો વગેરે જે સઘળું દ્રવ્ય છે, તે બધું તને સોંપી દેવાની મારી ઇચ્છા છે."

"જેવી પ્રભુની કૃપા." **માણેકલાલે** વિનયથી કહ્યું.

"તને યાદ હશે કે પ્રથમ જ્યારે આપણો મેળાપ થયો, ત્યારે મેં તને કહ્યું હતું કે યોગ્ય પરીક્ષા લઇ લીધા પછી મારૂં મન સંતોષ પામશે, તો હું તને દીક્ષા આપીશ." **વ્રજગિરિએ** જણાવ્યું.

"હા, ગુરૂજી! તે મને યાદ છે."

"આજે એ પરીક્ષાનો યોગ્ય અવસર ઉપસ્થિત થયો છે. તે પરીક્ષામાં જો તું મને સંતુષ્ટ કરીશ, તો હું તને મારો પ્રધાન શિષ્ય બનાવીશ."

"કઇ પરીક્ષા ગુરૂજી?"

"તું પ્રશ્ન ન કર. ગુરૂની આજ્ઞા થતાં જ જે શિષ્ય ગુરૂની જે કાંઇ વાસના હોય, તે પૂર્ણ કરે, તે જ ખરો શિષ્ય ગણાય છે. એ સિવાય બીજી કશી પરીક્ષા નથી. કેમ હિંમત છે **સર્વદમન**?"

**માણેકલાલે** પ્રત્યુત્તર આપ્યો: "મારા સાહસનો પરિચય તો મેં આપને **પ્રથમ** જ કરાવ્યો છે. હવે ફક્ત આજ્ઞાની જરૂર છે. આપે મારૂં

સર્વદમન નામ રાખ્યું છે, તે કદિ મિથ્યા થનાર નથી."

"બહુ સારૂં, ત્યારે લે આ છરી. આ છરી લઇને તું હાલ તુરત ને તુર્ત એ વૈરાગીની પાછળ ને પાછળ જા; તે તારી દૃષ્ટિ બહાર ન જાય તે ખાસ ધ્યાનમાં રાખજે અને ત્યારપછી—"

"ત્યાર પછી શું ગુરૂજી?"

"ત્યાર પછી—જો સર્વદમન! તું તારા નામને કલંક લગાડતો નહિ. ગુરૂની આજ્ઞા પાળવામાં શિષ્યે પાછી પાની કરવી જોઇએ નહિ. મારો તારા પર અથાગ પ્રેમ છે, તે પ્રેમની અવમાન્યતા કરીશ નહિ."

માણેકલાલ બોલ્યોઃ "ત્યારપછી મારે શું કરવું ગુરૂજી?—આજ્ઞા કરોની'?

વ્રજગિરિએ કહ્યુંઃ "પછી યોગ્ય વખત આવે ત્યારે—રાત્રિએ આ છરી એ વૈરાગીના હૃદયમાં ઘોચી દઇ એ લોહી લોહાણ થએલી છરી આવીને તુ મારા હાથમાં પાછી આપ. તેના તે ઉત્તમ લોહીનો ચાંદલો તારા કપાળમાં કરીને, હું તને મારા પ્રધાન શિષ્યની પદવીએ બેસાડીશ. જા, હવે કશું બોલીશ નહિ. હું જોઉં છું કે તું મારો યોગ્ય શિષ્ય છે કે નહિ? તારૂં સર્વદમન નામ યોગ્ય છે કે અયોગ્ય છે?"

સ્તબ્ધિત બની ગએલા માણેકલાલ ઉપર અગ્નિમય વિજળીના જેવી બીષણુ, તીવ્ર અને તીક્ષ્ણ દૃષ્ટિ ફેંકીને સન્યાસી એકદમ ઉતાવળે પગલે ત્યાંથી ચાલ્યો ગયો.

પત્થરની મૂર્તિની માફક માણેકલાલ નિશ્ચલ અને નિસ્પંદ દેહે તે રાક્ષસ સંન્યાસીની પાછળ જોઈ રહ્યો. એક ક્ષણ વારમાં સંન્યાસી અદૃશ્ય થઇ ગયો.

થોડી વાર પછી માણેકલાલને ભાન આવ્યું. તે મનમાં વિચાર કરવા લાગ્યોઃ "અરે! આ શું? આ શો બનાવ? શું હું આ રાક્ષસ સંન્યાસીના હાથમાં આવી પડ્યો છું? બીજા સંન્યાસીને જોતાં જ બન્ને પરસ્પર છરી લઇને સામા થઇ ગયા અને પેલો સંન્યાસી જતો રહ્યો તોપણ આ વ્રજગિરિનો ક્રોધ શાન્ત થયો નહિ. વળી તે ઉપરાંત આ છરી તેના હૃદયમાં ઘોચીને તેનું રક્ત લાવી આપવાનું મને તેણે કહ્યું, તે ઉપરથી જણાય છે કે આ ગરબડ કાંઈ એક દિવસની નથી પરંતુ ઘણા દિવસની છે. આની અંદર અનેક રહસ્યો છુપાઈ રહેલાં હોવાં જોઈએ. ઠીક છે, હવે એક વાર પેલા ન્હાસી ગએલા સંન્યાસીની શોધ કરીને તેને હાથ કરૂં. તેને હાથ કરવાથી હકીકત શી છે તે જાણવામાં આવશે. વ્રજગિરિ એક મહા ભયંકર સંન્યાસી છે, તેની પાસે હવે મારે રહેવું નહિ. પેલા નવા

સંન્યાસી કેવા છે તે જાણવામાં નથી. હવે શોધ કરીને અને તેની સંગાથે થોડા દિવસ રહીને પણ હકીકત શી છે, તે સઘળું જાણી લેવું જોઇએ. આ વ્રજગિરિ તો લુચ્ચો છે. ખરી હકીકત જાણવામાં આવે તો તેને પાછો પકડીને હાથ પણ કરવો. ”

## પ્રકરણ ૧૮ મું.

### અમીરખાં કાબુલી.

રાત્રિનો પહેલો પ્રહર વીતી ગયો છે અને બીજા પ્રહરનું સામ્રાજ્ય ચાલી રહ્યું છે. સર્વત્ર ઘોરતમ અંધકાર વ્યાપી રહ્યો છે. એવા સમયમાં અલ્હાબાદ શહેરના પાધરમાં એક જીર્ણ અવસ્થા ભોગવતી પર્ણકુટિમાં ઝાંખા દીવાના ક્ષીણ અજવાળામાં બેસીને અને પર્ણકુટીનું દ્વાર બંધ કરીને કોઇ બે વ્યક્તિઓ વાર્તાલાપ કરે છે. આ બે વ્યક્તિમાં એક જુવાન અને બીજી પ્રૌઢ છે. પ્રૌઢનું શરીર જો કે જીર્ણ થઈ ગએલું જણાય છે તોપણ તેનું વય ૪૦ વર્ષ ઉપર થએલું નથી. કેટલીક ચિન્તાઓને લીધે જો કે તેની બંને આંખો ઉંડી ઉતરી ગએલી જણાય છે, તોપણ તેમાં એક નવીન પ્રકારનું તેજ ઝળકી રહેલું દૃષ્ટિગોચર થાય છે. પ્રૌઢને સંબોધીને જુવાન બોલ્યોઃ “બાવાજી, કૃપા કરીને તમારો મને વિશેષ પરિચય આપો. ”

પ્રૌઢે ઉત્તર આપ્યોઃ “એથી વિશેષ પરિચય હું અત્યારે તને આપી શકીશ નહિ. ભગવાન જો કદિ અનુકૂળ સમય આપશે તો મારો સંપૂર્ણ પરિચય હું તને કરાવીશ, નહિતો આટલો જ બસ છે.”

જુવાને કહ્યુંઃ “બાવાજી! તમારો પરિચય આપો અગર ન આપો, તોપણ એટલું તો હું તમને કહું છું કે તમારે બહુ જ સંભાળથી રહેવાની જરૂર છે. વ્રજગિરિ બહુ સારો માણસ નથી: ”

વાચકને કહેવાની જરૂર નથી કે વાર્તાલાપ કરનારી આ બે વ્યક્તિઓ બીજી કોઈ નહિ પણ આપણા પૂર્વ પરિચિત માણેકલાલ તથા ગૌરદાસજ છે.

ગૌરદાસ એક દીર્ઘ નિઃશ્વાસ છોડીને બોલ્યોઃ મને મારા પ્રાણનો બિલકુલ ભય છેજ નહિ. ફક્ત એક વૈરનો બદલો વાળવા માટે જ મારે આ દેહ ટકાવી રાખવાની જરૂર છે—બીજી કશી જરૂર નથી. ”

“હા, મારૂં પણ એ જ કહેવું છે કે જો પ્રાણ બચાવશો, તો તમે તમારા વૈરનો બદલો વાળી શકશો. નહિતો જો મરી ગયા પછી ભૂત થઈને તેની પાછળ પાછળ ફરવું હોય તો જૂદી વાત છે. તે વ્રજગિરિ

તમારા પર એટલો બધો ક્રોધાયમાન થયો છે કે તેણે આ છરી મને આપીને તમારો પ્રાણ લેવાની મને આજ્ઞા કરી છે, પણ હું કાંઈ કાચો નથી કે કશી ખરી હકીકત જાણ્યા વિના કોઇનું ખૂન કરી નાંખું ! તેણે મને એક દિવસની અંદર ચેલો કરવાની હા કહી તેનું કારણ હવે મારા સમજવામાં આવ્યું. તમારૂં ખૂન કરવાનું કામ મને સોંપવાનું હોવાથી તેણે મને ચેલો બનાવવાની હા કહી હતી, એમ હવે મને ખાત્રી થઈ. પણ બાવાજી ! સાવચેત રહેજો. મે તમારૂં ખૂન કરવાની તેની આજ્ઞા પાળી નથી, પરંતુ હજી તેને સુંદર નામે એક બીજો ચેલો છે, તેને સમજાવીને તમારૂં કાંસળ કઢાવવાનો તે નક્કી પ્રયત્ન કરશે એવો મને ભય રહે છે. તમારા દેહનું રક્ત જે લાવી આપે તેને તે રક્તથી ચાંદલો કરીને મુખ્ય શિષ્ય બનાવવો અને પોતાની જમાવેલી મણિ માણિક્યની કિંમતી સમૃદ્ધિનો તેને અધિકારી બનાવવો, એવો તેનો વિચાર છે. માટે બાવાજી ! હું તમને ફરી ફરીને કહું છું કે જો તમે તમારૂં રક્ત તમારા શરીરમાં જ રાખવા ચાહતા હો તો સંભાળીને રહેજો, નહિતો તે પાપિષ્ઠ તમને થોડા જ સમયમાં વૈકુંઠમાં પહોંચાડી દેશે. તમારો વિચાર અને એનો વિચાર એ બન્ને વિચારો જુદા જુદા છે. એનો વિચાર તમારૂં ખૂન કરવાનો છે, જ્યારે તમે તેને આખી જીંદગી બળતા હૃદયવાળો જોવાને ઇચ્છો છો. તેથી મારી ખાત્રી થાય છે કે તમે તે સંન્યાસીને હાથે અનેક અત્યાચારો સહન કર્યા છે અને તે સંન્યાસી તમે વૈરનો બદલો વાળશો એવા ભયથી તમારૂં એકીવારે ખૂન કરવા ઇચ્છે છે, એટલું તો હુ સમજી ગયો છું. તમે તેને પકડવાને ઇચ્છો છો તેમાં હુ રાજી છું, પરંતુ તમે મારી સાથે ને સાથે જ રહો અને હું કહું તેમ કરો તો તમારૂં કામ જલદી પાર પડે."

ગૌરદાસે ઉત્તર આપ્યોઃ "બહુ સારૂ, જેમ તું કહે તેમ કરવા હું તૈયાર છું. બોલ, મારે શું કરવું ?"

"પણ એક વાર તમારો પરિચય આપો. પછી હું તમને કહું." મંદ હાસ્ય કરીને માણેકલાલે જણાવ્યું.

"પરિચય હમણાં નહિ આપું. આપણ બન્નેનો પરિચય એક દિવસ જરૂર થશે. બોલ, હવે મારે શું કરવું ?"

માણેકલાલે ઉત્તર આપ્યોઃ "પ્રથમ તો આ તમારૂં બાવાજીનું રૂપ છોડીને કોઇ બીજું રૂપ ધારણ કરો, કારણકે બાવાજીના રૂપમાં તમે હાલ પકડાઈ જશો."

"પણ આ વેશમાં રહેવાથી મારાં બે કાર્યો સરે છે. એક તો ભિક્ષા માગીને પેટનું ગુજરાન ચલાવું છું અને બીજું પ્રનગિરિની શોધમાં ફર્યા કરૂં છું."

માણેકલાલે જણાવ્યું: "ભિક્ષા સિવાય બીજા કશા ધંધાથી પેટનું ગુજરાન ન ચાલી શકે ?"

"ગુજરાન તો ચાલી શકે, પરંતુ પેલા સંન્યાસીની પાછળ પાછળ શી રીતે ફરી શકાય ?"

"જો બુદ્ધિ હોય તો ભિક્ષા માગ્યા સિવાય પેટનું ગુજરાન પણ ચલાવી શકાય અને વ્રજગિરિની પાછળ પણ ફરી શકાય. આવું બાવાજીનું રૂપ ધરવાથી ધર્મ–કર્મનું કાર્ય સિદ્ધ કરવાનો તમારો કોઇ હેતુ તો નથી ને ?"

"ના ના, ધર્મ–કર્મ એ બધું મારા વૈરનો બદલો વાળવો એ જ છે. સંન્યાસીની શોધમાં તેની પાછળ પાછળ ફર્યા કરૂં અને મારા પેટનું પણ ગુજરાન ચાલે એવું કોઈ પણ કાર્ય કરવાને હું રાજી છું."

માણેકલાલે કહ્યું: "બહુ સારૂં, ત્યારે આ બાવાજીનું રૂપ છોડી ધો અને એવું કોઇ રૂપ ધરો કે જે તમને બરાબર ભળી જાય અને વ્રજગિરિના બાપનો બાપ આવે તોપણ તમને પિછાણી શકે નહિ."

ગૌરદાસે પૂછ્યું: "એવું કયું રૂપ ધારણ કરૂં ?"

માણેકલાલે કહ્યું: "બેસો, જરા વિચાર કરવા ધો. હાં, તમે એક કાબુલીનો વેશ ધારણ કરો, બનાવટી એક મોટી દાઢી ધારણ કરો અને તે સાથે બે તરફ બે મોટાં થોભીયાં રાખો. માથે કાબુલીના જેવી એક પાઘડી પહેરો. પગે ખુલતો પાયજામો અને શરીરપર કાબુલીના જેવું એક બદન પણ ધારણ કરો. કાબુલીના જેવી બાબરી રખાવો અને આંખો ઉપર કાળાં ચશ્મા પહેરો, કારણકે આંખો છે તે બહુ ખરાબ ચીજ છે. આંખોથી માણસ હાલ પકડાઈ જાય છે. સંન્યાસીને કોઈ સ્થળે જુઓ કે તુરત જ તમારી આંખો લાલચોળ થઇ જાય અને એથી તમારૂં રૂપ પ્રકટ થઈ જાય માટે ચશ્મા રાખવાની ખાસ જરૂર છે. તમે ઉંચાઇમાં વિશેષ છો તેથી કાબુલીનો વેશ તમને અદ્‌ભુત રીતે ખીલી નીકળશે."

ગૌરદાસે કહ્યું: "હા, એ તો તારૂં કહેવું ખરૂં છે, પરંતુ કાબુલીનો વેશ ધારણ કરીને ખાઉં શું ?"

માણેકલાલે જણાવ્યું: "કેમ ? કાપડની ફેરી કરો. ફક્ત એકલા કાબુલી બનીને ફરવાનું કેમ બને ? કારણકે કાબુલીને કોઇ ભિક્ષા આપે નહિ. મસ્તકે ખાસ્સી બાબરી, મોં ઉપર મોટી દાઢી, આંખોપર ચશ્મા અને માથાપર કાબુલી પાઘડી એ પ્રમાણે વેશ ધારણ કરી કાપડની એક ગાંસડી ખભે ભેરવી, હાથમાં મોટી લાકડી પકડીને ફર્યા કરવું. એમ કરવાથી કાપડના વેચાણમાંથી તમારૂં ગુજરાન ચાલશે અને સંન્યાસી વ્રજગિરિની શોધ પણ થશે. કાંઈ પૈસા ટકા હાથમાં છે બાવાજી ? આજસુધી ભિક્ષા માગીને કાંઈ થોડા ઘણા પૈસા બચાવ્યા છે ?"

ગૌરદાસે ઉત્તર આપ્યો: "હા, એક વખત એક ગાંસડી કાપડ ખરીદી શકાય એટલા પૈસા તો બચાવ્યા છે."

"બસ, ત્યારે બીજું શું ? આજથી ગૌરદાસ ગુજરી ગયા છે અને અમીરખાં કાબુલી જન્મ્યા છે. પરંતુ એક વાત એ છે: તમને મારી મદદ જોઇએ છે ?"

"હા, જોઇએ છે, નહિ કેમ ?"

માણેકલાલે થોડી વાર વિચાર કરીને કહ્યું: "મારાથી તો કાબુલી બનીને તમારી સાથે ફરાશે નહિ, કારણકે ઘેરથી હું એક માસ થયાં ન્હાસી આવ્યો છું. મારે એક મા છે તે મારે માટે બહુ રડે છે, તે ઠીક કહેવાય નહિ. મારે એક વખત ઘેર જઈ આવવું જોઈએ. ઘેર જમીનદારી, તાલુકદારી, કશું નથી તેથી મારી માને ખાવા પીવાની વ્યવસ્થા મારે કરવી જોઇએ."

ગૌરદાસે વિષણ્ણ વદને કહ્યું: "બહુ સારૂં ભાઈ, તું ઘેર જા. હું એકલો ફરીશ."

માણેકલાલે કહ્યું: "ના બાવાજી! તેમ થાય નહિ. તમે એકલા રહેવાથી સંન્યાસીની આંખોં આગળ પકડાઈ જશો. તે દુષ્ટ તમારા પ્રાણનો ઘાત કરશે, માટે બિલકુલ જુદા નહિ પડતાં, મારી સાથે જ તમારે રહેવું ઉચિત છે."

"તો પછી શું કરવું ?"

માણેકલાલે થોડી વાર વિચાર કરીને કહ્યું: "એક કામ કરો. સન્યાસી નકી સંદેહ કરશે કે હું તમારી સાથે મળી ગયો છું. વળી મારે એક વાર ઘેર જવાની ઇચ્છા છે, તે વાત પણ તે જાણે છે, તેથી તે મનમાં ધારશે કે હું તમને લેઈને ગુજરાતમાં ગયો છું. વળી હું ધારૂં છું કે જેમ તમે તમારા વૈરનો બદલો લેવા માટે ક્રોધપૂર્ણ હૃદયે તેની શોધમાં ફર્યા કરો છો, તેમ જ તે પણ ભયથી તમારી શોધમાં ફર્યા કરે છે. તેથી સન્યાસી મુંબઈ તરફ આવશે, એ નકી માનજો, માટે તમે પણ મારી સાથે ચાલો."

"ત્યારપછી ?"

"ત્યારપછી બીજું શું ? હું ઘેર જઈશ અને તમે મુંબઈ શહેરમાં કાપડની ફેરી કરજો. આ તરફ ઘરનું કામકાજ કરીને હું છૂટો થઈશ ત્યારે સમય પ્રમાણે જે કરવું ઘટશે, તે કરીશ."

"બહુ સારૂં, એમ કરીએ."

માણેકલાલ પુનઃ થોડી વાર વિચાર કરી પર્ણકુટિનું દ્વાર ઉઘાડી ચારે તરફ સ્થિર દૃષ્ટિથી નજર કરી પાછું દ્વાર બંધ કરી હસીને બોલ્યો:

"સાંભળો બાવાજી! સંન્યાસી મારા પર વિશ્વાસ રાખે છે. હું તમારી સાથે મળી ગયો છું, તે તેના જાણવામાં હજુસુધી આવ્યું નથી. તે એમ ધારતો હશે કે હું છરી લેઇને તમારૂં ખૂન કરવા માટે તમારી શોધમાં ફર્યાં કરૂં છું. ફક્ત આજનો દિવસ તે કશો સંદેહ લાવશે નહિ, તેમ શોધ પણ કરશે નહિ. પરંતુ કાલે તે નક્કી શોધ કરશે. તે શોધ કરવા નીકળે તે પહેલાં તમે કાબુલીનો વેશ ધારણ કરો અને હું એક ગુજરાતી સદ્ગૃહસ્થનો વેશ ધારણ કરૂં અને આજે રાત્રે રાત્રે આપણે બન્ને જણ નીકળી પડીએ. શહેરની અંદરની દુકાનો હજુ બંધ થઈ નથી, તેથી કાપડ, દાઢી, કાબુલી પાઘડી વગેરે ચીજો ખરીદી લઇએ. સંન્યાસી વ્રજગિરિ તથા તેનો શિષ્ય સુંદર કાલે વેશ ધારણ કરીને શહેરમાં આપણને શોધી કહાડે એ ઠીક નહિ. કાલે તો આપણે મુંબાઈ પહોંચી જઇશું. આપણ બન્ને સાથે જ જઇશું અને સાથે જ રહીશું તોપણ કોઈ ઓળખી શકશે નહિ."

"ચાલો ત્યારે."

બન્ને જણ તે જ રાત્રે બહાર નીકળી પડ્યા.

---

## પ્રકરણ ૧૯ મું.

### શુભ દૃષ્ટિ.

ઘણો કાળ વીતી ગયો, તોપણ મનહર હજી ઘેર આવ્યો નહિ. ઘેર કમળા વહુ બહુ વ્યાકુળ બની જઇને અત્યંત ચિન્તા કરવા લાગી: "અરેરે! મનહર ક્યાં ગયો હશે? હવે મારે તેની ક્યાં શોધ કરવી? હે અંબાજી મા! કૃપા કરીને મનહરને ક્ષેમ કુશળ ઘેર પહોંચાડજો. હવે મારાથી પુત્રવિયોગનું દુઃખ સહન થઇ શકતું નથી."

પ્રિય વાચક! ચાલો, હવે આપણે મનહરની શોધ કરીએ.

મનહર પ્રથમ નર્મદેશ્વર ગયો. ત્યાં માણેકલાલની શોધ કરી, પણ કશો પત્તો મળ્યો નહિ. નર્મદેશ્વરની પૂજા કરીને ત્યાંથી તે ગયાજી ગયો. ગયાજીમાં પિતામહનું શ્રાદ્ધ કરીને અનેક સ્થળે તેણે માણેકલાલની તપાસ કરી, કિન્તુ કશા સમાચાર મળ્યા નહિ. આખરે નિરાશ થઇને તે કાશી ગયો. કાશીમાં મનહરે ગંગાસ્નાન કર્યું, વિશ્વનાથનાં દર્શન કર્યાં, અન્નપૂર્ણાનાં દર્શન કર્યાં, માન મંદિરના દર્શન કર્યાં, વેણી માધવને પૂજન આરોહણ કરી વગેરે વગેરે યાત્રાળુએ કરવાયોગ્ય સઘળાં તીર્થસ્નાન તથા દેવદર્શન તેણે કર્યાં. કાશીમાં પંદર દિવસ સુધી માણેકલાલની શોધ કરીને મનહર ત્યાંથી પ્રયાગ ગયો. ત્યાં જે સ્થળે ગંગા-યમુનાનો સંગમ થાય

છે, તે ત્રિવેણી નદીમાં સ્નાન કરીને તેણે આસપાસના પ્રદેશમાં બહુ પ્રકારે માણેકલાલની શોધ કરી, કિન્તુ માણેકલાલ તે વખતે પ્રયાગની આસપાસના અરણ્યમાં વ્રજગિરિની નિર્જન પર્ણકુટિમાં ગુરૂની સેવા-અરદાસ કરતો હતો, તેથી મનહરલાલની સાથે તેનો મેળાપ થયો નહિ. મનહરલાલે વિચાર કર્યો: "વિંધ્યાચળ પણ જઇ આવું, ત્યાં ભોળા શંભુની પૂજા કરી, તેમનો આશીર્વાદ મેળવી ઘર તરફ પાછો ફરૂં. કદાચ માણેકલાલ પણ ત્યાં હોય, એમ સંભવિત છે, તોપણ ઘેર એક પત્ર લખીને આજે મોકલી આપું, કારણકે માતા મારી પાછળ રડી રડીને મરતી હશે."

મનહર એક પત્ર લખીને અલ્લાહાબાદના સ્ટેશને ટપાલમાં નાખવા ગયો. માણેકલાલ તે જ દિવસે અમીરખાં કાબુલીરૂપી ગૌરદાસને લઇને મુંબઇ જવાની ઇચ્છાથી સ્ટેશને આવ્યો હતો, પરંતુ સંન્યાસી કદાચ ગૌરદાસની શોધમાં ફરતો હોય એમ ધારીને માણેકલાલ બહુ હરવા ફરવાનું ઉચિત નહિ માનતાં દૂર જગ્યાએ બેસી રહ્યો હતો. આ કારણથી સ્ટેશનપર પણ મનહરને માણેકલાલની મુલકાત થઇ નહિ. ટિકિટ થવાને બહુ વાર હતી તેથી મનહરલાલ એક જગ્યાએ પોટલી મૂકીને તેની પાસે પોતાના ચાકર ગોવિંદને બેસાડીને પોતે સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર આમ તેમ ફરવા તથા જોવા લાગ્યો.

મનહર ગયાને બહુ વાર થઈ, તોપણ તે પાછો ફર્યો નહિ, તેથી ગોવિંદ અકળાયો અને મનમાં બબડવા લાગ્યો: "બહુ વાર થઈ તોપણ ભાઇ હજી કેમ ન આવ્યા? ચાલ, જરા આગળ જઇને જોઉં તો ખરો કે તે ક્યાં ભરાઈ ગયા? જરા જઇને પાછો ફરૂં. એટલી વારમાં પોટલી કોણ લઈ જવાનું હતું?"

ગોવિંદ જરા આગળ જઇને અસંખ્ય માણસોની ગિરદીમાં આમ તેમ જોવા લાગ્યો, કિન્તુ મનહર ક્યાંય જોવામાં આવ્યો નહિ. "ભાઈ ગયા ક્યાં? થોડી વારમાં પાછા આવવાનું કહીને ગયા છે, અને વાર બહુ થઇ તોપણ હજી આવ્યા નહિ." ગુસ્સે થઇને એ પ્રમાણે બબડતો બબડતો તે પાછો ફર્યો. આવીને જુએ છે તો પોટલી નથી! પોટલી કોઈ લઈ ગયું. ગોવિંદ ગભરાઇને બોલ્યો: "અરે! એટલી વારમાં પોટલી કોણ લઇ ગયુ? કોઈ હરામખોર પોટલી ચોરીને નાસી ગયો જણાય છે. તેનાં પગલાં જોતો જોતો જઉં, કે તે લુચ્ચો કઈ દિશા તરફ નાસી ગયો છે, તે જણાઈ આવે."

ગોવિંદ પોટલી ચોરી જનાર ચોરનાં પગલાં જોતો જોતો આગળ સ્ટેશનના કંપાઉન્ડ તરફ ચાલ્યો.

કુંદનલાલ એક વાર એમા તરફ જોઇને પુનઃ બોલ્યોઃ "I think you will do well, Sir, to leave us alone." (અમને છોડીને ચાલ્યા જવામાં જ તમને લાભ છે.)

"Oh I didn't know you rented this room all to yourselves, to have a merry time of it with those two nice girls, till the train starts,-they are just two for two,-which for which I wonder." (ઓહ! હું જાણતો ન હતો, કે ગાડી છુટે ત્યાંસુધી આ બે સુંદર છોકરીઓની સાથે આનંદ કરવાને માટે તમે આ આખા ઓરડાને ભાડે રાખ્યો છે. તેઓ પણ તમારા બે માટે બે-જોડી મળી છે, કોને માટે કોણ છે, તેનો હું વિચાર કરૂં છું.)

ગાર્ડ પુનઃ વધારે નિર્લજ્જ લોલુપ દૃષ્ટિથી એમા તથા રંગિલી તરફ જોઇ રહ્યો. એમા ભયથી સંકુચિત બની જઇને કોચની એક બાજુએ ખસી જઇને બેઠી. તે ભયથી કરૂણાજનક દૃષ્ટિએ પિતાના મુખ સામે જોઈ રહી, કિન્તુ પિતા કશું બોલતો નથી-છાનોમાનો બેઠો છે!

કુંદનલાલ કાંઇક ક્રોધથી કે ભયથી કે લજ્જાથી કે સઘળા પ્રકારની મિશ્રણ વૃત્તિથી કે ગમે તે પ્રકારથી ઉત્તેજિત થઇને કંપિત સ્વરે બોલ્યોઃ "Hold your tongue, man! Take care what you say about this lady here." (ચુપ રહો, માણસ! આ સન્નારીઓ સંબંધે વિચાર કરીને બોલો.)

"Hold my tongue! What? for fear of your borrowed feathers? Eh?" ("ચૂપ રહું? કેમ? તમારાં ઉછીનાં લીધેલાં પીંછાંના ભયથી? આહ!")

એમ બોલીને તે ફીરંગી સાહેબ કુંદનલાલની પાસે જઇ તેને એક ઠોંસો મારીને પુનઃ બોલવા લાગ્યોઃ "How now? ha! ha! How do you like it my fine gentleman, my brave knight of borrowed plumes? ha! ha! ha! (કાં હવે કેમ છે? ઠોંસો કેવો લાગે છે મારા ફાંકડા જેન્ટલમેન, મોરનાં પીંછાં ધારણ કરેલા મારા કાગડા વીર? હાઃ! હાઃ! હાઃ!)

કુંદનલાલે અત્યંત ગુસ્સે થઇને કહ્યુંઃ "You will have its consequences in a law court, Sir." (કોર્ટની અંદર આના બદલામાં તમારે શિક્ષા ખમવી પડશે, હો સાહેબ!)

"Ha! ha! That's exactly like you, gentlemen and not babus as you are. But oh! what a

brute I have been to have frightend so my fair charmer?" (હાઃ ! હાઃ ! એ અનુભવ તમારા જેવી જ સારી છે ! તમે સદ્‌ગૃહસ્થ છો–ખરું નહિ, કેમ ? આહા ! પણ આ સુંદરીને ભય દેખાડીને શું હું પશુની માફક વર્તાવું છું ? ) . . .

એમ બોલીને સાહેબ, લજ્જાથી, ઘૃણાથી અને ભયથી સંકુચિત બની ગએલી કંપની એમાની પાસે જઇને ખાંધાપર બેઠો. એક હાથે એમાનો હાથ પકડી બીજે હાથ તેની પીઠપર મુકી તેના સામે ને વિકટ હાસ્ય કરવા લાગ્યો અને બોલ્યોઃ "Oh, never mind! My sweet angel! Don't fear, I am your—" ("આહા! કશું મનમાં લાવશો નહિ, સુંદરી ! ડરશો નહિ, હુ તમારો—")

"બાપા ! બાપા !"

એમા એકાએક વિહ્વળ બની જઈને બૂમ પાડી ઉઠી જઈને તેનાથી દૂર ખસી જવાનો પ્રયત્ન કરવા લાગી. સાહેબે તેને ખેંચીને ઝાલી રાખી. કૃષ્ણલાલ એક પણ અક્ષર બોલી શક્યો નહિ. વિહ્વળ દૃષ્ટિએ તે એકવાર કુંદનલાલની સામે, એક વાર એમાની સામે અને એક વાર સાહેબના મોઢા સામે જોવા લાગ્યો.

કુંદનલાલ દાંત પીસીને ઉચ્ચ સ્વરે બોલ્યોઃ "How Sir!? Are you a gentleman and thus insult a lady! Let her go, I say–or–or–' ("આ શું સાહેબ ?! તમે સદ્‌ગૃહસ્થ થઈને એક અનારીનું આવી રીતે અપમાન કરો છો ? તેમને છોડી દો. નહિતો–નહિતો–")

"I shall have its consequences in a law court, eh? Never mind! Go and find a lawyer and in the meantime the girl is mine–" (કોર્ટમાં મારે શિક્ષા સહન કરવી પડશે ખરું કે ! બહુ સારું, જાઓ, એક વકીલની શોધ કરો, ત્યાંસુધી આ છોકરી મારી છે.) "ડરો મત, છુકરી ! હમ તુમકો બહુત પિયાર કરેગા."

સાહેબે પુનઃ એમાને ખેંચી લઇને પોતાની પાસે બેસાડી.

એમા વિહ્વળ થઈ બૂમ પાડી ઉઠી. રંગિલીથી આ સહન થઈ શક્યું નહિ. ને આટલા દિવસ સુધી અસહાય અવસ્થામાં આત્મ–રક્ષણ કરી કરીને હિંમતવાન બની ગઈ હતી. તે એકદમ ઉઠી, સાહેબને ધક્કો મારી, એમાને મુક્ત કરાવવાનો પ્રયત્ન કરતી કરતી બોલીઃ "અરે વાંદર–મુખા સાહેબ ! ઘેર તારે મા–બેન છે કે નહિ ? સારા માણસની દીકરીની

બોલ્યો: "જે સ્થળે રાત્રે આપણે ઉતર્યા હતા, ત્યાં તમે આવજો."

એટલું કહીને ત્રણે જણા પલાયન કરી ગયા. સ્ટેશનના માણસો તેમને પકડી શક્યા નહિ.

આ તરફ સ્ટેશન માસ્તર વગેરે મોટા અમલદારો તોફાનની જગ્યાએ આવી પહોંચ્યા. ગાર્ડનો પણ નિશો હવે ઉતરી જવાથી માણસની ગિરદીમાં થઇને ચાલ્યો ગયો.

પોલિસે દંડા મારીને માણસોની ભીડ ઓછી કરી. સ્ટેશન માસ્તર વગેરેએ વેઇટીંગ રૂમમાં પ્રવેશ કર્યો. કુંદનલાલે આગળ આવીને ગર્વથી તથા ગુસ્સાથી એકદમ અંગ્રેજી ભાષામાં સર્વ ઘટના સ્ટેશન માસ્તરને જાહેર કરી. સ્ટેશન માસ્તરે તેઓનાં નામ, ગાર્ડનું નામ, તારીખ તથા ટાઇમ વગેરે કૃષ્ણલાલે જાહેર કરેલો ટુંક હેવાલ પોતાની નોંધ બુકમાં લખી લઇ નમ્રતાભરેલા વચનોએ તેમને સંતુષ્ટ કરી પોતાનું કર્તવ્ય પાલન કર્યું અને પછી તે પોતાના કામે ચાલ્યો ગયો.

એમાને સાન્ત્વના આપી કોચ ઉપર બેસાડીને કુંદનલાલ તથા કૃષ્ણલાલ પોતપોતાને આસને બેસી ગયા. એ અસભ્ય ગાર્ડના ખરાબ વ્યવહારથી તથા ગુસ્સો ઉપજાવે તેવા બનાવથી તેઓના શ્રમિત થએલા મગજને શાન્ત કરવા પોતાના બે માટે બે ગ્લાસ બ્રાન્ડી તથા સોડા અને એમા તથા રંગિલીને માટે બે ચાના પ્યાલા લાવવા ચાકરને હુકમ કર્યો.

એમાએ જરા મોઢે અડકાડીને ચાનો પ્યાલો ખસેડી મૂક્યો. રંગિલીએ તો સ્પર્શ પણ કર્યો નહિ. તેણે જળ મંગાવ્યું, જળનો પ્યાલો આવ્યો એટલે તેણે એમાની આગળ ધર્યો. એમાએ થોડું જળ પીધું અને થોડું આંખો તથા મોંએ લગાડયું. પુરૂષોએ સોડા તથા બ્રાન્ડીનું પાન કરી ગુમાવેલી શક્તિ પુનઃ સંપાદન કરી.

બ્રાન્ડી-સોડાના પાનથી તાજો થઈને કુંદનલાલ બોલ્યો: "કેવો અસભ્ય ગાર્ડ! અંગ્રેજ લોકને માથે સાલાએ કલંક લગાડયું-લેડીનું અપમાન કરવાનું સાહસ કર્યું."

કૃષ્ણલાલે કહ્યું: "બહુ અપમાન થયું, કુંદનલાલ."

કુંદનલાલે ઉત્તર આપ્યો: "શું કરૂં? સાલો હલકો માણસ હતો; એવાની સાથે લડવામાં આપણી આબરૂને ખલેલ પહોંચે. વળી એમા પણ ભયથી ગભરાઇ જાય; નહિતો એટાને એક જ પાદપ્રહારથી કૂતરાની માફક દૂર ફેંકી દેત. પણ સ્ટેશન માસ્તર બહુ સારો માણસ. તેણે ઘણી નમ્રતાપૂર્વક આપણી સાથે વાતચીત કરી. હું ધારૂં છું કે તે નક્કી એ લુચ્ચા ગાર્ડને શિક્ષા કરાવશે."

કૃષ્ણલાલે દીર્ઘ નિશ્વાસત્યાગ કર્યો. કુંદનલાલ પુનઃ આગળ બોલવા લાગ્યોઃ "દિલ્હીનાં વર્તમાનપત્રોમાં આ અહેવાલ પ્રકટ કરવો જોઈએ. એમ કરવાથી રેલ્વેના અમલદારોનુ ધ્યાન આ તરફ ખેંચાશે. જો એમ ન કરવામાં આવે તો રેલ્વે મુસાફરીમાં સારા માણસોની આબરૂ જળવાઈ શકે નહિ. ફર્સ્ટ ક્લાસ પેસેંજરોનું એક ત્રણ ટકાનો ગાર્ડ આટલું બધું અપમાન કરે, એ શી રીતે સહન થઈ શકે?"

કૃષ્ણલાલે પ્રશ્ન કર્યોઃ "કુંદનલાલ! જે માણસે આવીને ગાર્ડને ધક્કો મારીને જમીનપર પાડી દીધો, તે શું તમારા ગામનો મનહર જ? જેની સાથે એમાનું લગ્ન—"

"હા, એ જ મનહર, જોયુંની, એકાએક આવીને દીવાનાની માફક મારામારી કરવા લાગી ગયો. સભ્યતા શું કહેવાય, તેનું જાણે તેને બિલકુલ ભાન જ ન હોય!"

એ સાંભળીને એમા વચમાં બોલી ઉઠીઃ "અસભ્ય છે, કિન્તુ તમારી માફક કાયર પુરુષ તો નથીને?"

"હા, ત્યારે તમે તેની વીરતાનાં મનમાં મનમાં વખાણ કરતાં હો, એમ જણાય છેને શું!" કુંદનલાલે હાસ્ય કરતાં કહ્યું.

"હા, સ્વામીની વીરતાનાં વખાણ કઈ સ્ત્રી ન કરે?" એમાએ પ્રત્યુત્તર આપ્યો.

એમાનાં એ વચન સાંભળીને કૃષ્ણલાલે તેને ધમકાવતાં કહ્યુંઃ "ખબરદાર એમા! એ શબ્દ ફરીથી કદિ પણ તું ઉચ્ચારીશ નહિ. એ તારો સ્વામી નથી, તે અભાગીયો અહીં ક્યાંથી આવી ચડ્યો?"

એટલામાં ટ્રેન પ્લેટફૉર્મ ઉપર આવી પહોંચી. કુંદનલાલે બૂમ મારીઃ "કુલી! ઓ કુલી!"

કુલી એકદમ દોડી આવ્યો. તેને લગેજ સબંધી યથાયોગ્ય હુકમ કરી કૃષ્ણલાલ તથા કુંદનલાલ, એમા તથા રંગિલીને લઈને ગાડીમાં બેઠા. તેઓ ફરવા માટે મુંબઈથી દિલ્હી જતાં હતાં.

---

## પ્રકરણ ૨૦ મું.

### "કોણ એ જુવાન છોકરી, ભાઇ? તમારી વહુ તો નહિ?"

મનહર, માણેકલાલ અને ગોવિંદ ઉતાવળા દોડતા દોડતા કોઈ સાંકડી ગલીમાં થઈ માણસોની ગિરદીમાં પેસી ગયા. ત્યાં દોડી શકાય તેમ નહિ હોવાથી ઉતાવળે પગલે એકમાંથી બીજી અને બીજીમાંથી ત્રીજી

ગલીમાં એમ રસ્તો કાપવા લાગ્યા. કેટલેક દૂર ગયા પછી તેઓના જાણુવામાં આવ્યું કે સ્ટેશનના માણસો હવે પાછળ આવતા નથી, તેથી હવે તેઓ પ્રથમ કરતાં સહેજ ધીમે પગલે ચાલવા લાગ્યા. ત્રણે જણ થાકી પણ ગયા હતા. ગલીમાંથી મોટા રસ્તા ઉપર આવીને **માણેકલાલે** એક ગાડી બોલાવી. ગાડીવાને **માણેકલાલના** ફરમાન મુજબ ગાડી હાંકીને શહેરથી થોડે દૂર ઊભી રાખી. ગાડીમાંથી ઉતરી ગાડીવાનને વિદાય કરીને ત્રણે જણ કેટલેક દૂર પગે ચાલીને ગયા. ત્યારપછી તેઓ ઉજ્જડ મેદાનમાં એક નાની સરખી ઘાસની બનાવેલી પર્ણકુટિના આગણામાં જઈ પહોંચ્યા. એ પર્ણકુટિમાં ગઇ કાલે **માણેકલાલે ગૌરદાસની** સાથે રાત્રિ ગુજારી હતી અને **ગૌરદાસને અમીરખાં કાબુલીનો** વેશ ધારણ કરાવ્યો હતો.

**મનહર** તથા **માણેકલાલે** તે પર્ણકુટિના આંગણામાં બેસીને પરસ્પર એક બીજાની મુસાફરીનો વૃત્તાંત કહેવાનો આરંભ કર્યો. આ વખતે ગોવિંદ મનમાં ચિન્તા કરવા લાગ્યોઃ "**મનહરભાઇ** પોટલા વિષે પૂછશે, તો હું શો જવાબ દઇશ ? તે પૂછે તે પહેલાં મારે તેમને તે વાત જણાવવી જોઈએ."

તે બોલ્યોઃ "**મનહરભાઇ** !"

"શું છે ગોવિંદ !"

"તમારૂં પોટલું મારી પાસેથી ગુમ થઈ ગયું છે."

"સારૂં થયું, ગુમ થયું તે; નહિતો મારામારી કરીને ન્હાસી આવતાં કોણ ઉંચકત ?"

ગોવિંદનાં મનનો ઉદ્વેગ હવે દૂર થયો. તે હવે નિશ્ચિંત થઇને **મનહર** તથા **માણેકલાલની** મુસાફરીનો વૃત્તાંત સાંભળવા લાગ્યો.

**મનહર** સ્ટેશનપર બનેલા બનાવની વાત કરતો હતો. કુંદનલાલની વાત, કૃષ્ણલાલની વાત, તેમની સાથેની તે જુવાન છોકરીની વાત, તેમના અપમાનની વાત વગેરે એક પછી એક એમ બધી વાતો નીકળી.

**માણેકલાલે** કહ્યું: "કોણ એ જુવાન છોકરી, ભાઈ ? તમારી વહુ તો નહિ ?"

**મનહરે** દીર્ઘ નિઃશ્વાસત્યાગ કરીને કહ્યું: "હા, તે જ હોય એમ લાગે છે."

બન્ને જણ કશું બોલ્યા વિના કેટલીક ક્ષણસુધી એક બીજાનાં મ્હોં સામે જોઈ રહ્યા. **મનહરના** મુખ ઉપર ગંભીર વિષાદની છાયા છવાઇ રહી હતી અને **માણેકલાલના** વદનપર ક્રોધની લાલ રેખાઓ નજરે પડતી હતી. **માણેકલાલે** કહ્યું: "**મનહરભાઇ** ! તમારી સ્ત્રી એવી રીતે બીજાની સાથે

રખડે અને ફીરંગી ગોલો તેનું અપમાન કરે, એ તમારાથી શી રીતે સહન થઈ શકે છે ? "

"ત્યારે શું કરૂં માણેકલાલ ?"

"તેને લઈને કેમ ન આવ્યા ?"

"હિંમત જોઈએને !"

"અરે ! આટલું બધું સાહસ તમારામાં છે અને તમારી પોતાની સ્ત્રીને લાવવાની તમારામાં હિંમત નથી ? એ તમે શું બોલો છો ?"

મનહરે કહ્યું: "અત્યારે, ભાઇ, હું કાયર પુરૂષ છું. હું તેનો સ્વામી છું અને તે મારી પત્ની છે—હું તેનું રક્ષણ કરૂં, પાલન કરૂં અને સર્વ પ્રકારે તેને સુખી કરૂં, કિન્તુ તે મને વિદ્યા, બુદ્ધિ, ધન, ઐશ્વર્ય વગેરેમાં હલકો ગણે અને તિરસ્કાર કરે, તો તે સ્ત્રીનો હું શી રીતે ભરોંસો કરૂં ?"

"તમે એક વાર તેને પૂછી તો જુઓ."

"શું પૂછી જોઉં ભાઈ ? સાહેબ બનીને મારા જેવા ગામડિયા ગુજરાતીને તિરસ્કારી કાઢે, તો પછી શું કરૂં ?"

માણેકલાલે કહ્યું: "જો તે મનુષ્ય હોય અને વિચાર કરે તો કૃષ્ણલાલ અને તેના બાપ જેવા સાહેબ કરતાં તમે ઘણે દરજ્જે સારા છો."

ગોવિંદ બોલી ઉઠયો: "બાગ મનહરભાઇ પાસે એ સાહેબડા ગોલા જેવા જણાય છે. એ સાહેબડા બીબીને શણગારીને સાથે લાવ્યા છે, પરન્તુ તેનું રક્ષણ કરવાની તો તેમનામાં તાકાત નથી. જો મનહરભાઇએ એમની રક્ષા ન કરી હોત તો ગાર્ડ શું કરત અને શું ન કરત તેની કલ્પના થઇ શકતી નથી. મનહરભાઈ ! જો તમે મને રજા આપો તો હું હમણાં એમને ઉંચકીને તમારા પગ આગળ હાજર કરૂં, અને તો જ મારૂં નામ ગોવિંદ."

મનહરે ધમકાવીને કહ્યું: "ધીરજ રાખ, એવું સાહસ કદિ કરીશ નહિ."

થોડી વાર તેમણે રાહ જોઇ એટલામાં ગૌરદમ અમીરખાં કાબુલીના વેશમાં ત્યાં આવી પહોંચ્યો. માણેકલાલે કહ્યું: "ચાલો, હવે આપણે રવાના થઈએ."

પછી સઘળા ઉઠીને ચાલવા લાગ્યા.

## પ્રકરણ ૨૧ મું.

### સોનાનું પિંજરૂં.

કૃષ્ણલાલ દિલ્હી પહોંચી ગયો છે. યમુના નદીને તીરે એક સુંદર બંગલો ભાડે રાખી તેમાં તે રહે છે. બંગલાની આસપાસ અસંખ્ય ફૂલઝાડો શોભી રહ્યાં છે.

એક દિવસ કુંદનલાલને સાથે લઇને તે બહાર ફરવા ગયો. એમા તેમની સાથે ગઈ નહિ, કારણકે આજે તેના માથામાં દરદ થતું હતું. રંગિલી એમાને લઇને બગીચામાં ગઈ.

અત્યારે સાયંકાલનો સમય છે. સૂર્ય અસ્ત થઈ ગયો છે. પશ્ચિમ દિશાનું આકાશ લાલ દેખાય છે. યમુના નદીનું જળ બગીચાના પ્રાદ પ્રક્ષાલન કરતું ધીમે ધીમે વહી રહ્યું છે. જળ ઉપરની શીતળ વાયુલહરિઓ બગીચામાં પ્રવેશ કરીને પુષ્પોની સુગંધને ચારે તરફ પ્રસરાવી રહી છે. બગીચામાંના એક સુંદર નવ-પલ્લવ વૃક્ષની નીચે એક કાષ્ટાસને બેસીને એમા કાંઇક વિચાર કરી રહી છે. સામે એક બીજા વૃક્ષ નીચે મંદ હાસ્ય કરતી રંગિલી એમાના મુખ તરફ જોઇને ઉભી છે.

એમા ધીમા સ્વરથી બોલી: " રંગિલી ! "

" કેમ શું છે બા સાહેબ ? "

" હવેથી તું મને બા સાહેબ ન કહીશ, એ નામ મને હવે સારૂં લાગતું નથી. "

" ત્યારે તમને શું કહીને બોલાવું ? "

" ફક્ત બા અથવા બહેન કહીને બોલાવ. સાહેબ શબ્દનો ઉપયોગ કરીશ નહિ. "

" બાપા સાહેબ ગુસ્સો કરશે નહિ ? "

એમા કેટલાએક ક્ષણ વિચાર કરીને બોલી: " બાપાએ મડમડીનો વેશ મને પહેરાવ્યો છે તો પછી તું સાહેબ કહે, તેમાં તારો શો દોષ ? "

" તમને સાહેબી પોષાક પસંદ ન હોય તો કહાડી નાંખોને ! "

" શી રીતે કહાડી નાંખું રંગિલી ? જ્યાંસુધી બાપને ત્યાં રહેવું પડશે ત્યાંસુધી એ પોશાક પહેરવો જ પડશે. "

એમાએ તેના પિતામહ અને પિતામહે તેનું કરેલું લગ્ન તથા પિતામહના મૃત્યુ પછી પિતાએ કરેલા વ્યવહારની સઘળી વાતો વિસ્તારથી રંગિલીને કહી સંભળાવી.

તે સાંભળીને રંગિલી બોલી: " ઓઈ મા ! આવી ઘટના બની છે ? ત્યારે તમે આટલા દિવસ સુધી મને એ વાત જણાવી નહિ કેમ ? શું તમે તમારા પ્રાણપતિને બિલકુલ જોએલા જ નહિ ? "

એમાએ ઉત્તર આપ્યો: " જોએલા ખરા, પણ નહિ જોયા જેવા જ. બાલ્યાવસ્થામાં લગ્નને વખતે જ ફક્ત એક વાર જોએલા. હમણાં મુંબઈથી આવતાં અલ્હાબાદના સ્ટેશનપર ગાડના પંજામાંથી તેમણે જ મને છોડાવી હતી, એ તું જાણે છેને ? લગ્ન થયાને આઠ-નવ વર્ષ વીતી ગયા પછી

પહેલી જ વાર એ સ્ટેશનપર મેં તેમને જોયા."

"ઓહ! એ વીર પુરૂષ તમારા પતિ થાય બહેન? વાહ! ત્યારે તો તમે પૂર્ણ ભાગ્યવાન છોને શું? જેમનાં પુણ્ય મોટાં હોય, તેમને જ એવા વીર પતિ મળે છે. એ વીર પતિની સાથે થએલું તમારૂં લગ્ન શું તમારા પિતા રદ કરવા ધારે છે?"

"હા, રંગિલી! તે લગ્ન રદ કરવા ધારે છે."

"ઓઈ મા! ત્યારે તો તમારા પિતાની મોટી મૂર્ખાઇ કહેવાય. આવો વીર જમાઇ શોધતાં બીજાને મળે પણ નહિ. જેનાં ભાગ્ય મોટાં હોય, તેને જ આવો જમાઇ મળે છે."

"જો રંગિલી! તું મને મળી આની તેવી હું જીવવા પામી છું, નહિતો મનની વ્યથા મનમાં જ દાબીને હું ક્યારનીએ મરી જઇ હોત."

રંગિલીએ કહ્યું: "હા, બહેન! ખરી વાત છે, તમારૂં દુઃખ સાંભળીને મારૂં હૃદય દુઃખી આવ્યું છે. જો તમે મને રજા આપો તો તમારા પ્રાણપતિને હું બોલાવી લાવું. તે તમને લેવા આવે, તો તમે તેમની સાથે જશો ખરાં કે?"

એમાએ કહ્યું: "હા, જઉં. પણ રંગિલી! મારે તેમને શામાટે વિપત્તિમાં નાંખવા જોઈએ? આટલા દિવસસુધી બાપાની સાથે સાહેબી પોશાક પહેરીને ફરી છું, તેથી નક્કી હું મારી જાત ખોઇ બેઠી છું, લોકો મારા વિષે અનેક વાતો કરે છે. જો મને તે તેમને ઘેર લઈ જાય તો લોકો તેમની નિંદા કરે. જો તે લોકોની નિંદાની દરકાર ન કરે તો હું જવાને તૈયાર છું. સુખ થવાને માટે તેમણે મારી સાથે લગ્ન કર્યું છે તેમાં હું કંટકરૂપે તેમને નડુ એ શા કામનું?"

"ત્યારે શું આખી જીંદગીસુધી તેમનું સ્મરણ કરીને તમે રડ્યા કરશો?"

"હા, રંગિલી! તેમને માટે હું નિરંતર રડ્યા જ કરવાની. બાપાએ મને નિરંતર રડ્યા જ કરવાને સોનાની સાંકળે બાંધી છે અને સોનાના પિંજરામાં પૂરી રાખી છે. વિધાતા જો કદિ ઉંચુ મુખ કરીને જુએ અને એ પિંજરૂં ભાંગી જાય તથા એ સાંકળ તૂટી જાય, તો હું વલ્કલ પહેરીને વનના શુકરૂપ એ મારા પ્રાણપતિ મનહરલાલની સાથે હસું, રમું અને ફરૂં; નહિતો એ પિંજરામાં જ રડી રડીને મારે આખી જીંદગી ગુજારવી પડશે."

# પ્રકરણ ૨૨ મું.

## આનંદ ધર્મ.

"કેમ છે સર્વદમન! મઝામાં છોને?"

"કોણ એ સુંદર! હા, હું તો મઝામાં છું, પણ તમે મઝામાં છોને?"

મુંબઈ શહેરની અંદર કાલબાદેવીને રસ્તે એક દિવસ સવારમાં સુંદર અને માણેકલાલનો અચાનક મેળાપ થયો.

માણેકલાલના પ્રશ્નના ઉત્તરમાં સુંદરે કહ્યું: "હા, ગુરૂની કૃપાથી હું પણ કુશળ છું."

માણેકલાલે કહ્યું: "હા, ખૂન કરવામાં બહુ કુશળ છે, તે જ ગુરૂની કૃપા કે? હા, વાત ખરી છે, આટલા દિવસસુધી તમે ફાંસીને લાકડે લટકવા ન પામ્યા, એ ગુરૂની કૃપા નહિ તો બીજું શું? પેલા ગૌરદાસ બાવાજીના રક્તમાં સ્નાન કરીને તમારા ગુરૂજી શાન્ત થયા કે નહિ?"

"બાવાજી તો તમારી સાથે આવ્યા છેને?" સુંદરે પ્રશ્ન કર્યો.

"મારી સાથે આવ્યા છે? ના ભાઈ! મારી સાથે બાવાજી આવ્યા નથી."

"સંન્યાસી કહેતા હતા કે ગૌરદાસ તમારી સાથે મુંબઈ આવ્યા છે."

"ઓહો! એમ ધારીને ગારદાસની શોધમાં ગુરૂ પ્રયાગ છોડીને એકદમ મુંબઈમાં આવીને પ્રકટ થયા છે? કેમ ખરૂં કે? પણ એમ ધારવામાં એ મોટી ભૂલ કરે છે ભાઈ! ગૌરદાસ બાવાજી આ તરફ આવ્યા નથી. મેં તેમને ગુરૂ ખૂન કરવાના છે, એ વાત જણાવી દીધી છે, તેથી તે ન્હાસી ગયા છે. ઘણું કરીને વૃંદાવનની પેલી બાજુએ તે ગયા છે એમ કોઇએ મને થોડા દિવસ ઉપર સમાચાર આપ્યા હતા."

સુંદરે કહ્યું: "તેની ખુશીમાં આવે ત્યાં જાય, મારે તેની પુછપરછ કરવાની શી જરૂર છે? મેં પણ હવે વ્રજગિરિ સંન્યાસીની ચેલાગિરિ છોડી દીધી છે. ખૂનાખૂની કરવામાં કોઇ દિવસ ફાંસીને લાકડે લટકવું પડે, ત્યાં કોણ રહે?"

"ત્યારે હવે બીજા કયા ગુરૂની કૃપા નીચે તમે છો?" માણેકલાલે પ્રશ્ન કર્યો.

સુંદરે ઉત્તર આપ્યો: "હાલમાં શ્રીમદ્ મહાપ્રભુ સદાનંદ સ્વામીનો આનંદમય શ્રીચરણાશ્રય ગ્રહણ કરીને હું કૃતાર્થ થયો છું."

માણેકલાલને તીક્ષ્ણ દૃષ્ટિથી જોતાં માલૂમ પડ્યું કે સુંદરે સંન્યાસીનો પોષાક ધારણ કર્યો છે, કિન્તુ એ વેશ એણે નૂતન ધારણ કર્યો છે. વ્રજગિરિના શિષ્યરૂપે તે પ્રથમ ખાદીનો ભગવા રંગમાં રંગેલો પગસુધી

લટકતો એક મોટો ઝભ્ભો અને કેડે લગોટી પહેરતો હતો તથા માથે એ જ કપડાની કાનસુધી ટોપી ઘાલતો હતો, કિન્તુ અત્યારે સુંદરે ગુલાબી રંગનું ધોતિયું પહેર્યું છે, બદન ઉપર ગુલાબી રંગનો પંજાબી ઝભ્ભો ધારણ કર્યો છે, માથે રેશમી ફટકો બાંધ્યો છે અને ખભે ગુલાબી રંગનો દુપટ્ટો પણ ધારણ કરી લીધો છે!

માણેકલાલે કહ્યું: "હા, પોશાક જોતાં તો એમ જણાય છે કે શ્રી ગુરૂનો ચરણાશ્રય ગ્રહણ કરીને ખરેખર તમે કૃતાર્થ જ થયા છો. વાર, આવા આનંદમય ગુરૂજી કયા આનંદસાગરના મંથનમાંથી ઉત્પન્ન થયા છે? અને તમે કઈ આનંદસાધનાથી અથવા કયા આનંદતીર્થમાંથી એમનો ચરણાનંદ પ્રાપ્ત કર્યો?"

સુંદરે ગંભીર ભાવે ઉત્તર આપ્યો: "સદાનંદ સ્વામી પ્રથમ હિમાચલ પર્વતપર તપશ્ચર્યા કરતા હતા, ત્યાંથી હાલમાં તે નીચે ઉતર્યા છે. તેમણે શક્તિની સાધના કરીને સિદ્ધિ પ્રાપ્ત કરી છે તથા એક નવીન આનંદમંત્ર મેળવી આ સ્થળે આવીને તેમણે આનંદાશ્રમની પ્રતિષ્ઠા કરી છે."

"વાહ. એ આનંદ સાધના કરવામાં કોઇનું શોણિત-પાન કરવાની જરૂર ખરી કે નહિ?"

"ના, ના, એ એક અપૂર્વ શાન્તિમય આનંદ ધર્મ છે! ગુરૂદેવના આશ્રમમાં તે શાન્તિમય આનંદ-સુધાનું પાન કરવાથી મનુષ્ય સર્વદા આનંદમાં નિમગ્ન રહે છે. તે સ્થળે ગુરૂદેવ કોઇ કોઈ વાર શિષ્યો પ્રત્યે આનંદ ધર્મનો પ્રચાર કરે છે. અહા! ગુરૂદેવ જ્યારે આનંદ અવસ્થામાં ગદ્ગદ્ કંઠે પોતાના એ આનંદ-ધર્મની વ્યાખ્યા કરે છે, ત્યારે અધમ-પાપી જે હું, તે મારી આંખોમાંથી આનંદાશ્રુની એકસરખી ધારા વહે છે. હે આનંદમય પ્રભો! આ દાસને સર્વદા તમારા આનંદ-સુધામય શ્રીચરણમાં જ રાખજો.",

"તથાસ્તુ! વાહ! તમે પણ એ આનંદ-ધર્મ-રસમાં નિમગ્ન થઈ રહ્યા જણાઓ છો ને શું!"

"હા, શ્રીચરણ કૃપાથી!"

"એ શ્રીચરણકૃપાનું માહાત્મ્ય મહદ જણાય છે! ત્યારે તમે એ આનંદધર્મ-રસનો સ્વાદ મને જરા ચખાડી શકશો ખરા? તમે તો ગળા સુધી એ આનંદધર્મ રસનું પાન કરો છો, કિન્તુ અધમ નિરાનંદી જે હું-તેને તમે થોડા રસનું પાન નહિ કરાવો, ભાઈ?" માણેકલાલે પ્રશ્ન કર્યો.

સુંદરે પ્રત્યુત્તર આપ્યો: "એ આનંદમાં તમે શું સમજો, ભાઈ? તમારા જેવા વિષયી મનુષ્યોના એ વિષય-ભોગના ક્ષણિક નશ્વર આનંદના

જેવો આનંદ નથી. એ આનંદ તો નાશ ન પામે તેવો—અનશ્વર છે."

માણેકલાલે કહ્યું: "એ આનંદરસ દ્રાક્ષારસના જેવો મિષ્ટ લાગે ખરો કે નહિ"?

સુંદરે અતિ ગંભીર મુખે ઉત્તર આપ્યો: "તમે સ્થૂલ વિષયબુદ્ધિવાળા લોકો એ નિગૂઢ તત્ત્વને શી રીતે જાણી શકો? તોપણ એ ઉપમા આપીને કાંઈક સમજાવી શકાય ખરૂં."

"એ રસનું નામ લેતાં રસમાંથી રસ ઝરવા લાગે છે ને શું?"

સુંદરે કહ્યું: "એ રસનાને કાબુમાં રાખો, કાબુમાં રાખો. ભૌતિક રસનાના રસનો એ વિષય નથી, કિન્તુ ચિદ્‌ગત આધ્યાત્મિક રસનો એ વિષય છે."

માણેકલાલ—"વારૂ, એ આધ્યાત્મિક રસનું તમે નિત્ય કેટલું પાન કરો છો?"

સુંદર—"રોજ બે-ચાર બાટલી જોઇએ."

માણેકલાલ—"બાટલી! એ વળી તમે શેની ઉપમા આપી?"

સુંદર—"બાટલી નહિ તો એ-એ રસાધાર-રસાધાર."

માણેકલાલ—"એ બાટલી મદ્યની તો નહિ ને? કારણકે તે પણ દેહની અને મનની આનંદશક્તિને જાગૃત કરનારી મહાન્-અદ્‌ભુત-પ્રબળ વસ્તુ છે. તાંત્રિક વિદ્યાની સાધના કરવાવાળાએ તેનું નામ "કારણ" એવું આપ્યું છે! તે વસ્તુ "સુરા" "મૃતસંજીવની સુધા" વગેરે અનેક નામધારિણી છે. એ સુધાની આકૃતિ પ્રાપ્ત થવાથી દેહમાં આનંદના તરંગો ઉછળે છે."

સુંદર—"હા ભાઇ, એ સુરા નામ ધારિણી-મૃતસંજીવની સુધાનું ગુરૂદેવ મને નિત્ય પાન કરવા આપે છે."

માણેકલાલ—"હાં, હવે બરાબર રસ્તે આવ્યા. જે રત્ન હોય તે જ રત્નની પરીક્ષા કરી શકે. અધિકારીને અધિકારી મળે ત્યારે જ ધર્મતત્ત્વના રહસ્યની આલોચના થાય. વારૂ, સુંદર, તમારા એ આશ્રમમાં બે-ચાર આનંદ-ભૈરવીઓ છે ને? નહિ તો ભૈરવી-ચક્રમાં સંપૂર્ણ આનંદનો લાભ પ્રાપ્ત થઈ શકે નહિ."

સુંદર—"ભૈરવી નથી કિન્તુ માતા કુલકુંડલિનીની નાયિકાઓ છે."

માણેકલાલ—"હાં બરાબર છે. તેઓ ક્યા સ્થાનમાંથી ઉત્પન્ન થએલી છે?"

સુંદર—"મારા ગુરૂદેવ એક વખત વ્યાખ્યા કરતા હતા કે માનવદેહના મધ્ય ભાગમાં અર્થાત્ નાભિના મૂળમાં ઇડા, પિંગલા અને સુષુમ્ણા નામની

નાડીઓથી વીંટાયેલું એક હજાર પાંખડીઓનું કમળ છે, તે કમળની અંદર માતા કુલકુંડલિની બિરાજમાન થઈ રહ્યાં છે. તે કમળની દરેક પાંખડીમાંથી એકેક દેવકન્યા ઉત્પન્ન થઈને માતાની સેવામાં નિયુક્ત થાય છે, એ દેવકન્યાઓ એ જ માતા કુલકુંડલિનીની નાયિકાઓ. મનુષ્યોની મુક્તિને માટે કોઈ કોઈ વખત માતા એ નાયિકાઓને સાત્વિક દેવકન્યાના નારી રૂપે અમારા આ ભૌતિક જગતમાં મોકલે છે."

માર્કેશ્વર—"ઠીક, ત્યારે તમારી મુક્તિને માટે માતા કુલકુંડલિનીએ તમારા આશ્રમમાં કેટલી નાયિકાઓને મોકલી છે ?"

સુંદર—"અમારા આશ્રમમાં નવ નાયિકાઓ છે. તે સઘળી નવ-યૌવના અને અપૂર્વ સ્વરૂપવતી છે, જાણે તે દેવ અંશમાં જન્મેલી હોય, તેવી દેખાય છે."

માર્કેશ્વર—"અહા ! ત્યારે તો આનંદની રેલમ છેલમ થાતી હશે ! સ્વામીજીને શિષ્યો પણ બહુ હશે, ખરું કે ?"

સુંદર—"હા, અનેક મોટા મોટા લોકો તેમનું શિષ્યત્વ ગ્રહણ કરે છે. પ્રત્યેક રાત્રિએ અનેક ભક્તો એકત્ર થઈને મોટો આનંદોત્સવ કરે છે."

માર્કેશ્વર—"અહા! સ્વામીજી જાણે સ્વર્ગ ભગવાનના આનંદનો જ અવતાર હોયની ! જાણે સઘળાં દુઃખ, દરિદ્ર અને ક્લેશ ટાળવાં સારો સમય જોઈને જ ઉતરી આવ્યાં હોયની !"

સુંદર—"અને તેમ જોયે જાઓ, સ્વામીજીની કૃપાથી દેવયોગ પણ આ પૃથ્વી ઉપર ઉતરી આવે છે."

માર્કેશ્વર—"હાં, ખરી વાત છે. નંદનવનની અપ્સરાઓ પણ ઉતરી આવતી હશે, કેમ ખરું કે ?"

સુંદર—"હા, એ દેવતાને યોગ્ય છે, દેવભોગ્ય આનંદની પ્રાપ્તિ એ જ મનુષ્યની સાધનાની સિદ્ધિ અથવા દેવત્વની પ્રાપ્તિ છે."

માર્કેશ્વર—"ત્યારે તમે તો દેવત્વની પ્રાપ્તિ બહુ સારી રીતે કરી હશે ! તો પછી આ તમામ જુના અધમ સેવકને તમે એક વાર પણ તમારી સાથે તે આશ્રમમાં લઈ જઈ શકો નહિ ?"

સુંદર—"એ ગુરુદેવની દયા ઉપર આધાર રાખે છે. મારાથી શું બની શકે ખરું ? તોપણ તમે ક્યાં રહો છો તે મને જણાવો, જો ગુરુદેવની અનુમતિ હશે તો એક દિવસ હું આવીને તમને બોલાવી જઈશ."

માર્કેશ્વર—"હું તો મારે ઘેર કાશીપુર જ રહું છું. ફક્ત એક કામ માટે જ અહીં આવ્યો છું. જો આપ ઉતારો કરો એ કંઈ નથી જાણ-તો સાથે લઈ પોલીસ ત્યાં મૂકી જઈશ."

સુંદર—“ત્યારે ગૌરદાસ તમારે ઘેર કાલિકાપુર રહે છે?”

માણેકલાલ—“ઓહો! વાહ તમે પણ ચાલાકી વાપરો છો કે શું? મેં તમને એક વાર તો કહ્યું કે બાવાજી મારી સાથે આવ્યા નથી.”

સુંદર—“હા એ મારી ભૂલ થઈ. બ્રજગિરિની પાસેથી સાંભળી સાંભળીને મારી ધારણા બંધાઈ ગઈ હતી કે બાવાજી તમારી સાથે જ આવ્યા છે. એ ધારણા સહજમાં હું ભૂલી શક્યો નહિ.”

માણેકલાલ—“તમારા એ બ્રજગિરિ મરીને સદાનંદ સ્વામી તો જન્મ્યા નથી ને?”

સુંદર—“ના, જો તેમ હોય તો હું તમને ઓળખી કહાડું નહિ?”

માણેકલાલ—“સ્વામીજી આનંદ ધર્મનો પ્રચાર કરવા કદિ બહાર ફરવા જાય છે?”

સુંદર—“ના, તે કદિ બહાર જતા નથી. બાહ્ય સંસારના કોલાહલથી આનંદમાં બહુ વ્યાઘાત થાય છે તેથી તે આશ્રમના શાન્ત ભાગમાં જ સર્વદા આનંદ અવસ્થામાં નિમગ્ન રહે છે. અત્યંત પરિચીત ભક્ત સિવાય બીજા કોઈને તે સ્થળે જવાનો અધિકાર પણ નથી.”

માણેકલાલ—“ત્યારે હું ધારૂં છું કે મને તે આનંદમય શ્રીચરણના દર્શનનો લાભ થવો બહુ દુર્ઘટ છે.”

સુંદર—“હા, દુર્ઘટ ખરો, નહિ કેમ? તોપણ ગુરૂજીની અનુમતિ હશે, તો તમને હું એક વખત બોલાવી જઈશ. પણ તમે ક્યાં હશો?”

માણેકલાલ—“અહીં તો મારે રહેવાનું કોઈ ઠેકાણું નથી, તેથી આજે તો હું મારે ઘેર-મારે ગામ કાલિકાપુર જઈશ. ફરીથી જ્યારે આવીશ, ત્યારે તમારા આશ્રમમાં જ હું તમને મળીશ. તમારૂં આશ્રમ ક્યાં આવ્યું?”

સુંદર—“ના ભાઈ, ભક્ત સિવાય અમારા આશ્રમનું ઠેકાણું બીજા કોઈને કહી શકાય નહિ.”

માણેકલાલ—“સારૂં, સારૂં, હું મારી જાતે શોધી કહાડીશ.”

સુંદરે કહ્યું:—“હવે હું જઈશ, સંધ્યાકાળ થવા આવ્યો છે.”

માણેકલાલે ઉત્તર આપ્યો: “હા, જાઓ. આવજો હોં, બહુ આનંદ થયો.”

સુંદર ચાલતો થયો.

માણેકલાલ મનમાંને મનમાં હાસ્ય કરીને બોલ્યો: “હા, તું બહુ ચાલાક છે, કિન્તુ મારી પાસે તારી ચાલાકી કશી પણ ચાલવાની નથી. તું સંન્યાસી બાવા ગૌરદાસની શોધ માટે ફાંફાં મારે છે, કિન્તુ ગૌરદાસ બાવાજી મરી ગયા છે અને અમીરખાં કાબુલી જન્મ્યા છે, તેમને તું પકડી

શકીશ નહિ. તમારા ગુરૂ સદાનંદ સ્વામી એ બીજા કોઈ નહિ, કિન્તુ સ્વયં અજગિરિ જ છે. તેના સિવાય આનંદધર્મ બીજા કોનો હોઈ શકે? શુભ સ્થાને આનંદ અવસ્થામાં રહેવાનો અર્થ બીજો કશો નહિ, કિન્તુ અમે પકડી પાડીએ એ જ બીકથી તેમણે આ પ્રપંચ કર્યો છે."

માણેકલાલ પછી પોતાને ઉતારે જ ગયો. તે જ દિવસે રાત્રે તેને પોતાને ગામ કાલિકાપુર જવાનું હતું, તેથી આનંદાશ્રમની તપાસ તે દિવસે તે કશી કરી શક્યો નહિ.

અલ્હાબાદથી આવી ગૌરદાસને મુંબઈમાં રાખીને માણેકલાલ મનહરની સાથે પોતાને ઘેર કાલિકાપુર ગયો હતો. ત્યાં મનહરલાલે પ્રથમથી જ તેને માટે ખેતી કરવા સારૂ જમીન લઈ રાખી હતી.

માણેકલાલ તે જમીનનો પાકો બંદોબસ્ત કરી, કેટલાક માણસોને ખેતીનું કામ સોંપી થોડા દિવસમાં પાછો મુંબઈ ગૌરદાસની પાસે આવ્યો.

માણેકલાલની સલાહથી ગૌરદાસે [illegible] ફળની એક દુકાન ખોલી. કોઈ વખત તે દુકાનપર બેસી ફળોનું વેચાણ કરતો, તો કોઈ વખત ફળની ફેરી પણ કરતો હતો. એ પ્રમાણે વ્યવસ્થા ચાલતી હતી. દુકાનની પાછળ એક નાની સરખી દીવાલથી વીંટાએલા મકાનમાં ગૌરદાસે રહેવાનું કર્યું હતું.

એ પ્રમાણે બંદોબસ્ત કરી જે દિવસે માણેકલાલને કાલિકાપુર જવાનું હતું તે જ દિવસે સુંદરની સાથે તેને મેળાપ થયો. ગૌરદાસને એ સમાચાર આપી તથા બહુ જ સાવચેતીથી રહેવાનું કહી માણેકલાલ કાલિકાપુર ગયો.

## પ્રકરણ ૨૩ મું.

### સદાનંદ સ્વામી.

મધ્યરાત્રિનો સમય થયો છે. આનંદાશ્રમની અંદર આનંદોત્સવની સમાપ્તિ થઈ રહી છે. આનંદરસનું પાન કરીને કોઈ કોઈ ભક્તજનો ઉત્સવગૃહમાં આનંદ શયને શાયિત થયા છે અને કોઈ કોઈ આનંદરસમાં પરિપ્લુત થઈને મધપૂડામાંની મધુમક્ષિકાની માફક શય્યામાં આળોટી રહ્યા છે. વળી કોઈ ભક્તજનો આશ્રમના આંગણાની આનંદભૂમિમાં આનંદરસમાં રસપૂર્ણ બની ગએલા કંઠે આનંદસંગીત ગાઈ રહ્યા છે!

ભક્તજનોને એ પ્રમાણે આનંદાવસ્થામાં મૂકીને શ્રીમદ્ મહાપ્રભુ સદાનંદ સ્વામીએ મુખ્ય શિષ્ય સુંદરને લઈને પોતાના શુભ વિશ્રામગૃહમાં ગમન કર્યું. સુશોભિત ચાદરથી બિછાવેલી સુકોમળ શય્યામાં સ્વામીજી

પોતાનું અંગ લાંબું કર્યું. ગુરૂશય્યાની પાસે ભોંયતળિયે બિછાવેલા ગાલીચા ઉપર સુંદર બેઠો.

સદાનંદના મસ્તકપર અત્યારે લાલ રંગનો સાફો વિરાજી રહ્યો છે. અર્ધશ્વેત અને અર્ધકૃષ્ણવર્ણા એમ બે પ્રકારના મિશ્રિત રંગના વાળની લાંબી દાઢી છે. શરીર ઉપર કિંમતી વસ્ત્રો પરિધાન કરેલાં છે. ગળામાં કોઈ ધનવાન ભક્તજન તરફથી ભેટ મળેલી મોતીની માળા ધારણ કરેલી છે અને ચક્ષુ ઉપર સુવર્ણની ફ્રેમવાળાં ચશ્મા પહેરેલાં છે, જટા, દાઢી અને ચશ્માથી સ્વામીજીના મુખનું સ્પષ્ટ દર્શન ભાગ્યે જ થઈ શકે છે.

ગુપ્ત વિશ્રામગૃહમાં આવીને શય્યા ઉપર બેસી સદાનંદે મસ્તક ઉપરની પાઘડી તથા ચશ્મા ઉતારીને એક બાજુ મૂક્યાં. પ્રિય પાઠક! સદાનંદ એ બીજું કોઇ નહિ, કિન્તુ આપણો પૂર્વપરિચિત વ્રજગિરિ જ છે. ગૌરદાસની સાથે માણેકલાલ મળી ગયો છે તથા બન્ને પલાયન કરી ગયા છે, એમ જાણવાથી તેના શોધ કરવા માટે સદાનંદ નામ ધારણ કરી, વેશ બદલી તેની પાછળ ફરતા ફરતા મુંબાઇમાં આવી તેણે આનંદધર્મની તથા આનંદાશ્રમની સ્થાપના કરી છે. માતા કુલકુન્ડલિનીની ઇચ્છાથી મુંબઇની કેટલીક સ્ત્રીઓ પણ આ આશ્રમમાં આવજા કરવા લાગી. વ્રજગિરિની પાસે અત્યારે જે સઘળી હીરા, માણેક, મોતી વગેરે કિંમતી ચીજો છે તે બધી મુંબઇના ધનવાન ગૃહસ્થો તરફથી ભેટમાં મળેલી છે. આજકાલ આનંદધર્મનો મહિમા મુંબાઈમાં બહુ વધી ગયો છે. આનંદધર્મના ભક્તજનો આનંદરસનું પાન કરીને આનંદમાં આવી જઇને સદાનંદના આનંદમય ચરણમાં ઢગલે ઢગલા આનંદ ઉપહાર મૂકી જાય છે. આ કારણથી સદાનંદ અને સુંદર અત્યારે સંપૂર્ણ આનંદ અનુભવી રહ્યા છે. નિરાનંદનું કશું કારણ નથી.

પ્રિય પાઠક! તોપણ સદાનંદનાં લાલચોળ જણાતાં નેત્રોમાં અત્યારે આનંદનો એક છાંટો પણ દૃશ્યમાન થતો નથી. આનું કારણ શું? આનંદોત્સવની સમાપ્તિ થઈ રહ્યા પછી શિષ્યનું મુખ પણ ચિન્તાની છાયાથી ઘેરાએલું જણાય છે, તેનું પણ કારણ શું? ચાલો, આપણે તે ગુપ્ત ગૃહના ગુપ્ત ખૂણાના અંધકારમાં ઊભા રહીને તેમની કાંઇક વાતચીત સાંભળીએ. તેમ કરવાથી ઘણે ભાગે આનંદધર્મ અને આનંદમયના પ્રતિષ્ઠાતાના આ આનંદમય સમયમાં ગુરૂ અને શિષ્ય બન્ને જણ નિરાનંદ શામાટે છે, તેનું કાંઇક કારણ સમજી શકીશું!

ચિન્તાના ભારથી દબાએલા સ્વરે સદાનંદે પ્રશ્ન કર્યો: "સુંદર! કાંઇ પત્તો લાગ્યો?"

સુંદરે ઉત્તર આપ્યો: "નાજી, ગૌરદાસનો કશો પત્તો લાગ્યો નથી, તોપણ સત્યદમનની સાથે આજે મારે મેળાપ થયો હતો."

"ગૌરદાસ તેની સાથે આવ્યો નથી ?"

"ના, તેણે ના કહી."

સદાનંદ ક્રોધથી ઉત્તેજિત થઈને તીવ્ર સ્વરે બોલ્યોઃ "તે જુઠું બોલે છે ! ગૌરદાસ તેની સાથે જ આવેલો હોવો જોઇએ."

સુંદરે વિનયથી કહ્યું: "હા, હું પણ એમ જ ધારૂં છું."

સદાનંદ બોલ્યોઃ "ધારૂં છું-ધારૂં છું નહિ, સુંદર ! ગૌરદાસ નિશ્ચય તેની સાથે જ આવ્યો છે. એમાં કોઈ પણ જાતનો સંદેહ હોઇ શકે જ નહિ. સર્વદમન્ અત્યંત ચતુર, અત્યંત સાહસી અને અત્યંત તેજસ્વી છે, તેથી ગૌરદાસની પાસેથી મારી સઘળી વાત સાંભળી લઇને તેનું વૈર વાળવા માટે તેને સહાય કરવાનું નક્કી તેણે માથે લીધુ છે. પહેલાં એક શત્રુ હતો, હવે બે થયા ! સુંદર ! મેં મોટી ભૂલ કરી છે. તને એ કાર્ય નહિ સોંપતાં સર્વદમન્‌ને મેં મોકલ્યો એ મારી મોટી મૂર્ખાઈ થઈ છે."

સુંદર કશું નહિ બોલતાં મૌન રહ્યો. સદાનંદ પુનઃ બોલવા લાગ્યો "આમ થશે એમ મેં જાણ્યું નહોતું. જ્યારે ગૌરદાસ મારા જોવામાં આવ્યો ત્યારે તેને મારવાને હું અત્યંત ક્રોધાતુર થઇ ગયો હતો, એવામાં સર્વદમન મારી સન્મુખ આવીને ઊભો રહ્યો. મેં ધાર્યું કે હવે એકદમ મારૂં કાર્ય સિદ્ધ થઈ જશે. વિલંબ કરવાની કશી જરૂર નથી, એમ ધારીને એ કાર્ય મેં એને બતાવેલું, પણ પરિણામ ખરાબ આવ્યું. ઠીક, જે ભૂલ થઇ ગઇ, તે પાછી ફરવાની નથી. પરન્તુ હવે એ ભૂલ સુધારવી જોઈએ."

સદાનંદ થોડી વાર શાન્ત રહી વિચાર કરવા લાગ્યો, પછી સુંદરના મુખ તરફ જોઇને બોલ્યોઃ "સુંદર !"

"જી, શી આજ્ઞા છે ગુરૂજી ?"

સદાનંદ ગંભીર કંઠે ધીમે ધીમે બોલ્યો: "સાંભળ સુંદર ! તું મારો મુખ્ય શિષ્ય છે. હું સંન્યાસી છું. મારે સંતાન વગેરે કશું નથી; તેથી પ્રધાન શિષ્યરૂપે મારા આ આશ્રમની સઘળી સંપત્તિનો તું જ ઉત્તરાધિકારી છે."

સુંદરે ભક્તિભાવે અને વિનયપૂર્ણ વચને કહ્યું; "ગુરૂદેવની જેવી કૃપા."

સદાનંદે કહ્યું: "જો, અહીં સુખસંપત્તિની દીવાલનો મેં દૃઢ પાયો નાંખ્યો છે. મૂર્ખ લોકોની જેવી ઇચ્છા હોય તેવો તેમને ધર્મોપદેશ કરવાથી તેઓ એકદમ વશીભૂત થઇ જાય છે. ઢગલે ઢગલા લક્ષ્મી તેઓ મારા ચરણ આગળ મૂકી જાય છે. રાજાના જેટલા સુખ વૈભવમાં હું મારૂં જીવન ગુજારી શકું તેમ છું, કિન્તુ સુંદર ! મારી સઘળી સુખસંપત્તિ અને તારા સુખસ્વપ્નોની સઘળી આશા, એ બધું આ ગૌરદાસના મૃત્યુપર અવલંબી

રહ્યું છે. ગૌરદાસના જો કોઈ રાઈ રાઈ જેટલા ટુકડા કરી નાંખે, તો જ આપણે સુખી થઈ શકીએ, પરન્તુ ચતુર અને સાહસી સર્વદમન તેના સહાયમાં છે તેથી આપણી ધારણા પૂર્ણ થવી મુશ્કેલ છે."

"મુશ્કેલ હોય કે ન હોય, પરન્તુ આપની શી આજ્ઞા છે ગુરૂજી?"

સદાનંદ પુનઃ બોલ્યો: "સાંભળ સુંદર! ગૌરદાસ મારો ભયંકર શત્રુ છે. તે વૈર લેવાને માટે પાપિષ્ઠ દુષ્ટ ગ્રહ શનિની માફક કેટલાંય વર્ષોથી મારી પાછળ પાછળ ફર્યા કરે છે. આટલા દિવસસુધી તો હું અજાણ્યા અને ઉજ્જડ પ્રદેશમાં ફર્યા કરતો હતો, તેથી ગૌરદાસને મારી સાથે ભેટો થઇ જતો તોપણ તે કશું મારૂં અનિષ્ટ કરી શકતો નહિ; કિન્તુ હવે આ બહુ લોકથી પરિપૂર્ણ રાજ્યધાની મુંબઈમાં મારા આ ધનવાન શિષ્યોની સમક્ષ જો કદિ ગૌરદાસ મને પકડી પાડે, તો આ મારી સુખની અટ્ટાલિકા એકાએક ભાંગી પડે અને એક જંગલી પશુની માફક મારે ઉજ્જડ પ્રદેશમાં જઈને સંતાઈ રહેવું પડે."

સુંદરે ઉત્તર આપ્યો: "ગુરૂદેવ! હું આપનો દાસ છું અને આપ મારા પ્રભુ છો! આપના કોઇ પણ કાર્યમાં ઓછું લક્ષ આપું, તો મને મહાપાતક લાગે. પરન્તુ માફ કરજો આવી અવસ્થામાં આ સ્થળે આવીને આ આશ્રમની તમે પ્રતિષ્ઠા કરી એ શું સારૂં કર્યું છે? વળી સર્વદમન તથા ગૌરદાસ આ સ્થળે છે, તે તમારા જાણવામાં આવ્યા છતાં, તમે આ સાહસ ઉઠાવ્યું?"

ભયંકર રોષ, દ્વેષ અને પ્રતિહિંસાની ઉત્તેજનાથી વિકટ હાસ્યધ્વનિ કરીને સદાનંદ બોલ્યો: "જાણ્યા છતાં, સાંભળ્યા છતાં અને ઇચ્છાપૂર્વક આ વિપત્તિ મેં માથે વહોરી લીધી છે, તે શામાટે તે તું જાણે છે સુંદર? ગૌરદાસની પાછળ પાછળ અશાન્ત અને ઉદ્વિગ્ન ચિત્તે દેશ અને વિદેશમાં હું આટલા દિવસ ફર્યો, પરન્તુ તે અત્યારસુધી અસહાય અવસ્થામાં પડેલો હતો, પણ હવે સર્વદમન જેવા વીર પુરૂષની તેને સહાય મળી છે. આથી મારો ઉદ્વેગ અને અશાન્તિ સહસ્રગણાં વધી ગયાં છે. એ ઉદ્વેગ અને એ અશાન્તિ લઈને મારે કેટલો વખત એવી રીતે રખડતા ફરવું? સુંદર! મેં વિચાર કર્યો કે તું મારા પુત્રતુલ્ય છે, તારી મારે સહાય છે; તું મારી આજ્ઞા માથે ચડાવીને આ અશાન્તિ અને ઉદ્વેગનું મૂળ જે ગૌરદાસ છે, તેનો તું નાશ કરે, એવી ઇચ્છાથી હું આ મુંબઈ શહેરમાં આવ્યો છું."

"બહુ સારૂં, જેવી આપની આજ્ઞા." સુંદરે ઉત્તર આપ્યો.

સદાનંદ વધારે ઉત્તેજિત થઈ કહેવા લાગ્યો: "વર્તમાન સમયમાં નિર્ભયપણે રહેવાને માટે તથા ભવિષ્યમાં સુખસન્માનની આશાથી મેં આ

આશ્રમની પ્રતિજ્ઞા કરી છે. ગૌરદાસ મને પકડી પાડે તે પહેલાં હું જ તેને પકડીશ અને તારી સહાયતાથી તેનો નાશ કરીશ. આ આશાથી આ સ્થળે આવીને હું બેઠો છું. બોલ સુંદર ! તારાથી તે કાર્ય બની શકશે ? ”

ગુરુની એ ભીષણ ઉત્તેજનાથી ઉત્તેજિત થઈને સુંદરે ઉત્તર આપ્યો: “ કેમ ન બની શકે પ્રભુ ? આપના ચરણસેવનથી આપનું તેજ શું હું કશું નહિ પ્રાપ્ત કરી શક્યો હોઉં ? આપ નિશ્ચિંત રહો. સર્વદમન જ્યારે આ સ્થળે છે, ત્યારે ગૌરદાસ પણ તેની સાથે જ હોવા જોઈએ. ગમે તેમ કરી તેની શોધ કરીને આ છરી તેની છાતીમાં ભોંકી, તેનું રક્ત લાવીને આપની આગળ હાજર કરીશ. ”

સુંદર પોતાની ભેટમાંથી એક મોટી છરી બહાર કાઢી ગર્વથી એકાએક ઊભો થઈ ગયો.

સદાનંદ પણ ઉઠીને સુંદરની સન્મુખ ઊભો રહ્યો ! તેની આંખોમાંથી અત્યારે અગ્નિના તણખા ઝરતા હતા. ડાબો હાથ સુંદરના ખભાપર મૂકી જમણો હાથ ઉચો કરી ગર્જના કરીને દાંત સાથે દાંત પીસીને તે બોલ્યો: “ મારે એ જ જોઈએ છે, સુંદર ! એ છરી ગૌરદાસના લોહીથી રંગેલી જોવાને હું ઇચ્છું છું અને અંજળી ભરીને ગૌરદાસના ઉષ્ણ શોણિતનું પાન કરવાને તલપી રહ્યો છું. એટલું જ નહિ, કિન્તુ એ સર્વદમન—મારો શત્રુ-વિશ્વાસઘાતક શત્રુ—એ સર્વદમન, તેના શોણિતથી મારા હૃદયમાં સળગી રહેલા વૈરાગ્નિને શાન્ત કરવાને ઇચ્છું છું. તે બન્ને જણાનો નાશ કરવાની જરૂર છે. તે બન્નેના લોહીની તૃષ્ણાથી મારો દેહ, મારો પ્રાણ અને મારૂં હૃદય નિરંતર હડહડ બળ્યાં કરે છે. જો કદિ બની શકે તો, સુંદર ! એ બન્નેના લોહીની અંજળીપર અંજળી ભરીને તર્પણ કરી મારી ઇષ્ટદેવી એ રાક્ષસી વૈરાગ્નિની પિપાસાને તૃપ્ત કરવાને હું ઇચ્છું છું ! એ મારી ઇષ્ટદેવી મોટા-સ્વરૂપવાળી ચામુણ્ડાની માફક મોટું વિકાસી તેની મોટી લાલ જીભ બહાર કાઢી ઘોર ગર્જના કરીને લોહીની તૃષા શાન્ત કરવાને તૈયાર થઈ રહી છે. જો હું તેની પિપાસાને શાન્ત કરૂં તો પછી મનવાંછિત સુખ વૈભવ પ્રાપ્ત કરી શકું અને પુત્ર તરીકે તને ખોળે બેસાડું. ”

ભીષણ ઉત્તેજનાથી સદાનંદના આખા શરીરે અગ્નિ સળગવા લાગ્યો,—માથામાં અગ્નિની જ્વાળા, હૃદયમાં અગ્નિની જ્વાળા, સર્વત્ર શરીરે અગ્નિની જ્વાળા સળગવા લાગી.—સદાનંદ એકદમ ઉતાવળે પગલે ગુપ્ત ગૃહની બહાર નીકળ્યો. સુંદર પણ કંપિત દેહે ધીરે ધીરે ગુરુની પાછળ પાછળ બહાર નીકળ્યો.

# પ્રકરણ ૨૪ મું.

## ચક્રમાં નાંખ્યો.

મુંબઇની વિલાસી પ્રજામાં સદાનંદની ખ્યાતિ ફેલાવા લાગી. ભક્ત જનોની સંખ્યા પણ વૃદ્ધિ પામવા લાગી. ધીમે ધીમે શોભાશંકરના સાંભળવામાં પણ સદાનંદના આનંદ ધર્મની વાત આવી. તેના મનમાં વિચાર થયો કે આ સ્વામીદ્વારા મારા મિત્ર કૃષ્ણલાલની સંસારસુખથી રહિત બનેલી પુત્રીને પતિની પ્રાપ્તિ કરાવી શકાશે.

તેના કેટલાક ખરા મિત્રોએ પણ સદાનંદના આનંદ-ધર્મનું શિષ્યપણું ગ્રહણ કર્યું હતું, તેથી શોભાશંકરને આનંદાશ્રમનાં દર્શન કરવામાં કશો વિલંબ થયો નહિ, કે કશી અડચણ નડી નહિ.

એ પ્રમાણે આનંદ-ધર્મની સાધના કરવામાં તેને કોઇ પણ પ્રકારની અરૂચિ અથવા ક્લાન્તિ કદિ પણ થઇ નહિ. થોડા જ સમયમાં તે આનંદમયની ચરણસેવાનો અધિકારી થઇ ગયો. અનેક ઉપચારથી પૂજા કરીને તેણે ગુરૂની કૃપા સંપૂર્ણ રીતે પ્રાપ્ત કરી. અનેક પ્રકારની દક્ષિણા વગેરે આપીને અલ્પ સમયની અંદર શોભાશંકરે સર્વ ભક્ત જનોનું પ્રાધાન્ય પદ મેળવ્યું.

એ પ્રમાણે દિવસો જાય છે, એવામાં એક દિવસ શોભાશંકરે સદાનંદની સાથે એકાન્ત સ્થળમાં કેટલીક વાતચીત કરી. પછી બીજે દિવસે કૃષ્ણલાલને બોલાવી લાવીને તેણે સદાનંદનો પરિચય કરાવી દીધો. સદાનંદની વિશાળ તથા તેજસ્વી મૂર્તિ જોઇને તથા તેની સાથે પાશ્ચિમાત્ય દેશની સામાજિક અને રાષ્ટ્રનૈતિક વિષય સંબંધી અનેક વાતચીત થવાથી કૃષ્ણલાલનું મન તેના તરફ આકર્ષાયું. હવે તે વારંવાર આશ્રમમાં આવ-જા કરવા લાગ્યો. સદાનંદે એક દિવસ તેના આનંદ-ધર્મની વ્યાખ્યા કરીને સુસભ્ય પાશ્ચિમાત્ય સામાજિક પ્રથાની સાથે પોતાના ધર્મનું મળતાપણું દેખાડી આપ્યું અને કૃષ્ણલાલને તે રાત્રે થનારા આનંદ-ઉત્સવમાં આવવાનું નિમંત્રણ કર્યું.

તે દિવસે આનંદાશ્રમને અનેક પ્રકારથી શણગારવામાં આવ્યું. ઓરડાની અંદર ભોંયતળિયે એક સુશોભિત મનોહર શેતરંજી બિછાવી દીધી, ઓરડાના મધ્ય ભાગમાં એક મોટું ટેબલ ગોઠવવામાં આવ્યું અને તે ઉપર શ્વેત રંગનું વસ્ત્ર આચ્છાદિત કર્યું, ટેબલની આસપાસ ચોતરફ સુંદર ખુરશીઓ ગોઠવી દીધી, ટેબલ ઉપર સુગંધિત પુષ્પોના હાર તથા ગજરા મૂકી રાખ્યા.

પ્રત્યેક ખુરસીની સન્મુખ ટેબલપર સુવાસિત આસવથી ભરેલી રૂપાની સુન્દર રકા-બીઓ વિરાજમાન થઈ રહી અને દરેક રકાબીની પાસે મદિરાથી ભરેલા મદ્યના ગ્લાસ ગોઠવી દીધા. યોગ્ય સમયે કૃષ્ણનાથ તથા શોભાનકર વગેરે ભક્તજનોએ આવીને પોતપોતાનું આસન ગ્રહણ કર્યું. સઘળા આસન પૂરાઈ ગયા કે તુરત જ નાયિકાઓએ નાચ તથા ગાન શરૂ કર્યાં.

કૃષ્ણનાથે જોયું કે સ્વામીજી બહુ જ ઉદારચિત્ત, કુસંસ્કારમુક્ત અને સુરુચિસંપન્ન છે. ઉત્સવ પણ સારો અને સદ્‌ગૃહસ્થ લોકોને આનંદ ઉ-ત્પન્ન કરે તેવો કર્યો છે. કિન્તુ જેને ધર્મ કહે છે, તેની જરા ગંધ પણ તેના જોવામાં ન આવી. ધર્મનું નામ આને ન આપ્યું હોત તો સારૂં હતું. સુન્દર આનંદોત્સવને બીભત્સ કરી નાખ્યો છે, એમ તેને જણાયું.

ગમે તેમ તોપણ એ આનંદસાગરમાં કૃષ્ણનાથ એક ડુબનારની અફર ડુબકાં ખાવા લાગ્યો. સંપૂર્ણ આનંદરસનું પાન કરીને તેણે ઘેર પાછા આવીને મધુર સ્વપ્નમાં રાત્રિ ગુજારી. બીજે દિવસે પ્રાતઃકાળમાં પુનઃ દુષ્ટ વિચારે તેના હૃદયમાં પ્રવેશ કરીને પુનઃ તે આનંદોત્સવ તરફ તેના મનને ખેંચ્યું. રાત્રિ થઈ એટલે શોભાનકરે આવીને તેને બોલાવ્યો. કૃષ્ણનાથ પણ કશી આનાકાનીની પરવા વિના આનંદથી તેની સાથે ગયો! એ પ્રમાણે આનંદાશ્રમમાં વારંવાર તે જવા આવવા લાગ્યો.

હવે ઠંડી ઋતુ ખલાસ થઈ ગઈ છે અને ગરમી પડવાની શરૂઆત થઈ ચૂકી છે. રસ્તા ઉપરની ધૂળ ઉડીને તથા ગરમ વાયુ વહન કરીને રસ્તે ચાલનાર માણસોને અકળાવી નાખે છે. કૃષ્ણનાથ એક દિવસ બપોરે બગિચામાં આમતેમ ટહેલતો હતો, એવામાં શોભાનકરે પ્રશ્ન કર્યો "વારુ, કહો કૃષ્ણનાથ! સ્વામીજીના આનંદાશ્રમનો આનંદોત્સવ કેવો લાગ્યો?"

કૃષ્ણનાથે મંદ હાસ્ય કરીને કહ્યું "માત્ર જો આનંદ જ પ્રાપ્ત કરવો હોય, તો તે સ્થળ અતિ ઉત્તમ છે, પરંતુ જો ધર્મની વાત પૂછો તો તે કેવળ દંભ સિવાય બીજું કશું નથી."

શોભાનકર બોલ્યો "પણ આપણે જેવા સ્વામીજીની શોધ કરતા હતા તેવા જ સ્વામીજી બરાબર મળી આવ્યા કે નહિ?"

કૃષ્ણનાથે ઉત્તર આપ્યો "હા, એમનું પુનર્લગ્ન કુંદનબાળાની સાથે કરવામાં આપણને આવા સ્વામીજીની જ જરૂર હતી, તે ખોટ હવે પૂરી પડી છે.'

શોભાનકરે કહ્યું "એક દિવસ આનંદાશ્રમમાં જઈને સ્વામીજીને એમના કુંદનબાળાની સાથે પુનર્લગ્ન કરવાની વાત જણાવી દઈને તે સુખે સમાજને સંભળાવવું કે આપણા સમાજમાં એક બહુ જ .

રેલી પ્રથા ચાલે છે, તે આપણે દૂર કરવી જોઇએ. અનેક નિર્દોષ વિધવા બાલિકાઓ આખી જીંદગી દુઃખમાં રીબાયા કરે છે અને કેટલીક અત્યાચારો કરી ગર્ભપાત જેવાં મહાન અનર્થો ગુજારી પાપનાં પોટલાં બાંધે છે, તો પુનર્લગ્નનો રિવાજ ચાલુ કરી એ મહા ભયંકર પાપો થતા અટકાવવાં જોઇએ. કૃષ્ણલાલ પહેલ કરી આ સમાજમાં દાખલો બેસાડવા તૈયાર છે. આ પ્રમાણે સ્વામીજીનો ઉપદેશ થવાથી આખા સમાજમાં પુનર્લગ્નનો રિવાજ દાખલ થઇ જશે. વળી કૃષ્ણલાલ ! આમ કરવાથી દેશની સેંકડો દુઃખી થતી છોકરીઓનો આશીર્વાદ પણ તમને મળશે, અને આખા સમાજમાં સુધારક તરીકે તથા પરોપકારી તરીકે તમે ઘેર ઘેર પૂજાશો. ખરેખર, તમે ભાગ્યવાન પુરૂષ છો, કે તમને આવો સુયોગ પ્રાપ્ત થયો છે. ”

“ વાહ શોભાશંકર ! વાહ ! ” ઉલ્લાસમાં આવી જઇને કૃષ્ણલાલ શોભાશંકરને એકદમ ભેટી પડ્યો.

પછી બન્ને જણ પાસેપાસે એક જ આસન ઉપર બેઠા.

શોભાશંકર પુનઃ બોલ્યો: “ આજ સાંજે સ્વામીજીના આશ્રમમાં મારે જવું પડશે, કારણકે રામનારાયણ દીક્ષા લેવાના છે એમ મેં સાંભળ્યું છે. સ્વામીજીએ મને તે સમયે આશ્રમમાં હાજર રહેવાનો આગ્રહ કર્યો છે. તમે મારી સાથે આવશો ? ”

“ હા આવીશ—નહિ કેમ આવું ? મને પણ એમ વિચાર થાય છે કે હું પણ આજ દીક્ષા લઈ નાંખું. ”

“ બહુ સારૂં, ઇચ્છા હોય તો લ્યો, તેમાં શી હરકત છે ? ”

“ હવે જેમ બને તેમ સ્વામીજીને મારો ઉદ્દેશ સમજાવી દઇને એમાનું પુનર્લગ્ન કુંદનલાલની સાથે જલદી કરી નાંખવાનો મારો પણ વિચાર છે. ”

શોભાશંકરે પ્રશ્ન કર્યો: “ બહુ સારૂ, પણ આ તરફ એમાની શી ખબર છે ? તે વિષે તમે કાંઈ તપાસ કરી ? શું તે પુનર્લગ્ન કરવાને તૈયાર છે ? ”

કૃષ્ણલાલે પ્રત્યુત્તર આપ્યો: “ હા, કુંદનલાલના કહેવાપરથી તો સંપૂર્ણ આશા રાખી શકાય છે. ”

“ કુંદનલાલે તમને શું કહ્યું ? ”

“ તેણે કહ્યું કે ‘ એમા નિરંતર ઉદાસ ભાવથી કોઈ વિચારમાં ને વિચારમાં બેસી રહે છે. ’ પરંતુ મને તે પ્રેમનું લક્ષણ લાગે છે, કેમ ખરૂં કે નહિ ? પ્રેમને ચાહનારી છોકરી વિપત્તિમાં પડી છે, પોતાનું પુનર્લગ્ન થશે, એ તો તેને આશા પણ નહિ હોય અને તેથી તે ઉદાસ રહેતી હશે. મેં

આટલી બધી તૈયારી કરી નાંખી છે, એ તેના જાણવામાં નથી. પરન્તુ જ્યારે તે એકાએક પોતાના પુનર્લગ્નની વાત સાંભળશે, ત્યારે તેના આનંદની સીમા જ નહિ રહે. કેમ શોભાશંકર? મારી ધારણા ખરી છે કે નહિ?"

"હા, તદ્દન ખરી છે." શોભાશંકરે ટેકો આપ્યો.

કૃષ્ણલાલે તે દિવસે સદાનંદ સ્વામીના આનંદતંત્રની દીક્ષા લીધી. આ પ્રમાણે શોભાશંકરે કૃષ્ણલાલને સદાનંદના ચક્રમાં નાંખ્યો.

## પ્રકરણ ૨૫ મું.

### કુંદનલાલનો વિસ્મય.

ઘણો કાળ વીતી ગયા પછી એક દિવસ સાંજે સમુદ્રના કિનારા પર આવેલા બગીચામાં બકુલની કુંજમાં એમા અને રંગિલી પુષ્પોની મધુરી સુગંધનો આસ્વાદ ચાખી રહી છે.

વસંત ઋતુનું સામ્રાજ્ય ચાલી રહ્યું છે. બધાં ફૂલઝાડો અને વૃક્ષોએ સુશોભિત ફૂલોથી તથા લીલાંછમ પાંદડાંથી અત્યંત મનોહર શોભા ધારણ કરી છે. શીતળ મંદ અને સુગધમય વાયુલહરિઓ ધીમે ધીમે વહન કરી રહી છે, ભમરાઓ મધુર ગુંજારવ કરતા કરતા આ પુષ્પ ઉપરથી બીજા પુષ્પ ઉપર અને બીજા પુષ્પ ઉપરથી ત્રીજા પુષ્પ ઉપર એમ વારંવાર ઉડીને મધ ચૂસી રહ્યા છે. સર્વત્ર હાસ્ય, આનંદ અને માધુર્ય ફેલાઈ રહ્યાં છે, કિન્તુ હાસ્ય નથી દેખાતું એમાના મુખે, આનંદ નથી જણાતો એમાની આંખોમાં, અને માધુર્યનો સ્પર્શ નથી થએલો જણાતો એમાના હૃદયને. પ્રિય વાંચક! તને સ્મરણમાં હશે કે આ જ બગીચામાં એક દિવસ એમા ધ્યાન વદને બેઠી હતી અને ત્યાં રંગિલી ગાતી ગાતી આવી હતી. આજે પણ તે એવી જ રીતે ઉદાસ મને બકુલના એક ઝાડ નીચે કાષ્ઠાસનપર બેઠી છે અને રંગિલી તેની પાસે ઊભી ઊભી મંદ મંદ હાસ્ય કરી રહી છે, એવામાં કુંદનલાલ ઉતાવળે પગલે ત્યાં આવી પહોંચ્યો.

ચીરૂટ ફુંકતો ફુંકતો મંદ હાસ્ય કરીને કુંદનલાલ બોલ્યો: "એમા! તમારે માટે હું એક ખુશ ખબર લાવ્યો છું. કિન્તુ મને શી બક્ષિસ તમે આપશો. બોલો?"

એમાએ વિસ્મય પામીને પૂછ્યું: "વળી એવા ખુશ ખબર તમે શા લાવ્યા છો, મિ: કુંદનલાલ?"

"તમે હવે સ્વતંત્ર બન્યાં—હવે જલદી તમે સ્વતંત્ર બનવાનાં."

"સ્વતંત્ર? તમે શું બોલો છો, તે કાંઈ હું સમજી શકતી નથી!"

કુંદનલાલ બોલ્યોઃ "તમારી બાલ્યાવસ્થામાં એક વખત છોકરાંની રમત કરે તેમ એક ગામડિયા સાથે તમારૂં લગ્ન થયું હતું, તે તમને યાદ છે કે? તે લગ્ન એ છોકરાંની રમત જ, બીજું કશું નહિ. એ લગ્નને માટે તમે કે તમારા પિતા એ બેમાંથી કોઈ પણ જવાબદાર હોઈ શકો નહિ, કારણકે તે કાયદા વિરૂદ્ધ લગ્ન થયું હતું. કાયદાને અનુસારે તમારૂં લગ્ન કરવાની હવે તૈયારી ચાલે છે. હું ધારૂં છું કે હવે થોડા જ સમયમાં બીજા કોઈ યોગ્ય પુરૂષની સાથે તમારૂં લગ્ન થઇ જશે, તે અન્ય પુરૂષ—"

વિસ્મય પામેલી એમા કુંદનલાલને બોલતો અટકાવી વચમાં બોલી ઉઠીઃ "તમે શું બોલો છો કુંદનલાલ? એમ તે કદિ પણ થઈ શકે?"

કુંદનલાલે ઉત્તર આપ્યોઃ "હા, થઇ શકે–થઇ શકે. તમે એ વિષે કશી ફીકર ન કરો. એક સંન્યાસી આવ્યા છે, તેમણે આનંદ–ધર્મ નામનો નવો પંથ કાઢયો છે. ખાઓ, પિઓ ને મઝા કરો, એ જ તેમનો મૂળ મંત્ર છે. મારા પિતા તથા તમારા પિતા એ બન્ને જણ તેમના શિષ્ય થયા છે. તેમની પાસે ધર્મની વિધિપૂર્વક તમારૂં લગ્ન કરવાનું છે. તેમણે કોઇ એક શાસ્ત્રમાંથી એક નિયમ શોધી કાઢયો છે, તેને આધારે લગ્ન થઇ શકે છે. એ નિયમને સામાજિક અનુમોદન પણ મળી શકે એવી ગોઠવણ કરેલી છે."

"શું એ સાચી વાત છે, કુંદનલાલ? મારા પિતાએ તેમને એ બાબતની શું હા કહી છે?"

"હા, હા, ખરી વાત છે. તમારા પિતાએ પણ મત આપ્યો છે. ગભરાઓ છો શામાટે? શાન્તિ રાખો, બધું નક્કી થઇ ગયું છે. તમે જાણો છો કે મારા પિતાજી બહુ ચાલાક છે, જે કામ ધારે તે પાર પાડયે જ રહે. તે સંન્યાસી આજે તમારે ત્યાં જમવા આવવાના છે. તે આજે તમારે ત્યાં ધર્મની વિધિ કરી જશે, ત્યારપછી સંન્યાસી અને તેમના મોટા મોટા શિષ્ય ભક્તો એકઠા થઇને બે ચાર દિવસની અંદર એક સામાજિક અનુમોદન લેશે. એ પ્રમાણે ધર્મની વિધિ અને સામાજિક અનુમોદન મેળવ્યા પછી તમારા પિતા તેમની સઘળી ધન–સંપત્તિનું વિલ તમારા નામે કરી આપશે અને પછી કાયદાનુસારે તમારૂં પુનર્લગ્ન કરશે."

"સત્ય કહો છો?"

"હા, હા, સત્ય કહું છું. શું હું કદિ તમારી મશ્કરી કરૂં છું, એમા? નક્કી ત્રણ ચાર દિવસમાં તમે સ્વતંત્ર બનશો."

એમાથી હવે બેસી શકાયું નહિ. તે કાઉચસનપર લોટી પડી.

કુંદનલાલ પાસે આવીને કાઉચની પાછળ હાથ રાખીને એમાની સામે ઘુંટણીએ બેસી પ્રેમપૂર્ણ દૃષ્ટિથી તેના મુખ સામું જોઇ રહી, મધુર વચને બોલ્યોઃ "શું મેં આ ખુશ ખબર આપવામાં ઉતાવળ કરી છે? શું આ આનંદના સમાચારથી તમારા હૃદય ઉપર પ્રેમનો આઘાત થયો છે? કિન્તુ મને માફ કરો, એમા! હું આનંદમાં અધીન બની જઈ—" તેને આગળ બોલતો અટકાવી એમા બોલીઃ "મિ. કુંદનલાલ! કૃપા કરીને મને અહીં એકલી જ રહેવા દો."

કુંદનલાલ ઉઠી ઊભો થઇ જરા પાછળ ખસી જઇ બોલ્યોઃ "હા, એ તમારૂં કહેવું ખરૂં છે. એકાએક આટલા મોટા આનંદનો આઘાત આવી પડ્યો, તે તમારાથી સહન શી રીતે થઇ શકે? પોતાને શાન્તિમાં રાખવા માટે થોડો સમય એકલા રહેવાની તમને જરૂર છે, કેમ ખરૂં કે?"

કુંદનલાલ પ્રેમાવેશથી અધીર બની એમાની પાસે જઇ પ્રેમ-વિહ્વળ મૃદુ સ્વરે પુનઃ બોલ્યોઃ "ત્યારે શું આ ખુશ ખબર નહિ, એમા? હું આ ખુશ ખબર લાવ્યો છું, તેથી મને કાંઇ બક્ષિસ મળશે કે નહિ?"

કુંદનલાલ ઘુંટણભર બેસી એમાના બન્ને હાથ પોતાના હાથમાં પકડી આગળ બોલ્યોઃ "એમા! મારી વહાલી એમા! મને તમે—"

ખિજાએલી વાઘણની માફક એમા ઉઠી ઊભી થઇને બોલીઃ "મિસ્તર કુંદનલાલ! તમે શું દીવાના બની ગયા છો?"

કુંદનલાલે ઉચુ મ્હોં કરી પ્રત્યુત્તર આપ્યોઃ "હા, એમા! હુ દીવાનો જ બની ગયો છું, તમે મને દીવાનો કરી મુકયો છે. શું તમે સમજી શક્યાં નથી? એમા!—" એમ બોલતાં બોલતાં કુંદનલાલે પુનઃ એમાના હાથ પકડ્યા.

ગુસ્સાવી એકાએક હાથ છોડાવી પાછળ ખસી જઇને એમા બોલીઃ "મિસ્તર કુંદનલાલ! કઈ હિંમતથી તમે મને આ ખરાબ વાત કહો છો? અને કઇ હિંમતથી તમે મારા શરીરને સ્પર્શ કરો છો? તમે જાણતા નથી કે હું પરણેલી છું અને મારા પતિ વિદ્યમાન છે? જો તમે મનુષ્ય હો અને કાંઇ કેળવણી મેળવી હોય અથવા સારા માણસ તરીકે સ્ત્રીજાતિની મર્યાદા તરફ દૃષ્ટિ રાખતા હો તો આજ પછી તમે કદિ પણ મારૂં આવી રીતે અપમાન કરશો નહિ."

અત્યંત વિસ્મય પામીને કુંદનલાલ ઉઠી ઊભો થયો. તે જાણે કશું સમજી શક્યો ન હોય તેમ એમાના મુખ સામે વિસ્ફારિત નયને થોડી વાર જોઈ રહીને બોલ્યોઃ "તમે આ શું બોલો છો? અત્યારે તમે એક રીતે સ્વાધીન છો, જ્યાં તમારી ઇચ્છા હોય ત્યાં તમારૂં લગ્ન તમે કરી શકો તેમ છો."

એમા બોલી: “ પિતાજીની બુદ્ધિ ભ્રષ્ટ થઇ ગઈ છે, તેથી તે આવા કલંકમાં પોતાની પુત્રીને ડૂબાવવાને તૈયાર થયા છે. ”

કુંદનલાલ બોલ્યો: “ તમારી ભૂલ થાય છે, એમા ! કલંક વળી શાનું ? બાળપણમાં થએલાં તે લગ્ન એ છોકરાંની એક રમત નહિ તો બીજું શું ?”

એમાએ કહ્યું: “ તમારી દૃષ્ટિ આગળ તે છોકરાંની રમત હશે, પરન્તુ મારી દૃષ્ટિએ તે રમત નથી. નારી જીવનનો તે મોટો ધર્મ-સંસ્કાર છે. અમારે સ્ત્રીજાતિને આલોકમાં અને પરલોકમાં તે ધર્મ-સંસ્કારને અનુસરીને જ ચાલવું જોઇએ. ”

કુંદનલાલ બોલ્યો: “ આ તમે શું બોલો છો, એમા ? શું તમે એ લગ્નને અંતરથી ખરેખરાં લગ્ન માનો છો ? તે અભણ ગામડિઆ મનહરને શું તમે સ્વામી કહીને બોલાવશો ?”

એમાએ ગર્વથી ઉત્તર આપ્યો: “ હા, તે મારા સ્વામી છે, તેમને હું સ્વામીનાથ કહીને બોલાવીશ અને તેમની પૂજા કરીશ. તમે તમારા મનથી તેમને હલકા ગણતા હશો કિન્તુ મારા મનથી તે મારા કરતાં તથા તમારા કરતાં સેંકડોગણા ચડિયાતા છે. ”

“ તમે આ શું બોલો છો, એમા ? ”

“ એક વાર નહિ, કિન્તુ દસ વાર કહું છું કે તે સેંકડોગણા ચડિયાતા છે. ”

કુંદનલાલ બોલ્યો: “ કદાચ મારા કરતાં તેમને ચડિયાતા ગણો, તો તે વાજબી છે, પરંતુ તમારી આગળ તે શું ? ”

એમાએ ઉત્તર આપ્યો: “ મારી આગળ તો તે મનુષ્ય છે, એટલું જ નહિ, કિન્તુ દેવતા છે. દેવ જાણીને હું આજસુધી તેમની પૂજા કરતી આવી છું. જો કદિ તેમના ચરણમાં મને સ્થાન મળે તો આખી જીંદગી સુખે દુઃખે અને માને અપમાને તેમની દાસી થઇને હું તેમનાં ચરણમાં રહું અને તેમનાં ચરણમાં મને તે નહિ સ્થાન આપે તો આખી જીંદગી હું તેમની મૂર્તિ મારા હૃદયમાં ધારણ કરીને પૂજા કરીશ અને તેમના સિવાય અન્ય પુરૂષની સામે દૃષ્ટિ સરખી પણ નહિ કરૂં. સાધુપુરૂષો જે ઉપદેશ આપે છે અને શાસ્ત્રમાં જે લખ્યું છે, તેનું હું યથાર્થ પાલન કરીશ. મરતાં-સુધી મારી તે દૃઢતાને હું જરા પણ શિથિલ થવા દઇશ નહિ. આ લોક તથા પરલોકના પ્રેમનું અને ધર્મનું એ બંધન કોઈ પણ રીતે તૂટશે નહિ. ”

કુંદનલાલે કહ્યું: “ તમે જાણતાં નથી કે તમારા પિતા આ બધું સાંભળશે તો તમને શું કહેશે ? ”

"તેમને તમે ખુશીથી કહી દેજો અને જરૂર પડશે તો હું પણ કહેવાને કશો સંકોચ નહિ રાખું."

એટલું કહીને એમા ઉતાવળે પગલે ત્યાંથી પ્રસ્થાન કરી ગઈ. રંગિલી પણ તેની સખીની પાછળ પાછળ ગઇ. સ્તબ્ધિત બની જઇને વિસ્મયથી કુંદનલાલ તેમની પાછળ જોતો ઊભો રહ્યો.

કેટલીક વાર પછી સ્વપ્નભંગ થવાથી જેમ જાગી જાય તેમ કુંદનલાલ પોતાના મનમાં કહેવા લાગ્યો. "આ શું થયું? હું એમ ધારતો હતો કે એમા આ સમાચારથી ખુશ થશે, કિન્તુ આ તો તદ્દન ઉલટું થયું. અહો! મનહરલાલને તે આટલો બધો ચાહે છે! અરે! એમાને આવી હલકી ઇચ્છા ક્યાંથી થઈ? ઉંચા પ્રકારની મેળવેલી કેળવણીમાં તેણે ધૂળ ઘાલી! એક વાર કુક્ષણે અલ્હાબાદ રેલ્વે સ્ટેશને જે બનાવ બન્યો હતો, તેથી જ આ સત્યાનાશ વળી ગયું છે."

હવે શું કરવું, તે કુંદનલાલને સૂઝ્યું નહિ. તે બગીચામાંથી બહાર નીકળીને સમુદ્રના કિનારે અસ્થિર મને ફરવા લાગ્યો. રાત્રિ થઇ ગઇ તો પણ તે મોડી રાત્રિસુધી ઘેર આવ્યો નહિ. સંન્યાસીને જમવાનું નિમંત્રણ આપ્યું છે, તે વાત તો તે તદ્દન ભૂલી જ ગયો.

## પ્રકરણ ૨૬ મું.

### આનંદ-ભોજન.

કૃષ્ણલાલના ભોજન-ગૃહમાં ખાવા-પીવાના પદાર્થો ગોઠવીને સુશોભિત બનાવેલા ટેબલની પાસે સદાનંદ, સુંદર, કૃષ્ણલાલ અને શોભાશંકર બેઠા છે, પરન્તુ કુંદનલાલનું આસન ખાલી છે. સદાનંદે ગુરુ-પદવીને યોગ્ય મોટાઈ તથા ગાંભીર્ય દાખવતાં સમયોચિત ધર્મ-વ્યાખ્યા કરવાનો આરંભ કર્યો.

"વત્સગણ! માંસ અને મદિરાની આહુતિથી મા કુલકુણ્ડલિની બહુ સંતુષ્ટ થાય છે. આત્માની આહ્લાદિની શક્તિ પણ એથી વિશેષ જાગ્રત થાય છે. સર્વ પ્રકારના માંસમાં કુકડાનું માંસ સર્વથી શ્રેષ્ઠ છે. મા કુલકુણ્ડલિનીનું પદ્માસન દેવી કુકડા ધારણ કરે છે. તે દેવી નર્વ કુકડામાંથી બધા કુકડાની ઉત્પત્તિ થઈ છે, તેથી કુકડાનું વાહન કરનારી મા કુલકુંડલિનીનું તેજ એમના દેહમાં વિશેષ જાગ્રત થાય છે. રાત્રિએ અને પ્રાતઃકાળમાં કુકડા 'કુકડેકુક' કરીને મા કુલકુણ્ડલિનીનું આહ્વાન કરે છે."

શોભાશંકરે ભક્તિભાવથી ગુરુના ચરણે એક પ્રશ્ન નિવેદન કર્યો: "ગુરુદેવ! આ માંસને મ્લેચ્છોએ સ્પર્શ કરેલો હોય છે, તેથી તે ગ્રાહ્ય કરવામાં કશો દોષ હશે ખરો કે નહિ?"

ગુરુના મુખમાંથી ઉત્તર બહાર નીકળ્યો: "ના વત્સ! આનંદ એ જ ધર્મ છે અને નિરાનંદ એ અધર્મ છે. મ્લેચ્છનું અડકેલું આ માંસ જેને ખાવાની ઇચ્છા થાય, તેને તેનું સેવન કરવાથી આનંદ પ્રાપ્ત થાય છે અને તેથી તે ધર્મ છે. તેનું સેવન કરવામાં જો કોઇ શંકા લાવીને આનંદમાં વ્યાઘાત ઉત્પન્ન કરે, તો તેમાં નિરાનંદ પ્રાપ્ત થવાથી અધર્મ થાય છે. આત્મા આનંદ–સ્વરૂપ છે તેથી બધાંએ આનંદમાં જ રહેવું જોઇએ. જ્યારે આનંદ ઉપભોગ કરવાની ઇચ્છા થાય, ત્યારે જાણવું કે આત્મા તેની અભિલાષા જાહેર કરે છે–આત્માની તે અભિલાષા પૂર્ણ કરવાથી પરમાત્મા હિરણ્યગર્ભની અભિલાષા પૂર્ણ થાય છે. તેથી આનંદોપભોગ કરવો એ જ શ્રેષ્ઠ ધર્મસાધન છે. કિન્તુ વત્સગણ! એ આનંદનો ઉપભોગ નિર્લેપભાવે કરવો જોઈએ. એમાં જો આસક્તિ ઉત્પન્ન થાય, તો તે આનંદ કલુષિત થયો ગણાય છે. આસક્તિ વિનાનો શુદ્ધ આત્મા હોય તો જ શુદ્ધ આનંદ પ્રાપ્ત થાય છે. શુદ્ધ આત્માનો જે તિરસ્કાર કરે છે, તેને અશાન્તિ ઉત્પન્ન થાય છે."

શોભાશંકર ટેબલ ઉપર ગોઠવેલી ખાવાની ચીજો તરફ ગુરુના ધ્યાનને આકર્ષીને બોલ્યો: "ગુરુદેવ! મા કુલકુણ્ડલિનીને આહુતિ આપવા માટે સર્વ સામગ્રી બહુ વારથી તૈયાર કરી રાખી છે."

જ્ઞાનયોગમાંથી હવે ગુરુનું ચિત્ત કર્મયોગ તરફ દોરાયું! તેમણે કહ્યું: "વત્સ! ચાલો હવે માને આહુતિ આપીએ."

સદાનંદ આંખો મીંચી અસ્ફુટ સ્વરે આનંદ–મંત્રોચ્ચાર કરી આનંદમયી મા કુલકુંડલિનીનું નામ લઈ મોટા મોટા ગ્રાસ લેવા લાગ્યો. શિષ્યો પણ દેહમાંના પ્રજ્વલિત અગ્નિમાં માંસ–મદિરાની આહુતિઓ આપવા લાગ્યા. સઘળાએ સર્વ પ્રકારની સામગ્રીની આહુતિઓ આપીને દેવીને તૃપ્ત કરી. દેવીના આશીર્વાદથી યજ્ઞ–કુંડમાંથી આનંદ–પ્રવાહ નીકળીને આખા દેહને આનંદ–રસે આનંદમય બનાવી દીધો.

એવામાં કુંદનલાલ અસ્થિર પગલે આવી ખાલી પડેલા આસનને ઢળી પડ્યો. તેના નિરાશ બનેલા ફીક્કા વદનમાંથી "ઓ:! ઓ:!" એવા શબ્દો બહાર નીકળતા હતા, જાણે તેના હૃદયમાં કાંઈક દુઃખ થતું હોય."

કૃષ્ણલાલે પૂછ્યું: "કુંદનલાલ! તમને શું થાય છે?"

કુંદનલાલે નિરાશાજનક સ્વરે ઉત્તર આપ્યો: "હવે આશા નથી,

સુખ પણ નથી, આખું જીવન કેટલું દુઃખમયભાસે છે! ઈશ્વરને હું પ્રાર્થના કરૂં છું કે ઝટ મૃત્યુને મોકલીને આ દુઃખમાંથી મારો ઉદ્ધાર કર."

"પણ શું થયું તે તો કહો! શું એમાએ—"

"એમા, એમા! અરે એમાએ મારો તિરસ્કાર કર્યો છે!"

"તિરસ્કાર! શું તમે એમાને લગ્નની વાત કરી હતી?"

દુઃખનો ભાર ઓછો કરીને કુંદનલાલ ખુરશીમાં ટટાર થઇને બેઠો અને બોલ્યો "હા, લગ્નની વાત તો મેં તેમને કહી હતી, કિન્તુ તેમાં નિરાશા મળી છે! તમે મારૂં કહેવું સાચું માનશો? તે મનહરલાલને ચાહે છે! તેમને માટે તો તે ગાંડી બની ગઈ છે."

એ સાંભળીને કૃષ્ણલાલની આંખોમાંથી ક્રોધાગ્નિની જ્વાળા નીકળવા લાગી. ટેબલ ઉપર એક પ્રચંડ મુષ્ટિપ્રહાર કરીને તે બોલ્યો "શું એમા મનહરલાલને ચાહે છે? કદિ પણ એમ બની શકે જ નહિ."

કુંદનલાલે ઉત્તર આપ્યો "એમ બને કે ન બને, કિન્તુ બન્યું તેનું શું? તે મનહરથી વધારે સારો બીજા કોઇને માનતી જ નથી. હવે મારૂં જીવન તદ્દન નીરસ બની ગયું છે."

સદાનંદે પ્રશ્ન કર્યો "વત્સ કૃષ્ણલાલ! તમારી પુત્રી શું કુંદનલાલ સાથે લગ્ન કરવાને રાજી નથી?"

કૃષ્ણલાલે ગુસ્સાથી પુનઃ ટેબલપર મુષ્ટિપ્રહાર કરીને ઉત્તર આપ્યોઃ "રાજી નહિ હોય તો રાજી થવું પડશે! તમે મને ધર્મની વિધિ આપો, તો આજે જ તેનું લગ્ન કરી નાખું."

સદાનંદે કહ્યું "અધીરા થા નહિ, વત્સ! મેં ધર્મની વિધિ એક પ્રકારે તો આપી છે, કિન્તુ આજે જ લગ્ન કેવી રીતે કરી શકાય? બાર મંડળો શિષ્ય-ભક્તોને એકત્ર કરીને તેમનું સામાજિક અનુમોદન તો લેવું જોઇએને? જો તેમ ન કરીએ તો વિઘ્ન આવી પડે. વળી શાસ્ત્રાનુસાર મનહરનું પાતિત્ય-વિધાન પણ હજી થયું નથી. જ્યાંસુધી એ વિધાન થાય નહિ, ત્યાંસુધી સામાજિક અનુમોદન પણ મળવું અશક્ય છે. તમે કશી ફિકર કરો નહિ. તમારી કન્યા સંપૂર્ણ રીતે તમારે અધીન છે. કન્યા અધીન ન થાય અને જો જરૂર પડે તો બળાત્પૂર્વક પણ તેને અધીન કરી શકાય છે."

સદાનંદના એ વાક્યથી શોભાશંકર કેટલાક પ્રમાણમાં આશ્વસ્ત થયો અને બોલ્યો "મનહરને દૂષિત ગણીને જ્ઞાતિ બહાર તો હું સહજમાં જ મૂકી શકીશ, કારણકે ગામના સઘળા પંડિતો મારા પર બહુ સ્નેહ રાખે છે. બ્રાહ્મણવૃત્તિનો ત્યાગ કરીને મનહરે વૈશ્યવૃત્તિનું અવલંબન કર્યું છે, તેથી તે સઘળા તેમની તરફ બહુ અસંતુષ્ટ છે. ગુરૂદેવની જો આજ્ઞા

હોય તો આજે જ હું કાલિકાપુર જઇને બે–ત્રણ દિવસની અંદર મનહરનું પાતિત્ય–વિધાન કરીને આપને ચરણે હાજર થાઉં.”

કૃષ્ણલાલ એકદમ બોલી ઉઠ્યો: “હા, હા, શોભાશંકર! આજે જ તમે કાલિકાપુર જાઓ અને તે કામ કરી આવો. એમા મનહરને ચાહે છે, પણ હું આજથી તેને ચોકી પહેરા નીચે રાખીશ, કે જેથી તે ન્હાસી જઇ શકે નહિ, તેમ બદચાલ પણ ચાલે નહિ.”

સદાનંદ બોલ્યો: “બહુ સારૂં, ત્યારે તમે એ કામ કરો અને હું આ તરફ એક યજ્ઞનું અનુષ્ઠાન કરૂં કે જેથી કૃષ્ણલાલની પુત્રીના પ્રબળ મનની ગતિ મનહર તરફથી ક્ષીણ થઇ જઇને ક્રમે ક્રમે કુંદનલાલ તરફ પ્રબળ થતી જાય.”

કૃષ્ણલાલે કહ્યું: “હા, તમે એમ કરો. વારૂ. તેમાં શો ખર્ચ થશે? મારે તમને કેટલા રૂપિયા આપવા પડશે?”

સદાનંદે ઉત્તર આપ્યો: “ઝાઝું કશું નહિ આપવું પડે. ફક્ત એમાના અને કુંદનલાલના અર્ધા હાથ જેવડી બે સુવર્ણમૂર્તિઓ ઘડાવવી પડશે અને મનહરના એક હાથ જેવડી રૂપાની મૂર્તિ એમ ત્રણ મૂર્તિઓ ઘડાવવી પડશે. તે સિવાય યજ્ઞની સઘળી સામગ્રી અને દક્ષિણા વગેરેમાં જે ખર્ચ લાગે તે.”

“બહુ સારૂં, જે ખર્ચ લાગે તે આપવા હું તૈયાર છું. આપ સઘળી વ્યવસ્થા જાતે જ કરી લેશો. હું ફક્ત તમને પૈસા આપીશ.”

સદાનંદ બોલ્યો: “બહુ સારૂં, વત્સ! હવે અમે જઇએ છીએ. સુંદર, ચાલ. પણ વત્સ કૃષ્ણલાલ! કન્યાને સખ્ત પહેરામાં રાખજે, કારણ કે સ્ત્રી–બુદ્ધિ પ્રલયાવહા કહી છે.”

એમ કહીને સુંદર તથા સદાનંદ ઘરની બહાર નીકળ્યા. શોભાશંકર અને કૃષ્ણલાલ પણ તેમની સાથે બહાર ગયા.

કુંદનલાલે બે ત્રણ ગ્લાસ ભરીને આનંદરસનું પાન કરીને ચિત્તની અશાન્તિ દૂર કરી. પછી ચિરૂટ સળગાવીને તે ફુંકવા લાગ્યો. કેટલીક ક્ષણ શાન્ત બેસી રહ્યા પછી તે ધીમેથી બોલ્યો: “બુઢ્ઢો કહે છે કે હું યજ્ઞ કરીશ, અને તેથી એમા કુંદનલાલને ચાહશે. યજ્ઞ કરે કે માથું ફોડે કે મરે, ગમે તે કરે, કિન્તુ હું તો ફક્ત એમાને અને તેની સઘળી સંપત્તિ પ્રાપ્ત કરવાને ઇચ્છું છું.”

કુંદનલાલ પુનઃ ખુરશીમાં ઢળી પડ્યો.

બારણાની પાછળ સંતાઇ રહીને કાન માંડીને રંગિલી આ સઘળું સાંભળતી હતી, તે હવે ઉતાવળે પગલે એમાના ગૃહ તરફ ચાલી ગઇ.

---

## પ્રકરણ ૨૭ મું.

### "આજે મેં મારા પતિને જોયા."

"હવે માનમાં ફોગટ બેસી રહેવું તે ઠીક નથી, બાઇસાહેબ! આજસુધી તમે માનમાં બેસી રહ્યાં, પણ હવે તેમ કરવાથી સારૂં પરિણામ આવે તેમ નથી." એમાના શયનગૃહમાં બેસીને અત્યંત વ્યાકુળતાથી રંગિલીએ ઉપરના શબ્દો એમા પ્રત્યે ઉચ્ચાર્યા.

એમાએ કહ્યું: "રંગિલી! શું પિતાજી બદલાઈ ગયા છે? તું સાચું કહે છે? સાહેબ બનીને છેવટે સંન્યાસીના કપટમાં તે ફસાઇ ગયા?"

રંગિલીએ ઉત્તર આપ્યો: "હા, સંપૂર્ણ રીતે ફસાઈ જ ગયા છે. સંન્યાસી ખરેખર કોઈ ધૂતારો છે. એની બધી વાત સાંભળીને મને બહુ ઘૃણા ઉત્પન્ન થઈ છે. મેં જે કાંઈ જોયું છે, તેથી મારા સમજવામાં આવ્યું છે કે સંન્યાસી કોઈ સાધારણ માણસ નથી, પરન્તુ અસાધારણ માણસ છે. તેનાથી કશું અસાધ્ય નથી. જે કામ ધારે તે સંપૂર્ણ કર્યા વિના રહે તેવો નથી. તમને આ દુઃખના સમયમાં એ બધી વાત કહીને વધારે દુઃખી કરવા હું ઇચ્છતી નથી, પરન્તુ એક વાત કહ્યા વિના હું રહી શકું તેમ નથી."

"તે કઈ વાત રંગિલી? શું તેં બીજું કાંઇ જોયુ?" એમાએ પ્રશ્ન કર્યો.

"બાઇસાહેબ, તમે મારા પર જે ઉપકાર કર્યો છે, તેનું વર્ણન થઇ શકે તેમ નથી. હું નિરાધાર બનીને ગામેગામ ભિક્ષા માંગતી ફરતી હતી અને અનેક વિપત્તિઓ સહન કરતી હતી, એવા દુઃખના સમયમાં તમે આશ્રય આપીને મારૂં રક્ષણ કર્યું છે." રંગિલીએ કહ્યું.

"તે જુની વાત આજે તેં કેમ યાદ કરી રંગિલી?" એમાએ પુનઃ પ્રશ્ન કર્યો.

"તમારા મનને તે વાત જુની હશે, પરન્તુ મને તો આજે તે તદ્દન નવીન લાગે છે. તમે જાણો છો બાઇસાહેબ, મારા પતિ મને રસ્તાની ભિખારણ તરીકે રખડતી મૂકીને પલાયન કરી ગયા છે, તેથી આજસુધી મને તેમનાપર અત્યંત ગુસ્સો અને ઘૃણા ઉત્પન્ન થતી હતી, પણ તમારી પાસે રહીને સ્વામી ઉપરનો તમારો નિર્મળ પ્રેમ જોઇને મારા મનનો ભાવ પણ બદલાઈ ગયો છે. જોકે તે સારા નથી, પરન્તુ હવે તેમનાપર મને ગુસ્સો ચડતો નથી કે ઘૃણા ઉત્પન્ન થતી નથી. આગળ જેવો પ્રેમ હતો, તેવો પ્રેમ હવે ફરીથી મને ઉત્પન્ન થયો છે. બાઇસાહેબ, ખરેખર, તમે વૈકુંઠની લક્ષ્મી છો અને મને નરકમાંથી તમે વૈકુંઠમાં વાસ કરાવ્યો છે."

એમાએ કહ્યું: “ રંગિલી ! તારી વાત સાંભળીને હું બહુ ખુશ થઈ છું. હું બહુ સ્વાર્થપરાયણ છું, રંગિલી ! મારી પોતાની વાત તને અનેક વખત કહું છું, મારૂં દુઃખ તારી પાસે અનેક વાર રડું છું, કિન્તુ તારા મનની વાત મેં કદિ પણ તને પૂછી નહિ, તેથી બોલ, હું સ્વાર્થપરાયણ ખરી કે નહિ ? ”

“ મારા મનની એવી કઇ વાત હોય, કે તમે મને પૂછો બાઇ-સાહેબ ? હું પોતે પણ આજસુધી જાણી શકી નહોતી પરન્તુ આજે મેં જાણ્યું છે. જાણીને બહુ દુઃખ ઉત્પન્ન થયું છે. ” એમ કહીને રંગિલી વસ્ત્રના છેડાવડે આંખોમાંથી ટપકતાં પોતાનાં અશ્રુબિંદુઓ લૂછવા લાગી.

પોતાની સખીને બાથમાં પકડીને છાતી સાથે દબાવીને એમાએ પૂછ્યું: “ શાથી તને આટલું બધું દુઃખ ઉત્પન્ન થયું રંગિલી ? જે હોય તે કહી નાંખ. ”

“ આજે મેં મારા પતિને જોયા બાઇસાહેબ ! પરન્તુ જોઇને સુખી થઈ નહિ—ઉલટું હૃદયમાં દુઃખ ઉત્પન્ન થયું. હું તમારી સાથે રહીને જાણી શકી છું કે સ્ત્રીજાતિ એ પતિના ચરણની દાસી છે, પરન્તુ બાઇસાહેબ ! મારા પતિ ફૂલ સમાન નથી—કાંટા સમાન છે. તેથી હૃદયમાં બહુ દુઃખ ઉત્પન્ન થાય છે. ” એટલું બોલીને રંગિલી એમાના હૃદય ઉપર માથું મૂકીને રડી પડી.

રંગિલીને સુકોમળ બાહુવડે સ્નેહથી હૃદય સાથે દબાવીને એમાએ કહ્યું: “ રંગિલી ! રંગિલી ! તેં તારા પતિને ક્યાં જોયા ? સંન્યાસી છે એ તો નહિ કે ?— ”

“ ના, સંન્યાસી છે એ નહિ, પણ સંન્યાસીનો જે ચેલો છે તે. ”

“ સંન્યાસીનો ચેલો છે તે ? ! ” એમાએ આશ્ચર્ય પામતાં પુનઃ પ્રશ્ન કર્યો.

“ હા તે જ. તે સૌથી મોટા અને વિશ્વાસુ ચેલા હોય, એમ જણાય છે; કારણકે તે માત્ર એક જ તેની સાથે આવેલા હતા, બીજું કોઈ પણ ન હતું. ” રંગિલીએ જણાવ્યું.

“ એક વાર તું તેમને દેખાવ આપ તો શું થાય ? ” એમાએ પ્રશ્ન કર્યો.

“ દેખાવ આપું તોપણ શું બાઇસાહેબ ! તે શું મને ઓળખીને પકડી લે ? લોકોમાં નકામા તે શરમાઈ જાય. જવા દો એ વાતને. હમણાં આપણે એ વાતનું કશું કામ નથી. અત્યારે તો આપણે તમારે માથે આવી

પડેલી વિપત્તિનું નિવારણ કેવી રીતે કરવું તેનો વિચાર કરવાની જરૂર છે. તેઓ સઘળા એકત્ર થઈને જોરજુલમથી અને જબરદસ્તીથી તમને કબજે રાખવાનો પ્રયત્ન કરશે, તો તમે સ્ત્રી હોઈને એકલાં શું કરી શકશો?"

એમાએ ઉત્તર આપ્યોઃ "સ્ત્રીજાતિ એકલી શું કરી શકે?"

"સ્ત્રીજાતિને પોતાના ધર્મનું બળ તથા પતિ પ્રત્યેના પ્રેમનુ બળ સહાય કરે છે. તું પણ સ્ત્રીજાતિ એકલી ગામે ગામ ભિક્ષા માંગતી ફરતી હતી, કેટલાએ માણસોએ અત્યાચારની અનેક ચેષ્ટાઓ કરી હશે, તે સઘળામાં શું તું તારૂં પોતાનુ રક્ષણ ન કરી શકી?"

"સ્ત્રીજાતિ ઉપર કોઈ પાપી જોરજુલમ અથવા જબરદસ્તી ચલાવે તો શિયળવ્રત સાચવવા માટે મરણ સિવાય બીજો કશો ઉપાય નથી. મેં તે વાસ્તે એક છરી અને વિષનું એક પડીકું એ બે વસ્તુઓ મારી સાથે રાખી હતી," રંગિલીએ જણાવ્યુ.

"શું તે રસ્તો મારે માટે ખુલ્લો નથી રંગિલી?" એમાએ પ્રશ્ન કર્યો.

"હા બાઈસાહેબ, એ રસ્તો તો સર્વને માટે ખુલ્લો છે, પરન્તુ આવા સ્વામી મુકીને મરણનો રસ્તો શામાટે શોધો છો? શું તેમના કરતાં મરણ તમને વધારે સારૂં લાગે છે?" રંગિલીએ પૂછ્યુ.

"તે સ્વામીનો જો મેળાપ થાય, તો હું કોઈ પણ કાળે મરણની ઇચ્છા કરૂં ખરી રંગિલી? સ્વર્ગ મળે તોપણ ન કરૂં."

"તો પછી તેમનામાં મન રાખો, તો જરૂર તે તમને મળશે. હજી પણ સમય છે. તમે એક વાર તેમને ખબર તો કહેવડાવો અને પછી જુઓ કે તમને તે સહાય કરે છે કે નહિ?"

એ સાંભળીને એમાની આંખોમાંથી અશ્રુબિંદુઓ ટપકવા લાગ્યાં, એ જોઈને રંગિલી વિચાર કરવા લાગી! ક્ષણવાર વિચાર કરીને બોલીઃ "વારૂ, એક કામ કરશો બાઈસાહેબ?"

"કયું કામ?" એમાએ પ્રશ્ન કર્યો.

"હું પોતે જઈને તમારી સ્થિતિની સઘળી વાત તેમને જણાવી આવું."

"તારાથી તે બની શકશે?"

"મારાથી કેમ ન બને બાઈસાહેબ? શું તમે ભૂલી ગયાં કે ગામેગામ હું ભિક્ષા માંગતી રખડતી હતી? નિરાધાર અવસ્થામાં હું તે કાર્ય કરી શકતી હતી, તે આજ આવો આશ્રય મળ્યા છતાં શું હું ન કરી શકું?" રંગિલીએ જણાવ્યું.

"નિરાશ્રય અવસ્થામાં જે કામ કરી શકાય છે, તે આશ્રિત અવસ્થામાં થઇ શકતું નથી. હું મારા પિતાના આશ્રયમાં આજસુધી રહી, તો તેમની પાસે જવાની હિંમત કરી શકી નહિ, પરન્તુ આજ તેમના આશ્રયથી વિમુખ થઇ છું, તો હવે તેમની પાસે જઈ શકીશ." એમાએ કહ્યું.

"હું નિરાશ્રય હતી તે વખતે પણ મારૂં ધારેલું કામ કરી શકતી હતી, તો હવે મને તમારો આશ્રય મળ્યો છે તેથી ગમે તેવું કાર્ય હોય તો તે કરી શકું તેમાં બિલકુલ નવાઈ જ નહિ. બાઇસાહેબ! તમારે માટે તો કદાપિ યમરાજના ઘરમાં ફેરો મારવો હોય તોપણ નિર્ભયપણે હું મારી આવું." રંગિલીએ દૃઢતા દર્શાવતા કહ્યું.

"રંગિલી! તારી દૃઢતા જોતાં તું સર્વ કાર્ય કરી શકે એમ મને લાગે છે, પરન્તુ મેં તને મોકલી છે એમ તે ન જાણી શકે એવી કોઇ રીતે જો તું તેમને ખબર આપી આવ તો સારૂં."

"અહો! હજી પણ તમને માન બહુ જોઇએ છે કેમ?"

"માન નહિ રંગિલી! મારી પ્રાર્થનાથી આકર્ષાઇને તે આવે એમ નહિ, પરન્તુ તે પોતાની આબરૂ રાખવાની ઇચ્છાથી અથવા તેમનું પોતાનું માન રાખવાની ઇચ્છાથી આવે છે કે નહિ, તે હું જોવાને ઇચ્છું છું." એમાએ પોતાનો ઉદ્દેશ જણાવ્યો.

"કદાપિ એમ તે નહિ આવે તો?" રંગિલીએ પ્રશ્ન કર્યો.

"તો હું એમનો આશ્રય ઇચ્છતી નથી." એમાએ પ્રત્યુત્તર આપ્યો.

"બહુ સારૂં, કાલે સવારમાં ઉઠીને આપણે બન્ને પરસ્પર લડીને મોટો ઝઘડો કરવો, ત્યારપછી તમે મને તમારા ગૃહમાંથી કાઢી મૂકજો. જો તેમ નહિ કરીએ તો કોઈ વહેમ લાવીને મારી પાછળ ડિટેકટીવ મોકલશે."

## પ્રકરણ ૨૮ મું.

### શોભાશંકરની લોલુપ લાલસા.

તે જ રાત્રે પોતાના નિયત અનુચર અથવા અન્તરંગ અનુગત બહુ મહાનંદને સાથે લઇને શોભાશંકર બીજે દિવસે સવારમાં મુંબઇથી કાલિકાપુર પોતાને ઘેર આવી પહોંચ્યો. હાથ, મોઢું વિગેરે ધોઇ મહાનંદ પ્રાતઃકાળના શીતળ વાયુનું સેવન કરીને રાત્રિના ઉજાગરાનો થાક દૂર કરવા માટે બહાર ફરવા ગયો. ત્યાં આપણા પૂર્વપરિચિત શોભાશંકરના કેટલાક અનુગત બ્રાહ્મણ પંડિતોની સાથે તેને મેળાપ થયો. પરસ્પર નમસ્કાર કરીને કુશળ

સમાચાર પૂછયા પછી, શોભાશંકર ઘેર આવ્યો છે, એ ખબર જાણીને બ્રાહ્મણો અત્યંત રાજી થયા. મહાનંદ થોડી વાર કરીને પાછો ઘેર ગયો. બ્રાહ્મણ પંડિતો સ્નાન-સંધ્યાદિ પોતાનું નિત્યકર્મ કરીને શોભાશંકરના બેઠકખાનામાં ભેગા થયા.

બ્રાહ્મણો અનેક સ્તુતિવાક્યો તથા ઉપમાથી શોભાશંકરની ધર્મનિષ્ઠા, ઉદારતા, અને સજ્જનતા વિષે વખાણ કરવા લાગ્યા. કુંદનલાલ વિલાયતથી આવ્યો ત્યારે કરેલી દેહશુદ્ધિ વખતે જે યત્ન કર્યો હતો, તે રાજા જેમ ગજસૂય યત્ન કરે, તેવો હતો, બ્રહ્મભોજન, દાન-દક્ષિણા વિગેરે પણ એક મોટો રાજા ન કરી શકે એવું કર્યું હતું, અને તે વખતે રામશંકર પંડ્યાએ વિરુદ્ધ પડીને ખરાબ વ્યવહાર કર્યો હતો, એવી એક પછી એક અનેક વાતો નીકળી. રામશંકર પંડ્યાની વાતપરથી મનહરની વાત નીકળી. મનહરલાલે બ્રહ્મત્વનો ત્યાગ કરીને હલકી વૈસ્યવૃત્તિનું અવલંબન કર્યું છે એ વાતનું વિવેચન ચાલવા લાગ્યું. મદારીની ઇચ્છા મુજબ જેમ વાંદરાઓ નાચે, તેમ શોભાશંકરની ઇચ્છા મુજબ બ્રાહ્મણ પંડિતો નાચવા લાગ્યા એટલે તે જે કહે, તેમાં હાજી હા કરીને પુરાવો આપવા લાગ્યા. બ્રાહ્મણોએ શોભાશંકરને રાજી રાખવા માટે મનહરલાલની અનેક નિંદાઓ કરીને છેવટે તે ધર્મથી પતિત થયેલો છે, તેથી તેનો જ્ઞાતિએ બહિષ્કાર કરવો એવો મત સર્વેએ જાહેર કર્યો. આમ કરવાથી રામશંકર પંડ્યાને પણ તેના ખરાબ વ્યવહારને માટે યોગ્ય શિક્ષા મળી રહેશે.

અહો! સત્યાનાશની વાત! બ્રાહ્મણ પંડિતો રામશંકર પંડ્યા પ્રત્યે બહુ માનની લાગણી ધરાવતા હતા અને અત્યંત સ્નેહ રાખતા હતા તે આજે શોભાશંકરનો પક્ષ લઇને આમ બોલે છે! પ્રભુની કેવી કળા અકળ છે!!

શોભાશંકર બોલ્યોઃ "મનહરે બ્રાહ્મણવૃત્તિ છોડીને વૈસ્યવૃત્તિ ગ્રહણ કરી છે, તેમાં તેનો પોતાનો દોષ નથી, કિન્તુ રામશંકર પંડ્યાનો દોષ છે. મનહર તો બાળક છે, રામશંકર પંડ્યાનું અનુમોદન મળ્યા વિના તે આવું કાર્ય કદિ પણ કરી શકે નહિ."

શોભાશંકરની અસાધારણ સહૃદયતા અને ઉદારતાથી મુગ્ધ બની બ્રાહ્મણો "ધન્ય છે" "ધન્ય છે" એમ બોલી ઉઠ્યા.

મહાનંદે હવે પોતાના મૌનનો ભંગ કરીને મત જાહેર કર્યોઃ "અત્યંત દયાળુ હૃદય અને આંખની શરમને લીધે શોભાશંકરભાઇ સમાજનું હિત વિસરી જાય છે. દૂષિત બ્રાહ્મણને સમાજની અંદર શું આશ્રયદાન આપવું ઉચિત છે? એમ કરવાથી તો સમાજ ધીમે ધીમે ભાંગી પડશે

અને થોડા દિવસ પછી તો બ્રાહ્મણના બ્રાહ્મણત્વનો પણ લોપ થઈ જશે અને હિંદુ સમાજનું અસ્તિત્વ વધારે વખત ટકી શકશે નહિ.”

બ્રાહ્મણ પંડિતો મહાનંદના મતને ટેકો આપીને બોલ્યાઃ “શોભાશંકરભાઈની ઉપર બ્રાહ્મણ-સમાજનું હિત અવલંબી રહ્યું છે, તો પછી તેના કર્તવ્ય-પાલનમાં થોડી કઠોરતા પણ ગ્રહણ કરવાની જરૂર છે. ‘**वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि**’ ઇત્યાદિ શ્લોકમાં એ મતનું સમર્થન કરવામાં આવ્યું છે.”

મહાનંદ બોલ્યોઃ “શોભાશંકરભાઇએ એટલું કરવાની જરૂર છે કે મનોહરલાલ જો કદિ પૂર્વે કરેલાં પાપ માટે પ્રાયશ્ચિત્ત અથવા ગંગાસ્નાન કરીને એ હીન વૃત્તિનો ત્યાગ કરે, તો બ્રાહ્મણો તેને ક્ષમા કરવા તૈયાર છે, એ વાત રામશંકર પંડ્યાને ઘેર જઇને તેમને સમજાવવી.”

બ્રાહ્મણો પુનઃ ‘ધન્ય’ ‘ધન્ય’ કરીને બોલી ઉઠયાઃ “હા, ખરી વાત છે. અત્યંત સહાશયતાને લીધે શોભાશંકરભાઇ પોતાની સઘળી શત્રુતાને વિસારી મૂકી રામશંકર પંડ્યાને ઘેર જઈ આટલું કાર્ય કરશે. મૂઢતાને વશ થઈ જો કદિ રામશંકર પંડ્યા આ વાતનો સ્વીકાર ન કરે તો કાલે આપણે સઘળા એકત્ર થઈ મનહરનો જ્ઞાતિથી બહિષ્કાર કરવો.”

આટલું કહીને બ્રાહ્મણો વિદાય થયા. પછી શોભાશંકર મહાનંદની સાથે રામશંકર પંડ્યાને ઘેર ગયો.

રામશંકર પંડયા અત્યારે મહામાયાના મંદિરમાં બેસીને પૂજા કરે છે. તેની બાજુમાં યશોદા બેઠી છે. પ્રિય વાચક ! દેવબાળા યશોદાનું ચિત્ર તેં એક વાર જોયું છે, તેથી તેનું પુનઃ વર્ણન કરવાની આવશ્યકતા નથી.

શુદ્ધ ભક્તિથી ગદ્‌ગદ્ કંઠે પ્રણામ કરીને રામશંકર પંડયા બોલ્યાઃ “માતા વિશ્વમયી ! મહાકાળી વિશ્વલીલામયી ! હવે સમય થઈ ગયો છે, મા ! તમારી સેવામાં હવે મને બોલાવી લ્યો. કળિકાળના આ કપટયુક્ત મનુષ્યોમાં રહેવામાં હવે સાર નથી મા !”

“નમસ્કાર ! રામશંકર પંડયા ! મઝામાં છોની ?” મહાનંદની સાથે શોભાશંકરે આંગણામાં આવીને રામશંકર પંડયાને નમસ્કાર કર્યા.

“આવો બાપુ શોભાશંકર ! મહામાયાની કૃપાથી હું તો મઝામાં છું, કિન્તુ તમે મઝામાં છોને ? નમસ્કાર મહાનંદજી ! આવો, કુશળ છો ને ?” રામશંકર પંડયાએ બન્નેને બે હાથ જોડી નમસ્કાર કરી કુશળ સમાચાર પૂછ્યા.

મહાનંદે પણ મંદ હાસ્ય કરી કુશળ સમાચાર નિવેદન કર્યા.

શોભાશંકરે કહ્યુંઃ “આપના આશીર્વાદથી અને જગદંબાની કૃપાથી અમે કુશળ છીએ.”

આંખોની અંદર એક તરફ સવિનય ભક્તિભાવ ધારણ કરી રામશંકર પંડયા સામે અને બીજી તરફ લાલસાલોલુપ મુગ્ધદૃષ્ટિવડે યશોદાની સામે શોભાશંકર જોવા લાગ્યો. તે મનમાં વિચાર કરવા લાગ્યોઃ "વાહ! આ યુવતી કોણ હશે ? યૌવનનું સઘળું સૌન્દર્ય ખીલી નીકળ્યું છે. આવી બાળા ગામડાના આ બ્રાહ્મણને ઘેર ક્યાંથી ? અહા! શું તેનું સ્વરૂપ! વળી તેના મધુર કંઠનું સંગીત પણ કેવું મધુરૂં છે ? ગાયનકળામાં શિક્ષણ મેળવેલી અનેક સ્ત્રીઓનું સંગીત મેં સાંભળ્યું છે, પરન્તુ આ નવયૌવના બાળાના જેવું સંગીત કદિ પણ મેં સાંભળ્યું નથી !"

અનેક ભોગવિલાસમાં યુવાવસ્થા ગુજાર્યા છતાં શોભાશંકરની વાસના હજી શાન્ત નહિ થતાં ઉલટી નિત્ય નિત્ય નવી નવી લાલસા તેને જાગૃત થતી જાય છે. આ અત્યંત મનોહર બાળાને જોઈને શોભાશંકરના મનમાં ભયંકર લાલસાનો અગ્નિ પ્રજ્વલિત થઇ ઉઠયો.

પવિત્ર ગૃહમાં અને દેવપૂજાના આસનપર વિરાજમાન થએલા રામશંકર પંડયા અને તેમણી પાલનપોષણ કરીને મોટી કરેલી દેવબાળા યશોદાની પવિત્ર મૂર્તિ તરફ જોઇને શોભાશંકરની આ પાપિષ્ઠ લોલુપ લાલસાની વાત હવે આપણે વિસારી મૂકીએ. શોભાશંકર જોકે એ વાત ભૂલશે નહિ, કિન્તુ આપણે તો ભૂલી જાઓ.

રામશંકર પંડયાએ કહ્યું: "આવો બાપા, ઉપર આવો; બહાર ઊભા છો કેમ ?"

શોભાશંકરે વિનયથી પ્રત્યુત્તર આપ્યોઃ "આપ દેવપૂજામાં બેઠા છો ત્યાં અમારાથી આવી શકાય ? કુંદનલાલ વિલાયત જઈ આવ્યો તેથી આપે અમારો ત્યાગ કર્યો છે, તો પછી ત્યાં અમે શી રીતે બેસી શકીએ ?"

રામશંકર પંડયાએ કહ્યું: "આવો બાપા ! અહીં કેમ ન આવી શકો ? માતાજી જગદંબા તો સૌની મા છે, આપણે બધા માતાજીનાં બાળક છીએ. સામાજિક ધર્મના અનુરોધે તમારી સાથે સામાજિક વ્યવહાર કરીએ તો બાધ આવે, કિન્તુ માતાજીની પૂજા કરવામાં કશો બાધ નથી. તમે અને હું બન્ને જણ એક જ આસને બેસીને માતાજીની પૂજા કરીએ તો તેથી કાંઇ માતાજી તુષ્ટ કે રૂષ્ટ થશે નહિ. માટે આવો બાપુ, ઉપર આવીને બેસો."

શોભાશંકર પગથિયાં ચડતો ચડતો બોલ્યોઃ "આપની જેવી આજ્ઞા. રામશંકર પંડયા, આપ તો એક મહાપુરૂષ છો. અમે આપના ચરણની ધૂળ પણ માથે ચડાવવાને યોગ્ય નથી."

રામશંકર પંડયાએ કહ્યું: "નહિ, બાપા ! એવું બોલશો નહિ. આપણે બધા એક માનાં સન્તાન છીએ. આવો, બેસો. બેટા યશોદા ! આમને બેસવાને માટે આસન લાવી આપ."

યશોદાએ ઘરમાંથી બે આસન લાવીને બિછાવી દીધાં. શોભાશંકર તથા સહાનંદ તેપર વિરાજમાન થયા. શોભાશંકરે યશોદા તરફ જોઈ તેના સર્વાંગનું તિક્ષ્ણ દૃષ્ટિથી નિરીક્ષણ કરીને પૂછ્યું: "આ કન્યા કોણ છે?"

રામશંકર પંડ્યાએ પ્રત્યુત્તર આપ્યો: "મારી આશ્રિતા એક અનાથ વિધવાની એ પુત્રી છે."

"બ્રાહ્મણની પુત્રી છે?" શોભાશંકરે પુનઃ પ્રશ્ન કર્યો.

"હા, બ્રાહ્મણની પુત્રી છે." રામશંકર પંડ્યાએ ઉત્તર આપ્યો.

"હજી વિવાહ થયો નહિ હોય."

"ના બાપા, એ માટે જ હું બહુ ઉદ્વિગ્ન છું. બાળા ઉમ્મરલાયક થઈ છે, કિન્તુ અજાણ્યા કુળમાં ઉત્પન્ન થએલી હોવાથી કોઈ સત્પાત્રના હાથમાં હું તેને સોંપી શકતો નથી; કોઇ સત્પાત્રના હાથમાં હું તેને સોંપું, તો મને શાન્તિ થાય. માતાજી જગદંબાની ઇચ્છા હશે તેમ થશે."

શોભાશંકર બોલ્યો: "જો આપની અનુમતિ હોય, તો હું કોઈ સ્થળે તપાસ કરવાનો પ્રયત્ન કરૂં. મારા જાણીતા અનેક બ્રાહ્મણો છે, તેથી કોઇ મળી રહેશે એમ મને લાગે છે. કન્યા બહુ સ્વરૂપવાન છે. પણ વારૂ, તેને ગાયન ગાતાં આવડે છે?"

"હા બાપુ, બાલિકા બહુ સારૂં ગાય છે. જ્યાંસુધી હું તેના મુખમાંથી માતાજીનું સ્તવન સાંભળું નહિ, ત્યાંસુધી મારી પૂજા તથા આહ્નિક ક્રિયા પૂરી થાય નહિ." રામશંકર પંડ્યાએ જણાવ્યું.

શોભાશંકરની તીવ્ર અને તીક્ષ્ણ દૃષ્ટિના સામે યશોદા બહુ સંકોચ પામતી હતી. તે મધુર કંઠે બોલી: "હું હવે જાઉં દાદા? પૂજાનાં વાસણો સાફ કરી લાવું?"

"હા બેટા, જાઓ."

યશોદા પૂજાનાં સઘળાં વાસણો એકત્ર કરી બહાર લઈ ગઈ.

રામશંકર પંડ્યાએ કહ્યું: "બોલો શોભાશંકર! કેમ આગમન થયું છે?"

શોભાશંકર અત્યંત વિનયથી સંકુચિત ભાવ પ્રકટ કરીને બોલ્યો: "હું એક અગત્યના કામને માટે ઘેર આવ્યો હતો, પરન્તુ આવીને એક મોટી વિપત્તિમાં આવી પડ્યો છું."

"કઈ વિપત્તિમાં આવી પડ્યા છો?"

શોભાશંકરે કહ્યું: "જુઓને રામશંકર પંડ્યા, તમારો મનહર યજમાનવૃત્તિ છોડી દઈ બળદ રાખીને ખેતીનો ધંધો કરી ગુજરાન ચલાવે

છે. બ્રાહ્મણનો પુત્ર થઇને એ પ્રમાણે હલકું કાર્ય કરે, એ શું કાંઈ સારૂં કહેવાય ? ”

રામશંકર પંડયાએ ઉત્તર આપ્યો: “ એમાં શી હરકત છે ? મનહર ભિક્ષાવૃત્તિનું કાર્ય છોડી સ્વતંત્રપણે મહેનત કરી શારીરિક બળવડે પોતાની આજીવિકા ચલાવે છે, એ તો ઉલટું મહત્ત્વની વાત છે. એ ધંધામાં કોઇ પણ પ્રકારનું હીનત્વ હું જોતો નથી. ”

શોભાશંકર બોલ્યો: “ હું પણ એમ જ ધારૂં છું, પરન્તુ ગામના બ્રાહ્મણ પંડિતો સઘળા મારે ઘેર આવીને કહી ગયા કે મનહરના આ હલકા કાર્યથી અમારા મોટાં મોટાં છોટાં બની ગયાં છે અને—”

રામશંકર પંડ્યા વચમાં બોલી ઉઠયા: “ તેઓનાં મોટાં કદાચ છોટાં થઇ જતાં હશે, પરન્તુ મારૂં મોટું એથી કદિ પણ છોટું થવાનું નથી-ઉલટું મોટું જ થાય છે. ”

શોભાશંકરે કહ્યું: “ હા, એ તો હું પણ જાણું છું, પરન્તુ એ લોકો બહુ જ નારાજ છે. કુંદનલાલને પ્રાયશ્ચિત્ત કરીને તેઓએ જ્ઞાતિમાં લીધો છે, તેથી મારે તો તેમની સલાહ પ્રમાણે ચાલવું જ જોઇશે. ”

“ તો બહુ સારૂં, ના કોણ કહે છે ? ”

“ પણ મારૂં એમ કહેવું છે કે જો મનહર કદાપિ એ ધંધો છોડી દે તો હું એને કોઇ એકાદી નોકરી-ચાકરીમાં જોડી દઉં. ” શોભાશંકરે જણાવ્યું.

“ મનહર તે છોડશે નહિ અને નોકરી પણ કરશે નહિ; અને મારાથી એવી વાત તેને કહી પણ શકાય નહિ. ” રામશંકર પંડ્યાએ સ્પષ્ટ જવાબ સંભળાવી દીધો.

“ હા, તે હું જાણું છું, પણ હવે શું કરવું ? આ લોકો મનહર ઉપર બહુ અસંતુષ્ટ છે. તેઓ કહે છે કે મનહર યજમાનવૃત્તિ છોડી દઈ આ હીન વૃત્તિ ગ્રહણ કરીને પતિત થયો છે. તેથી તેને જ્ઞાતિ બહાર મૂકવો એવો સઘળાનો અભિપ્રાય છે, તોપણ મનહર જો કદિ કુંદનલાલની માફક પ્રાયશ્ચિત્ત કરે, તો તેઓ કદાચ છોડી દે એમ હું માનું છું અને જો તમે કહેતા હો તો હું તેમ કરવાનો પ્રયત્ન પણ કરૂં. ”

રામશંકર પંડ્યાએ કહ્યું: “ મનહરે એવું કાંઇ મહાપાપ કર્યું નથી, કે જેથી પ્રાયશ્ચિત્ત કરવાની જરૂર પડે; માટે એવો નકામો પ્રયત્ન કરવાની હું તમને સલાહ આપતો નથી. ”

શોભાશંકર બોલ્યો: “ પ્રાયશ્ચિત્ત પછી કરો કે ન કરો, એ બાબત કોણ પૂછે છે ? પણ મોંઢેથી પ્રથમ એવું કહેવું જોઈએ કે પ્રાયશ્ચિત્ત કરીશું. ”

રામશંકર પંડ્યાએ કહ્યું: "શું જુઠું બોલવું? ના, એમ કદિ પણ નહિ બને."

શોભાશંકર—"ગંગાસ્નાન તો મનહરે કર્યું છેને? એમ કહી શકાય કે ગંગાસ્નાન કર્યું છે. એમાં જુઠું બોલવાનું શું હતું?"

રામશંકર પંડ્યા—"જુઠું નહિ પણ જુઠા કરતાંએ વધારે જુઠું. સીધી રીતે ફક્ત એટલું જુઠું જ બોલવું એ સારૂં, પણ સત્ય દેખાડવાને ખાતર જુઠું બોલવું એ બહુ જ ખરાબ છે."

શોભા૦—"તો પછી જુઓ છો ને મનહરની રક્ષા મારાથી કોઇ પણ પ્રકારે થઈ શકશે નહિ. એવું કાંઇ પણ જો નહિ કરવામાં આવે તો આખી જ્ઞાતિ મનહરને "પતિત બ્રાહ્મણ" ધારીને તેનો બહિષ્કાર કરશે."

રામ૦—"ભલે બહિષ્કાર કરે. મનહર વનના પશુની માફક વનની અંદર છુપાઇ રહેશે, પરન્તુ સમાજમાં રહેવાની ખાતર અસત્ય આચરણ કદિ પણ આચરશે નહિ."

શોભા૦—"એ બાબત વિષે વિચાર કરવા માટે સઘળા બ્રાહ્મણો આવતી કાલે એકત્ર થવાના છે, ત્યાં આપ હાજર હો તો તેઓને સમજાવીને કહીએ તો કાંઇક લાભ થઈ શકે ખરો."

રામ૦—"મારી હાજરી ત્યાં નિષ્પ્રયોજન છે. તેઓ સમજાવ્યા સમજશે નહિ."

શોભા૦—"તોપણ એક વાર ત્યાં હાજર રહેવામાં વાંધો શો છે?"

રામ૦—"ના, તે બની શકશે નહિ, કારણકે કાશીની અંદર મારો એક શિષ્ય મરણપથારીએ મને એક વાર જોવાની ઇચ્છા કરે છે. ત્યાં જવા માટે હું આજ રાત્રે જ અહીંથી રવાના થવાનો છું."

શોભા૦—"એક દિવસ મોડા જાઓ તો ન ચાલી શકે?"

રામ૦—"મને તો ચાલી શકશે, પરન્તુ મૃત્યુ એક પણ દિવસની રાહ જોઇ શકશે નહિ, તેનું કેમ?"

શોભા૦—"ત્યારે હવે હું શું કરૂં? મારો તમે કશો અપરાધ ગ્રહણ કરશો નહિ."

રામ૦—"એમાં તમારો અપરાધ શો છે બાપુ? તમે શું કરો?"

એટલી વાતચીત થયા પછી શોભાશંકરે નમસ્કાર કરીને વિદાયગીરી લીધી.

રામશંકર પંડ્યા બે હાથ જોડી ગદ્‌ગદ કંઠે દેવી પ્રત્યે બોલ્યા: "હે જગજ્જનની ભવાની! મહામાયા! ઇચ્છામયી! તમારી ઇચ્છા પૂર્ણ

કરો, મા ! સંપત્તિને વખતે, વિપત્તિને વખતે, સુખમાં અને દુઃખમાં આપના આ અધમ સંતાનને આપના ચરણમાં રાખજો. મા."

રસ્તામાં શોભાશંકરે મહાનંદને કહ્યું: "મહાનંદ! છોકરીને જોઈ કે? કેવી સુંદર છે?"

મહાનંદ બોલ્યો "અહા ! બહુ જ સુંદર છે! જાણે નંદનવનની અપ્સરા હોયની ! જેવું તેનું રૂપ છે, તેવો જ તેનો કંઠ પણ મધુર છે."

શોભા૦—"મહાનંદ! આ બુઢ્ઢાના બગીચામાં કેવું સુંદર ફૂલ ખીલી નીકળ્યું છે? અરે! બુઢ્ઢો ક્યાંય ઘર છોડીને બહાર જતો-આવતો નથી, નહિતો એ ફૂલની મીઠી સુગંધ લેવાને મારૂં મન બહુ જ લલચાયું છે."

મહાનંદ—"બુઢ્ઢો તો આજે કાશી જવાનો છે ને?"

શોભા૦—"હા, એ ઠીક લાગ મળશે. યદુનાથ તો દારૂડીયો છે એટલે તે રાત્રિ દિવસ નિશામાં જ પડ્યો રહે છે. તેથી તેની તો કશી બીક રાખવાની જરૂર નથી."

મહાનંદ—"હા, તો પછી લ્યોને સપાટામાં !"

શોભા૦—"વાહ, પણ એ કામ માટે અહીં થોડા દિવસ વધારે રોકાવાની જરૂર છે. આવતી કાલે મનહરને જ્ઞાતિ-બહાર મૂકવાનું કાર્ય પણ થઈ જાય, તો પછી કૃષ્ણલાલને એક પત્ર લખીને જણાવું કે મારે મુંબઈ આવવામાં થોડાક દિવસનો વિલંબ થશે. પરન્તુ આજ સાંજે યદુનાથને બોલાવીને પૂછી જોઈશું કે મનહર અને માણેકલાલ ક્યાંય જાય આવે છે કે નહિ? તેઓ જો ઘેર હોય તો શિકાર આપણા હાથમાં કદિ પણ આવી શકશે નહિ."

મહાનંદ—"હા, હા, હવે મને યાદ આવ્યું, તેઓ ઘણું કરીને એ-ત્રણ દિવસમાં મુંબઈ જવાના છે. આજ સવારે જ્યારે હું પ્રાતઃભ્રમણાર્થે ગામની ભાગોળે ગયો હતો, ત્યારે બગીચા પાસે મનહર તથા માણેકલાલ એ વિષે વાતચીત કરતા હતા."

શોભા૦—"બસ, તો પછી કોઈનો ભય રહે નહિ.

# પ્રકરણ ૨૯ મું.

## જ્ઞાતિબહિષ્કાર.

" મારા દિકરા મનહરને જ્ઞાતિ–બહાર મૂકનાર એ હરામખોર વળી કોણ જાગ્યો ? એનું સત્યાનાશ જાય–એ મુવા શોભાશંકરને હજી મોત કેમ ન આવ્યું ? નખોદિયો જેની તેની ખોદણી જ કર્યા કરે છે. એ કાળમુખાના જેવો બીજો કોઇ પણ ખટપટી માણસ મારા જોવામાં આવ્યો નથી. એ રોયાને મોત પણ આવતું નથી ! " એ પ્રમાણે અનેક ગાળોનો વરસાદ વરસાવતી કમળા વહુ ઘરમાંથી બહાર નીકળી.

મનહર અને માણેકલાલ આંગણામાં ઊભા રહીને વાતો કરતા હતા. પોતાની માને ગાળોનો વરસાદ વરસાવતી જોઈને મનહર બોલ્યો: " શું થયું છે મા ? આટલાં બધાં ગુસ્સે કેમ થયાં છો ? શોભાશંકરે મને જ્ઞાતિ બહાર મૂક્યો એમાં શું થઇ ગયું ? આપણે એને જ્ઞાતિબહાર મૂકો. "

" રામશંકર પંડ્યાના ચરણની રજ માથે ચડાવીને પાપમાંથી મુક્ત થનારા બ્રાહ્મણો રામશંકર પંડ્યાના ઘરનો છોકરો જે મનહર–તેને પતિત થએલો કહીને જ્ઞાતિ બહાર મૂકવા તૈયાર થયા છે ! વાહ, જાણે કોઈ એમને પૂછનાર જ નથી શું !" કમળા પુનઃ બોલી.

એટલામાં વિમળાને આવતી જોઇ કૂદકો મારી વિમળા તરફ દોડી જઈને કમળા વહુ બોલી: " અરે ઓ વિમળા ! તારા ભાઈને તો બહુ મોટાઈ આવી ગઇ છે ને શું ? ઘરમાં પૈસાની તીજોરી ભરી છે, તેથી કદાચ મોટાઇ આવી ગઇ હશે પણ તે એમ સમજતો નથી કે એ તેની આખી તીજોરી આપીને રામશંકર પંડ્યાના ચરણની ધૂળ ખરીદવા માગે તોપણ તે ખરીદી શકે નહિ. જ્ઞાતિમાં જેની કશી ગણતરી થતી નહિ અને જ્યારે જ્ઞાતિ એકત્ર થતી, ત્યારે રામશંકર પંડ્યાના જોડા જે જગ્યાએ પડ્યા હોય, ત્યાં શોભાશંકરને બેસવાની જગ્યા મળતી, તે આજે પટલાઈ ડહોળવા ઊભો થયો છે. રામશંકર પંડ્યા જેવા પવિત્ર અને વિદ્વાન્ પુરૂષના કુળમાં જન્મેલા મનહરને તે જ્ઞાતિબહાર મૂકવાની મહેનત કરે છે. વાહ ! હવે તે બહુ શક્તિવાન થયો જણાય છે ! શિયાળીયો હોઈને સિંહનું મોં ચાટવા આવે છે ! પણ જાણતો નથી કે ભોરીંગના દરમાં હાથ ઘાલવા જતાં પ્રાણ પણ ગુમાવવો પડશે ! "

વિમળા મંદહાસ્ય કરીને બોલી: " હા, બહેન ! તમારૂં કહેવું સાચું છે. મારા ભાઈની બુદ્ધિ ભ્રષ્ટ થઈ ગઈ છે. જુઓને, હું કોઈ દિવસ તેને ઘેર જાઉં છું ? તે દિવસે મારે તેની સાથે તકરાર થઇ ત્યારે મેં તેને કેટલું બધું કહ્યું હતું ? પણ એને બિલકુલ શરમ જ નથી. "

"પણ એ કાળા મ્હોંવાળાને મારા દીકરાને જ્ઞા
અધિકાર આપ્યો છે કોણે ? ઋષિ સરખા પવિત્ર રામશ..
બધું અપમાન કરનાર અને તેના કુળમાં જન્મેલા મારા મનહરને જ્ઞાતિ-
બહાર મૂકવાની હિમ્મત કરનાર મૂઓ શોભાશંકર કોણ છે ?"

વિમળાએ ફરીથી સમજાવીને કહ્યું: "બ્હેન ! તમે જરા શાન્તિ રાખો. રામશંકર પંડ્યાનું નામ આખા દેશમાં પવિત્ર પુરૂષ તરીકે પ્રસિદ્ધ છે, તેનું અપમાન કરવાને કોઈ શક્તિમાન છે જ નહિ. બે-ચાર લાલચુ બામણો ભેગા થઈને મનહરને જ્ઞાતિ-બ્હાર મૂક્યાનું જાહેર કરે, તેથી શું કાંઈ મનહર જ્ઞાતિબહાર થઇ ગયો ?"

કેટલોક સમય વીત્યા પછી કમળા વહુનો શોભાશંકર ઉપરનો રોષ કંઇક નરમ પડ્યો. તે બોલી: "હું ઘણા દિવસથી મનહરને કહ્યા કરૂં છું કે તું યજમાનવૃત્તિ છોડી દે નહિ, પણ તે મારૂં કહ્યું માનતો નથી. રામશંકર દાદા પણ કહે છે કે મનહર સારો ધંધો કરે છે, તો પછી હવે હું શું કરૂં, બોલો ? જો મનહરે યજમાનવૃત્તિ છોડી ન હોત તો શોભાશંકરને જ્ઞાતિ-બ્હાર મૂકવાનું બ્હાનું ક્યાંથી જડત ?"

વિમળા બોલી: "બ્હેન ! તમારો મનહર બહુ ઉત્તમ ધંધો કરે છે. મનુષ્યને યોગ્ય કાર્ય તે કરે છે. ખેતીનું કાર્ય કરવામાં કોઈ પણ પ્રકારનું હીણપદ ગણાતું નથી. મારો માણેકલાલ સાહેબની નોકરી કરવા ગયો હતો, ત્યાં સાહેબે તેનું અપમાન કર્યાથી તે નોકરી છોડીને ઘેર આવતો રહ્યો અને મનહરની માફક ખેતી કરવા લાગી ગયો તેથી હું ઘણી રાજી થઈ છું અને ખેતીના ઉદ્યમથી આબરૂ વધી હોય એમ હું મનમાં સમજું છું."

મનહરે કહ્યું: "વિમળા કાકી ! બધાની માતાઓ જો તમારા જેવાં હોત, તો દેશમાં આટલું દુઃખ હોય નહિ."

વિમળાએ ઉત્તર આપ્યો. "બધી માતાઓના દીકરા પણ જો તારા જેવા હોત તો સંસારમાં કોઇને દુઃખ પડત નહિ."

માણેકલાલ હાસ્ય કરીને બોલ્યો: "મા, મને તો તમે આવું કશું કહેતાં નથી ! એકલા મનહરભાઈજ તમને સાતમે સ્વર્ગે લઈ જશે, ખરૂં કે ?"

"બેટા ! તું તારા મનહરભાઇનો નાનો ભાઇ છે."

"હા, મા ! હું નાનો ભાઇ છું, તે નાનો જ રહેવાને ઇચ્છું છું. મનહરભાઈની ઉપર જવા હું કદિ પણ ઇચ્છતો જ નથી."

પછી કમળા વહુ તથા વિમળા બન્ને જણીઓ રામશંકર પંડ્યાના ઘર તરફ ચાલી. મનહર અને માણેકલાલ કેટલીક વારસુધી પરસ્પર ખૂબ હસ્યા અને પછી પોતપોતાને કામે વળગ્યા.

# પ્રકરણ ૩૦ મું.

## વૈષ્ણવી.

બે–ત્રણ દિવસ વીતી ગયા પછી **મનહર** અને **માણેકલાલ** મુંબઇ જવાને તૈયાર થયા.

**સુંદર**ની પાસેથી આનંદાશ્રમના ખબર સાંભળીને **માણેકલાલ** સીધો ઘેર જ ચાલ્યો આવ્યો હતો. કોઇ પણ પ્રકારની તપાસ તે કરી શકયો નહોતો. હવે **મનહર**ને સાથે લઇ જઇને કાર્ય પૂર્ણ કરવું એવો તેણે નિશ્ચય કર્યો. પ્રાત:કાળમાં **મનહર** **માણેકલાલ**ને ઘેર આવ્યો. **માણેકલાલ** ઉઠીને દાતણ-પાણી કરતો કરતો **મનહર**ની સાથે મુંબઈ જવાની વાતચીત કરવા લાગ્યો. **વિમળા** ગાય દોઇ દૂધનું વાસણ ઘરમાં મૂકી બહાર આવીને તેમની પાસે ઊભી રહી.

**વિમળા** બોલી: “ આજ વળી ફરીથી મુંબઈ શામાટે જવું છે, **માણેકલાલ** ? ”

**માણેકલાલે** ઉત્તર આપ્યો: “ કામકાજ માટે જવું છે, મા! થોડા દિવસમાં અમે પાછા આવતા રહીશું. ”

“ તું પણ જવાનો છે, **મનહર** ? ”

“ હા, **વિમળા** કાકી, એક જરૂરનું કામ છે, તેથી અમે બન્ને જવાના છીએ. થોડા દિવસમાં પાછા આવતા રહીશું. ”

**વિમળા** બોલી: “ ત્યારે જા, તારૂં કામ તું જ જાણે, મારે જાણવાની જરૂર નથી. કદાચ વહુની મુલાકાત લેવા જતો હોઇશ, તોપણ કોને ખબર છે ? ”

એ સાંભળીને ત્રણે જણાં હસી પડયાં. એટલામાં એકાએક બહારથી સંગીતનો મધુર ધ્વનિ સંભળાયો. થોડી વારમાં કોઈ એક અજાણી સુંદર જુવાન સ્ત્રીએ ગાયન ગાતાં ગાતાં આંગણાની અંદર પ્રવેશ કર્યો. ગાનારીનો કંઠધ્વનિ અત્યંત મધુર હતો. ત્રણે જણાં એક દૃષ્ટિથી તેના મુખ સામે જોઈ રહ્યાં.

ગાયન પૂરૂં થતાં જ **વિમળાએ** પૂછ્યું: “ તું કોણ છે બાઈ ? તને મે કદિ પણ જોઈ નથી. તું કોઈ અજાણી જણાય છે. તારી સંઘાતે બીજું કોઈ છે કે નહિ ? શું તું આવી રીતે ગામેગામ એકલી ફર્યા કરે છે ? ”

બાઈએ ઉત્તર આપ્યો: “ તમે મને કયાંથી જોઇ હોય બહેન ? હું તદ્દન અજાણી જ છું અને આ તરફ હું પહેલવહેલી જ આવી છું.

મારી સાથે કોણ હોય બા? મારે માબાપ કે ભાઈ બહેન એમાંનું કોઈ પણ નથી."

મનહર અનિમેષ નયને એ બાઈ સામે જોઈ રહ્યો હતો. જાણે કોઈક દિવસ તેને પોતે જોઈ હોય, એમ તેને લાગ્યું.

મનહરની તે દૃષ્ટિ વિમળાના જોવામાં આવી. તે બોલી: "મેર રાંડ! તારામાં અક્કલ ક્યાં છે? આવું સુંદર રૂપ અને જુવાન અવસ્થા લઈને તું આમ આંકેલા સાંઢની માફક ગામેગામ રખડતી ફરે છે? આ જુવાન છોકરાઓ, વળી ઘરમાં વહુઓ નહિ, તેમની સાથે વાતો કરતાં તને જરા પણ શરમ નથી આવતી? જા, અહીંથી જલદી ચાલી જા."

"અરે બા! ભિક્ષા તો તમે મને હજી આપી નથી, અને હું શી રીતે ચાલી જઉં?"

વિમળા ભિક્ષા લાવી આપવાને ઘરમાં ગઈ.

મનહરે કહ્યું: "તને મેં કોઈ ઠેકાણે જોઈ હોય એમ મને લાગે છે."

એટલી વારમાં વિમળા ભિક્ષા લઈને બહાર આવી;

નારીએ કહ્યું: "હા, હું જુદા જુદા દેશોમાં ભિક્ષા માગવાને ફર્યા કરૂં છું, તેથી કોઈક સ્થળે તમે મને જોઈ હશે ખરી. તમને પણ મેં કોઈક સ્થળે જોયા હોય એમ મને લાગે છે. અરે હાં! હવે યાદ આવ્યું–તમે તે દિવસે પ્રયાગના (અલ્હાબાદના) રેલ્વે સ્ટેશન ઉપર એક ફીરંગી સાહેબને માર મારતા હતા, તે જ કે ની? તે સાહેબ એક ગુજરાતી યુવાન સ્ત્રીને પકડીને તાણાતાણી કરતો હતો; તેને તમે ધક્કો મારીને ભોંયપર પાડી દીધો, એ તમને યાદ છે કે?"

"હા, હા, તે મને યાદ છે. તને મેં તે જ યુવાન સ્ત્રીની સાથે જોઈ હતી. તું તે સ્ત્રીની—"

"હું તેની ચાકરડી વૈષ્ણવી છું."

"ઓહો! એ તો મનહરની સ્ત્રી! આ વૈષ્ણવી તેની પાસેથી ન્હાસી આવી કેમ?" એમ મનમાં વિચાર કરી વિમળા ફરીથી પાસે આવીને ઊભી રહી.

માણેકલાલે પ્રશ્ન કર્યો: "એવી ચાકરી છોડીને તું આવી રીતે ભિક્ષા માંગવાને એકલી કેમ ફરે છે? ભીખ માંગવી શું એના કરતાં તને વધારે સારી લાગે છે?"

"શું કરૂં સાહેબ? જે સ્થિતિ માથે આવી પડી, તે સારી હોય કે નરસી હોય, તોપણ ગુજાર્યા વિના છૂટકો છે કાંઈ?" વૈષ્ણવીએ પ્રત્યુત્તર આપ્યો.

"પણ જ્યારે તેં ચાકરી છોડી ત્યારે તારે માથે આ સ્થિતિ આવી પડીને ? તેં ચાકરી ન છોડી હોત તો આમ કાંઇ ભટકવું પડત ? ચાકરી તેં છોડી જ શામાટે ?"

રંગિલીએ ઉત્તર આપ્યો: "તે ચાકરીમાં જોડાઈ, તે પહેલાં પણ હું તો ભિક્ષા માંગવાનો જ ધંધો કરતી હતી. ચાકરીમાં રહ્યા પછી મારાં બાઇસાહેબ મારા પર બહુ પ્રેમ રાખતાં હતાં. પરન્તુ નસીબમાં ભીખ માંગીને ખાવાનું લખેલું તે શી રીતે મિથ્યા થાય?"

મનહરે વ્યાકુળતાથી પ્રશ્ન કર્યો: "કેમ શું થયું ? તારી બાઈએ તને કાઢી મૂકી છે કે તું તારી મેળે ચાલી આવી છે ?"

રંગિલીએ પ્રત્યુત્તર આપ્યો: "તેમણે મને કાઢી મૂકી નથી, હું મારી મેળે જ ચાલી આવી છું."

માણેકલાલે કહ્યું: "કેમ ચાલી આવી ?"

રંગિલીએ ઉત્તર આપ્યો: "મારાં બાઈ સાહેબના પિતાજીનું કીર્તિ-કારખાનું જોઇને ત્યાં રહેવાની મારી ઇચ્છા થઈ નહિ—તેથી ન્હાસી આવી છું."

મનહરે પ્રશ્ન કર્યો: "કીર્તિ-કારખાનું વળી શું જોયું તેં ?"

રંગિલીએ ઉત્તર આપ્યો: "ના, એ બધી વાત મારાથી તમને કહેવાય નહિ. મેં આટલા દિવસસુધી તેમનું અનાજ ખાધું છે, તેથી હું લૂણહરામી કદિ પણ બનીશ નહિ."

મનહરે કહ્યું: "ના, ના કહે તો ખરી; એમાં તને ભય શો છે ? તને હું સારી બક્ષિસ આપીશ."

રંગિલી બોલી: "તમે જ્યારે આટલો બધો આગ્રહ કરો છો, ત્યારે હવે કહું છું. વળી હાલમાં નોકરી પણ છોડી દીધી છે, તો પછી કહેવામાં શી હરકત છે ?"

મનહર: "હું પણ એમ જ કહું છું. જ્યાંસુધી ખાવું લૂણ, ત્યાં-સુધી ગાવા ગુણ. લૂણ છોડ્યા પછી ગુણ ગાવાની કશી જરૂર નથી."

રંગિલી: "મારા જે બાઇસાહેબ છે, તેનું લગ્ન બાલ્યાવસ્થામાં કોઇ એક ગામડિયા બ્રાહ્મણના છોકરા સાથે થયું હતું ત્યાં મારાં બાઇસા-હેબના પિતા કે જે સાહેબ બની ગયા છે, તેમને દીકરી આપવાની મરજી નથી. તે સાહેબને એ એક દીકરી સિવાય બીજું કશું સંતાન નથી અને જમિનદારી પુષ્કળ છે—તેથી એ તેમનો સાહેબ બાપ મારાં બાઇસાહેબનું પુનર્લગ્ન બીજા કોઇની સાથે કરવા તૈયાર થયો છે."

એકાએક જેમ શસ્ત્રનો આઘાત થાય, તેમ મનહર સ્તબ્ધ બની ગયો. તે એક શબ્દ પણ મોઢામાંથી બોલ્યો નહિ.

માણેકલાલ ચમકી જઇને બોલ્યોઃ " બીજા કોઈ પુરૂષ સાથે પુનર્લગ્ન કરવા તે તૈયાર થયો છે ? "

રંગિલીએ ઉત્તર આપ્યોઃ " હા બાઈ, કેવો જુલમ કહો ? જે દીકરીનું એક વાર લગ્ન થઇ ગયું છે અને પતિ હૈયાત છે, તે દીકરીનું પુનર્લગ્ન કરવા તે તૈયાર થયો છે ! એ કાંઇ ઓછા જુલમની વાત કહેવાય ? આહા ! પૃથ્વી રસાતાળ કેમ ન જાય ? જુઓ બાઈ, હું ગમે તેવી પણ હિંદુની દીકરી છું, આવું કીર્તિ-કારખાનું હું શી રીતે જોઇ શકું ? મને સુખ તો ત્યાં ઘણું હતું, પરન્તુ તે છોડીને હું ન્હાસી આવી છું. એવું અધર્મકર્મ આંખે જોવાથી પણ પાપ લાગે. "

માણેકલાલે કહ્યું: " એક વાર લગ્ન થઇ ગયા પછી ફરીવી બીજી વાર તેનું લગ્ન શી રીતે થઇ શકે ? આ તું શું બોલે છે ? "

રંગિલી બોલીઃ " હું તો કાંઈ જાણી શકતી નથી, પરન્તુ એક સન્યાસી આવ્યો છે તે કોઈ એક નવા શાસ્ત્રને આધારે કહે છે કે જે છોકરીનો સ્વામી પતિત થયો હોય, તે છોકરીને ફરીવી બીજી વાર બીજા પુરૂષ સાથે પરણાવી શકાય છે. "

વિમળાએ કહ્યું: " તું હરામજાદી જૂઠું બોલે છે. તેમણે તને કાઢી મૂકી છે તેથી તું તેમની નિંદા કરતી ફરે છે. "

" ના, મા ! હું જૂઠું શામાટે બોલું ? મેં તેમનું લૂણ ખાધું છે તેથી જો તેમની જૂઠી નિંદા કરૂં તો હું ધર્મભ્રષ્ટ ગણાઉં. વળી જૂઠું બોલવામાં મને લાભ શો ?"

" તેઓ સાહેબ બની ગયા છે, તેથી જો પુનર્લગ્ન કરવું હોય તો એમ ને એમ કોઇ બીજા પુરૂષ સાથે પરણાવી દે, પરન્તુ સંન્યાસીની પાસે શાસ્ત્રનો આધાર શામાટે લેવા જાય ? " વિમળાએ પ્રશ્ન કર્યો.

" સાહેબ લોકમાં પણ એવી રીતે પુનર્લગ્ન થઇ શકતું નથી, તેથી આ પ્રપંચ કર્યો છે. હવે તો બધું નક્કી થઈ ગયું છે, કુંદનલાલ સાહેબની સાથે પુનર્લગ્ન થવાનું છે. "

એ સાંભળીને મનહર તથા માણેકલાલ એ બન્ને એક જ સાથે ને એક જ અવાજે બોલી ઉઠ્યાઃ " કુંદનલાલની સાથે ! કુંદનલાલ વળી કોણ ? "

" તેને હું વધારે તો પિછાણુતી નથી પરન્તુ ફક્ત એટલું જાણું છું કે તે એક સાહેબ છે અને એમને ત્યાં બહુ આવે જાય છે. કોઇ શોભાશંકર કરીને મારી બાઈસાહેબના પિતાનો મિત્ર છે, તેનો તે દીકરો થાય છે. "

" શોભાશંકરનો દીકરો ? " મનહરે આશ્ચર્ય પામતાં પ્રશ્ન કર્યો.

"હા ભાઈ, શોભાશંકરને તમે ઓળખતા નથી?—ઓળખતા હશો. તે બહુ મોટો માણસ છે. ચતુરાઈ અને ચાલાકીમાં તો તે એક્કો છે. તેણે એ સંન્યાસીને શોધી કહાડ્યો છે, કારણકે કૃષ્ણલાલની સઘળી જમિનદારી પોતાના છોકરાને મળે એ હેતુથી તે આ બાજી ખેલે છે. મારી બાઈસાહેબનો જે આગલો પતિ છે, તેને જો જ્ઞાતિબહાર ન મૂકવામાં આવે તો તે કન્યાનું ફરીથી લગ્ન થઈ શકે નહિ, એ અડચણ નડવાથી તે એટો મુંબઈથી દેશમાં ગયો છે. ત્યાં જઈ મારી બાઈસાહેબના આગલા પતિને જ્ઞાતિ–બહાર મૂકીને પછી તે પાછો મુંબઈ જશે."

એ સાંભળીને માણેકલાલ ક્રોધથી કંપિત સ્વરે બોલ્યોઃ "મનહર-ભાઈ! તમને જ્ઞાતિબહાર મૂકવાનું કારણ જાણ્યું કે? સાળો કેવો લુચ્ચો છે?"

રંગિલી એ સાંભળી ચમકી જઇને બોલીઃ "અરે! મેં આ શું કર્યું? ભાઈ, મારી બાઇસાહેબના તમે કાંઈ સગા છો? જો તમારી સાથે તેમને કાંઈ સગપણ હોય તો આ વાત તમને કહી, એ મેં બહુ ખોટું કર્યું."

મનહર બોલ્યોઃ "ના ના, તેં બહુ સારૂં કર્યું છે. વારૂ, પણ એ તારી બાઈ સાહેબ બીજા પુરૂષની સાથે લગ્ન કરવાને રાજી છે કે નહિ?"

રંગિલીએ ઉત્તર આપ્યોઃ "તે હું કેવી રીતે કહી શકું? મારી બાઇસાહેબે તો મને એ વિષે કશું કહ્યું નથી. પોતે રહ્યાં બાઇસાહેબ અને હું રહી ચાકરડી, તે શું તેમના મનની વાત મને કાંઈ કહે?"

"તે કાંઈ ન બોલે તોપણ તું કશું જાણી શકે નહિ? પુનર્લગ્ન કરવામાં તેનો મત છે કે નહિ તે તું ન જાણી શકે?"

"ના ભાઈ, તે કશું હું જાણી શકી નથી. તેમને કોઈ કશું પૂછે નહિ અને તે કશું બોલે પણ નહિ; તોપણ બાઇસાહેબ બહુ સારાં માણસ છે. મારા પર તેમની ચાહના બહુ સારી હતી."

"હંઅ...બસ." મનહરે ટૂંકો જવાબ આપ્યો.

રંગિલી ભય તથા સંકોચ દર્શાવતી બોલીઃ "તેમની સાથે તમારે કાંઈ સગપણ છે? જો કાંઈ હોય તો મારો અપરાધ ક્ષમા કરશો."

"તારો અપરાધ શો, વૈષ્ણવી? હવે તારે જવું હોય તો જા."
લજ્જાથી મુખ નીચું નમાવીને રંગિલી બોલીઃ "મારી બક્ષિસ?"

"હા, વિમળા કાકી! આને પાંચ રૂપિયા આપો."

"હા, ભાઈ, આપું છું."

વિમળા રૂપિયા લેવા ઘરમાં ગઈ.

મનહર ક્રોધાતુર બનીને વિચાર કરવા લાગ્યો. રંગિલી કેટલીક ક્ષણ-સુધી તેના મુખ સામે જોઈ રહી અને પછી બીજી બાજુએ મ્હોં ફેરવીને

સહેજ હસી. પછી માણેકલાલ પાસે જઇને તેણે મધુર સ્વરે પૂછ્યું: "મારી બાઇસાહેબના તમે જ પતિ થાઓ છો કે ?"

માણેકલાલે પ્રત્યુત્તર આપ્યો: "તારે એ જાણવાની શી જરૂર છે, વૈષ્ણવી ? બક્ષિસ તને આપી, હવે તું જા !"

એટલામાં ત્રિમળા ઘરમાંથી બહાર આવીને રંગિલીના હાથમાં પાંચ રૂપિયા આપીને બોલી: "લે, વૈષ્ણવી ! આ તારી બક્ષિસ. આ વાત તું જ્યાં ત્યાં કરતી ફરીશ નહિ હોં. શું તું હવે આ ગામમાં રહેવાની છે ?"

"ના બા, હું આજ જ જતી રહીશ. જે વાત મેં ઉઘાડી કરી છે, તે માટે મને બહુ ભય રહે છે; કારણકે જોકે તમે તો સારાં માણસ છો, તેથી કશી હરકત નહિ, પરન્તુ જો સૌભાગ્યશંકરના જાણવામાં આ વાત આવે તો મને તે જીવતી પણ મૂકે નહિ."

રંગિલી ચાલી ગઈ. રસ્તામાંથી તેણે એક લાલ સાડી, એક જોડી ચુડીઓ અને થોડું કંકુ ખરીદી લીધું. તે બધી ચીજો મુંબઈ જઇને કામદક્ષીને આપીને તે બોલી: "લ્યો બાઇસાહેબ, આ તમારા સસરાના ઘરની ચીજો."

કામદક્ષી તે બધી ચીજોને મસ્તકપર ચઢાવી લઈ બોલી: "સસરાના ઘરનું માણસ જે દિવસે મને તેડવા માટે આવશે, તે દિવસે હું આ સાડી તથા ચુડીઓ પહેરીને તેમની સાથે સસરાને ઘેર જઇશ."

---

## પ્રકરણ ૩૧ મું.

---

### "માણેકલાલ ! યશોદાનું રક્ષણ કરવાની તારામાં હિંમત છે ?"

રંગિલી ચાલી ગઈ. બંને શાન્ત બની જઇને એકબીજાનાં મ્હોં સામે જોઈ રહ્યાં. મનહરની આંખોમાંથી અગ્નિના તણખા ઝરવા લાગ્યા, મુખ લાલચોળ થઈ ગયું અને નીચલા હોઠને દાંત સાથે પીસીને તે વિચાર કરવા લાગ્યો.

એ જોઇને માણેકલાલે પૂછ્યું: "મનહરભાઈ !"

"કેમ, શું છે માણેકલાલ ?"

"હવે તમે શું ધાર્યું છે ?"

મનહર માણેકલાલના મુખ સામે જોઇને ગંભીર સ્વરે બોલ્યો: "બીજું શું ધારવાનું હોય ? આજ આપણે મુંબઈ તો જઇએ છીએ."

"ત્યારપછી ?"

"ત્યારપછી બીજું શું ? તેને અહીં લાવવી. ગમે તેવો તોપણ હું તેનો પતિ છું. જ્યાંસુધી મારા દેહમાં પ્રાણ હશે ત્યાંસુધી હું તેને બીજાની સ્ત્રી નહિ થવા દઉં. આજસુધી તેને હું અહીં ન લાવ્યો તે મારી મોટી ભૂલ થઈ છે. આજસુધી હું માનમાં રહ્યો હતો તે માને આજે મને દગો દીધો છે. હું તેનો પતિ છું અને તે મારી પત્ની છે. મને કોનો ભય છે ? પતિ જોર કરીને પોતાની સ્ત્રીને ઘેર તેડી લાવે તેમાં કોણ અડચણ કરનાર છે ?"

વિમળા બોલી: "અડચણ કરે તોપણ શું તું પાછો ફરે મનહર ? આબરૂ કરતાં પ્રાણ કાંઈ વધારે નથી. પ્રાણ આપીને પણ આબરૂ રાખવી એ મનુષ્યનું કર્ત્તવ્ય છે. માણકલાલને હું તારા હાથમાં સોંપું છું, તે તારી સાથે આવશે. જ્યાંસુધી તું તારી આબરૂનું રક્ષણ ન કરી શકે, ત્યાંસુધી એ તારો જ છે—મારો નથી."

"મનહરભાઈ ! ઓ મનહરભાઈ ! તમે મુંબઈ જવાની તૈયારી કરો છો, પણ કાંઈ સમાચાર સાંભળ્યા ?" એકદમ દોડતો આવતો અને હાંફતો હાંફતો ગોવિંદ બોલ્યો.

"ના, અમે તો કશા પણ સમાચાર સાંભળ્યા નથી. ગોવિંદ ! તું શા સમાચાર લાવ્યો છે ?" મનહરે વિસ્મય પામતાં પ્રશ્ન કર્યો.

"યશોદા સંબંધી માઠા સમાચાર છે." ગોવિંદે પ્રત્યુત્તર આપ્યો.

એ સાંભળીને મનહર તથા માણેકલાલ એકદમ ચમકી જઇને બોલી ઉઠયા: "યશોદાના માઠા સમાચાર ? તે સમાચાર તેં ક્યાંથી સાંભળ્યા, ગોવિંદ ?"

"આ માણેકલાલભાઇનો મામો શોભાશંકર છેને, તે સારો માણસ નથી હોં. તે અને મહાનંદ એ બે મળીને યશોદાને ઉપાડી જવાની વાતો કરતા હતા. આપણા રામશંકર દાદાના પુત્ર યદુનાથભાઇ, તેમને એ કામમાં મદદ કરવાના છે. યદુનાથભાઇ તો ઘણા દિવસથી એ લોકોની મંડળીમાં જા આવ કરે છે. તેઓ બધા ભેગા થઇને ગાંજાની ચલમો ફુંકે છે અને દારની બાટલીઓ ઉડાવે છે. યશોદાને શોભાશંકરના હાથમાં સોંપી દેવા માટે શોભાશંકરે યદુનાથને રૂ. ૧૫૦ આપવાની લાલચ બતાવી છે. તેમાં રૂ. ૫૦ ) તો શોભાશંકરે અગાઉથી આપી દીધા છે અને બાકીના રૂ. ૧૦૦ ) યશોદાને પોતાના હાથમાં યદુનાથ સોંપે ત્યારે આપવાના કહ્યા છે. હું એક ખૂણામાં છુપાઈ રહીને એ બધું સાંભળતો હતો. તમે મુંબઈ જાઓ અને પાછળથી તે હરામખોરો ઘર ઉપર હુમલો કરે, તો પછી યશોદાનું રક્ષણ શી રીતે થઇ શકે ?"

એ સાંભળીને વિમળા બોલી "મુવો શોભાશંકર ઘરડો થવા આવ્યો, તોપણ હજી તેને શરમ આવી નહિ. નખોદિયો મનુષ્યના ધર્મને જ સમજતો નથી. એ શું મનુષ્ય કહેવાય? ભાઈ મનહર! યશોદાનું રક્ષણ થઈ શકે એવો કોઈ રસ્તો ગોધી કાઢ, ભાઈ!"

રોષપૂર્ણ સ્વરે મનહરે પ્રશ્ન કર્યો: "તારામાં હિંમત છે માણેકલાલ? તમારામાં હિંમત છે વિમળા કાકી?"

"હા, મનહરભાઈ! સંપૂર્ણ હિંમત છે, શી આજ્ઞા છે કહો? માણેકલાલને ભય પામતાં તમે કદિ પણ જોયો છે?" માણેકલાલે ઉત્તર આપ્યો.

વિમળા પણ બોલી. "શું કરવું છે ભાઇ? બોલ, યશોદાનું રક્ષણ કરવામાટે તું જે કહે, તે કરવા હું તૈયાર છું."

મનહર બોલ્યો "આ પશુઓની પાપદૃષ્ટિ જ્યારે યશોદા ઉપર પડી છે, ત્યારે તેઓ સહજમાં તેમનો ખરાબ વિચાર છોડશે નહિ. આજ તો હું ગમે તે પ્રકારે યશોદાનું રક્ષણ કરીશ, પરન્તુ એ લુચ્ચા પિશાચોની મદદમાં ઘણા માણસો છે. વળી પૈસા ટકાનું જોર પણ તેમની પાસે પુરતું છે, તેથી કોઈ પણ કાર્ય કરવાને તેઓ શક્તિમાન્ છે. ઘડી પછી તેઓ શું કરશે, તે કાંઈ નક્કી કહી શકાય નહિ. એટલા માટે એ રાક્ષસોના હાથમાંથી યશોદાનું રક્ષણ કરવાનો સારામાં સારો ઉપાય એ છે કે કોઇ યોગ્ય પાત્રની સાથે યશોદાનું આજે ને આજે જ લગ્ન કરી નાંખવું."

વિમળાએ કહ્યું. "મનહર! આ ગામમાં તારા સિવાય જો બીજું કોઇ યશોદાનું રક્ષણ કરી શકે એવું હોય, તો તે ફક્ત મારો માણેકલાલ જ છે. યશોદાને માણેકલાલના હાથમાં સોંપી દે—તે તેનું રક્ષણ સારી રીતે કરી શકશે. અત્યારે રામશંકર દાદાજી ઘેર નથી, તેથી તેમની ગેરહાજરીમાં તું જ યશોદાનો પાલક છે."

"માણેકલાલ! યશોદાનું રક્ષણ કરવાની તારામાં હિંમત છે? તારાથી તે કામ થઈ શકશે?" મનહરે પ્રશ્ન કર્યો.

"હા હા, માણેકલાલ તેનું રક્ષણ નક્કી કરી શકશે. માણેકલાલમાં તે કાર્ય બજાવવાની શક્તિ અને હિંમત સંપૂર્ણ છે. જો કદિ તેનામાં એ શક્તિ અને એ હિંમત ન હોય, તો માણેકલાલ મારો પુત્ર જ નથી અને હું તેની મા નથી, એમ તારે નક્કી સમજવું. યશોદાનું રક્ષણ જો માણેકલાલ ન કરી શકે તો 'માણેકલાલની મા' એવું જે મારૂં નામ છે, તે નામને કલંક લાગે."

મનહર બોલ્યો "માણેકલાલ! તું આ માતાને યોગ્ય સંતાન છે. જો

કોઇ એ પાપિષ્ઠોની દુષ્ટ આકાંક્ષામાંથી યશોદાનું રક્ષણ કરી શકે એવો હોય, તો તે એક તું જ છે."

વિમળાએ પ્રશ્ન કર્યો: "મનહર! શું આજે જ યશોદાનું લગ્ન કરવું છે?"

"હા, વિમળા કાકી! આજે જ લગ્ન કરી નાખવું છે. વિલંબ કરવો એ મને વાજબી લાગતું નથી. લગ્ન થઈ જાય તો પછી યશોદા નિર્ભય બની જાય."

"પરન્તુ તમે બન્ને જણા તો આજે મુંબઈ જવાના છો, તેનું કેમ થશે?" વિમળાએ પુનઃ પ્રશ્ન કર્યો.

"તેમાં શી હરકત છે? લગ્ન પણ આજ થશે અને મુંબઈ પણ આજે જ જવાશે. દુષ્ટ વાસનાથી પિશાચો ઉન્મત્ત થઇને તોફાન કરે, એટલા માટે માત્ર તમારા હાથમાં જ યશોદાને રાખીને જવું એ મને ઉચિત લાગતું નથી. ગુપચુપ લગ્ન કરી નાંખીને તમને બધાંને સાથે લઇને મુંબઇ જવાનો મારો વિચાર છે."

વિમળાએ કહ્યું: "તો પછી મુંબઇ જઇને ત્યાં જ લગ્ન કરીએ તો?"

મનહર બોલ્યો: "ના, વિમળા કાકી! વિલંબ કરવાથી પરિણામ સારૂં ન આવે. તે હરામખોરોને અવકાશ આપવામાં આવે તો પૃથ્વી ઉલટ-પાલટ કરી નાંખે. રસ્તામાં, મુંબઇમાં કે કયે ઠેકાણે ક્યારે અને કઇ વિપત્તિ માથે આવી પડશે, તે કાંઇ કહી શકાય નહિ. એક વાર યશોદાનું લગ્ન માણેકલાલની સાથે થઇ જાય તો પછી તે માણેકલાલની સ્ત્રી કહેવાય. પોતાની સ્ત્રીનું રક્ષણ કરવાનો માણેકલાલને જેટલો અધિકાર છે, તેટલો અધિકાર એક અજાણી છોકરી–યશોદાનું રક્ષણ કરવાનો તેને નથી. માટે તમારૂં મકાન નિરાળું છે, ત્યાં ગુપચુપ તમે અને નર્મદા બહેન લગ્નની સઘળી તૈયારી કરી રાખો. આપણે બધાં આજરાત્રે લગ્ન કરીને રવાના થઇશું. મારી બાને પણ આ બધું તમે સમજાવીને કહો, કારણકે તેમને પણ મુંબઈ સાથે લેઇ જવા છે."

વિમળાએ કહ્યું: "બહુ સારૂં ભાઇ, હું જઇને નર્મદાને આ બધી વાતથી માહિતગાર કરૂં છું અને તારી માને પણ બપોરે જમ્યા પછી આ સઘળું જણાવીશ. તમે બન્ને જણ બજારમાં લગ્નનો સરસામાન લેવા જાઓ."

ગોવિંદ બોલ્યો: "હું પણ બજારે જઇને એ હરામખોરોની બધી ચર્ચા જોઈ આવું."

"હા જા, પણ આ વાત કોઇને કહીશ નહિ હો." મનહરે જણાવ્યું.

## પ્રકરણ ૩૨ મું.

### પડદો ખુલ્યો.

રામશંકર પંડ્યાના ઘરની પાસે એક સુંદર બગીચો આવી રહેલો છે, તેમાં અનેક પ્રકારનાં, સુગંધીદાર નવ-રંગિત પુષ્પો ખીલી નીકળ્યાં છે. તે સુશોભિત બગીચાની અંદર યશોદા અત્યારે ફૂલો ચુંટે છે. તેનો ચહેરો આજે ઉદાસ જણાય છે. રામશંકર પંડ્યાની ગેરહાજરીથી તેને કશું સારૂં લાગતું નથી. જગજ્જનની ભવાનીના મુખમાં આજે હંમેશના જેવું હાસ્ય તેના જોવામાં આવતું નથી. બગીચામાંનાં પુષ્પો રોજ તેની સામે જાણે હાસ્ય કરતાં હોયની, તેવાં લાગતાં હતાં, કિન્તુ આજે તે હાસ્ય પણ યશોદાના જોવામાં આવતું નથી. ઉદાસ ચહેરે અને રસહીન મુખે યશોદા માતાજી માટે પુષ્પો ચુંટી રહી છે. એટલામાં વિમળા અને નર્મદા એ બન્ને જણાએ ઉતાવળે પગલે બગીચામાં પ્રવેશ કર્યો. એ બન્ને યશોદાને ફૂલો ચુંટતી જોઇને એક બાજુએ ઊભાં રહીને વાતો કરવા લાગ્યાં. નર્મદા બોલી: "અહા જુઓ વિમળા બહેન! માતાજીને માટે યશોદા કેવી ફૂલો ચુટે છે! તેને માથે આજે વિપત્તિ આવી પડી છે, તે કશું તેના જાણવામાં છે?"

વિમળાએ કહ્યું: "વિપત્તિ શી, નર્મદા? આજ તો આપણો આનંદનો દિવસ છે. આજ આપણાં હર અને ગૌરીનાં લગ્ન થવાનાં છે, રામ અને સીતાનું મિલન થવાનું છે. માટે આજનો દિવસ તો આપણને મહત્ સુખનો દિવસ છે."

નર્મદા બોલી: "હે માતાજી! મારી યશોદા ઉપર પિશાચોની પાપદૃષ્ટિ પડી છે, તેમાંથી તેનું રક્ષણ કરજો."

વિમળા અને નર્મદા આગળ ચાલીને યશોદાની પાસે આવ્યાં. યશોદા પણ તેમને જોઇને પાસે આવીને બોલી: "મા, માતાજીના મુખમાં આજે હાસ્ય કેમ દેખાતું નથી? મારો જીવ તો આજે ઉદાસ ઉદાસ થઇ રહ્યો છે. રામશંકર દાદા ક્યારે આવશે? તે આવ્યા પછી શું માતાજી ફરીથી હસશે?"

"યશોદા! શું તને માતાજી સંપૂર્ણ રીતે ચાહતાં નથી? શું તું એમ ધારે છે કે માતાજી તારા પર ગુસ્સે થયાં છે? એમ કદિ ધારીશ નહિ. તું પોતે સંપૂર્ણ પ્રેમભાવથી માતાજી સામે હાસ્ય કરીશ, તો માતાજી પણ તારી સામે જરૂર હાસ્ય કરશે."

"માતાજી જરૂર હાસ્ય કરશે મા? રામશંકર દાદાપર જેવો ભાવ રાખે છે, તેવો જ ભાવ મારા પર પણ માતાજી રાખશે? બહુ સારૂં મા,

માતાજીને હું આજે જળની અંજળી ચડાવીને રક્તચંદનનું લેપન કરીશ તથા આ સુંદર પુષ્પો ચુંટી લાવી છું, તે તેમના મસ્તકપર ચડાવીશ. જોઇએ માતાજી હાસ્ય કરે છે કે નહિ? રામશંકર દાદાની માફક મને માતાજી ચાહે છે કે નહિ?"

"હા, પણ આજે તું કશું ખાઇશ નહિ, ઉપવાસ કરજે અને આખો દિવસ મંગળચંડી કરજે."

"મંગળચંડી આજે કેવી રીતે કરૂં? આજે તો સોમવાર છે. કાલે મંગળવારે મંગળચંડી કરીશ."

"આજે સોમવાર છે, તોપણ તું અપવાસ કરજે."

"કેમ મા! અપવાસ શામાટે કરવાનું કહો છો? સોમવાર તો અનેક આવી ગયા અને આજે જ અપવાસ કરવાનું કેમ કહો છો?"

"આજ સાંજે તારે શિવની પૂજા કરવી પડશે."

"મા! આજે શું થયું છે? આજ તમે ઉદાસ કેમ જણાઓ છો? તમારૂં મુખ મ્લાન કેમ જણાય છે?" યશોદાએ પૂછ્યું.

"કશું થયું નથી પુત્રી! તું હવે ઘેર જા. હું વિમળા બહેનની સાથે થોડી વાતચીત કરીને આવું છું. જા, માતાજીના ચરણમાં જળની અંજળી ચડાવીને આ પુષ્પો તેમને ધારણ કરાવજે."

યશોદા ઝોળી ભરી પુષ્પો લઇને ઘેર ગઇ.

નર્મદા બોલી: "વિમળા બહેન! તમારી સાથે થોડી વાતચીત કરવા માટે મેં તમને અહીં બોલાવ્યાં છે. તમે તો યશોદાનું કુળ કે ગોત્ર કશું જાણતાં નથી, તેમ તે કોની પુત્રી છે, તે પણ જાણતા નથી; છતાં તમે તમારા પોતાના પુત્રનું લગ્ન તેમની સાથે કરવા તૈયાર થયાં છો એ તમારી ઉદાર વૃત્તિ જોઈને હું ખુશ થઈ છું."

વિમળાએ ઉત્તર આપ્યો: "યશોદા તમારી પુત્રી છે અને રામશંકર દાદાએ ઉછેરીને મોટી કરી છે; વળી તે રત્ન સમાન છે, તો પછી તેનું કુળ કે ગોત્ર પૂછવાની શી જરૂર છે? હું તે કશું જાણવા ઇચ્છતી નથી."

નર્મદાએ કહ્યું: "તમે બહુ મોટા મનવાળાં છો વિમળા બહેન! જેવા માણેકલાલ છે, તેવાં જ તમે પણ તેમને યોગ્ય જ મા છો અને તેથી જ તમે એ સઘળું જાણવાને ઈચ્છતાં નથી. પરન્તુ હું તો જાણું છું કે આજ તમે મારી યશોદાને નરકમાંથી કાઢી સ્વર્ગમાં લીધી છે. તેથી હું તમારો જેટલો આભાર માનું તેટલો ઓછો છે."

વિમળા નર્મદાનો હાથ પકડીને બોલી: "નર્મદા! બહેન! યશોદાના કુળ-ગોત્રમાં જો કદિ કાંઇ દોષ અથવા કલંક હોય, તોપણ તે આજ હું

જાણવાને ઇચ્છતી નથી, કારણકે આજે યશોદાને માથે વિપત્તિ આવી પડી છે, તે વિપત્તિમાથી તેનો ઉદ્ધાર થાય, ત્યારપછી જે થવાનુ હોય તે થશે બહેન ! દુષ્ટ વાસનાવાળા મનુષ્યો જ્યાસુંધી યશોદા તમારી પુત્રી છે એમ સમજે છે, ત્યાસુંધી તેને કબજે કરવાની હિંમત કરી શકશે, પરન્તુ તે માણેકલાલની વહુ છે એમ જ્યારે જાણશે, ત્યારે તેઓ બિલકુલ હિંમત ધરી શકશે નહિ."

નર્મદા બોલી "વિમળા બહેન! હુ ધર્મસાક્ષીથી કહુ છુ કે યશોદાના કુળ-ગોત્રમા કોઈ પણ પ્રકારનો દોષ કે કલંક નથી તોપણ લોકોએ સમજ્યા વિના એક મિથ્યા કલંક આપ્યુ છે, તે તમને કહેવાને હુ આવી છુ. તમે મારા કહેવા ઉપર ભરોસો રાખશો બહેન ?"

"હા, તમારા કહેવાપર હુ સપૂર્ણ ભરોસો રાખીશ. તમારાં વચનને હુ વેદવાક્ય પ્રમાણે સાચા ગણીશ. તેમા તમારે બિલકુલ વહેમ રાખવો નહિ બહેન !"

નર્મદા બોલી "ત્યારે સાભળો, સઘળી વાત હુ તમને જણાવુ છુ હુ બહુ અભાગિણી છુ. રાજાના જેટલા વૈભવવાળા ઘરમા હુ પડી હતી, પણ મારા કમનસીબે આજે હુ એક કૂતરાની માફક રખડતી ફરુ છુ. યશોદા એક રાજાના જેટલા વૈભવમા ઉછરતી હતી, તે આજે નિરાધાર બનીને પિશાચોની કુદૃષ્ટિથી નરકમાં ડૂબી જવાની તૈયારીમા છે. જો તમારા માણેકલાલ મારી પુત્રીને પોતાની અર્ધાંગના ગણીને તેનુ રક્ષણ નહિ કરે, તો તે ખચિત નરકમાં ડૂબી જશે."

એટલુ બોલતા તો નર્મદાનો કંઠ રુંધાઇ ગયો આગળ તે કશુ બોલી શકી નહિ. આંખોમાથી અશ્રુની ધારા વહેવા લાગી. વસ્ત્રના છેડાથી

"આજસુધી ગુપ્ત રહેવું મને ઉચિત લાગ્યું, તેથી મારો પરિચય મેં તમને કરાવ્યો નહિ, પરન્તુ આજે પરિચય કરાવવાનો સમય આવ્યો છે, એમ જાણીને આજે હું તમને મારી ઓળખાણ આપવા આવી છું."

"બહુ સારૂં બ્હેન ! હવે તમારો પરિચય મને કરાવો."

નીચું મુખ કરી મધુર વચનથી નર્મદા આગળ બોલી: "બ્હેન ! મનહરલાલનો જે સસરો છે, તે મારો જેઠ થાય."

એ સાંભળતાં જ વિમળાના હૃદયમાં જાણે વજ્રનો આઘાત થયો હોય, તેમ તે જમીન ઉપર બેસી ગઈ. આંખો આગળ અંધકાર દીસવા લાગ્યો, મુખ સુકાઈ ગયું અને આખું શરીર ઠંડુંગાર બની ગયું ! કેટલોક સમય એવી સ્થિતિમાં પસાર થયા પછી મુખમાંથી એક દીર્ઘ નિઃશ્વાસ બહાર નીકળ્યો. દુઃખ, ક્ષોભ અને લજ્જાથી વ્યાકુળ કંઠે વિમળા બોલી ઉઠી: "તે જ તમે ? તે જ તમે ચંપા ? હીરાલાલની સ્ત્રી ? અને યશોદા તમારી પુત્રી ? અહા ! એ વાત તો મારા સાંભળવામાં આવી હતી. તે વાત તો હું ઘણા દિવસથી જાણું છું. બોલો બ્હેન ! તમારૂં શું થયું પછી ? તમે તે વખતે ક્યાં હતાં ? ત્યાંથી કેવી રીતે તમે અહીં આવ્યાં ?"

લજ્જાથી મુખ નીચું કરી કરૂણાજનક કંઠે નર્મદા પુનઃ બોલી: "એ બધી વાત સાંભળવાથી તમને બહુ દુઃખ લાગશે, બ્હેન."

વિમળા બોલી: "એ બધું દુઃખ હું સહન કરી લઇશ, બ્હેન ! હું ક્યાં નથી જાણતી કે એ મારા વંઠેલા સ્વામીએ તમારૂં સત્યાનાશ વાળ્યું છે? નર્મદા ! શું એ બધી વાત સાચી છે? શું ખરેખર હીરાલાલનું ખૂન કરીને તે તને લઇને નહાસી ગયા હતા ? અહા ! તે બહુ ભયંકર માણસ હતા. વારૂ, પણ તારા સ્ત્રીધર્મનો તો તેણે નાશ કર્યો નથીને ?"

નર્મદાએ ઉત્તર આપ્યો: "સતીના શીયળનું માતા ભગવતી હરેક જગ્યાએ રક્ષણ કરે છે. હું અનેક કષ્ટો વેઠીને તેમના હાથમાંથી નહાસી આવી છું."

વિમળા જરા વધારે શુદ્ધિમાં આવીને બોલી: "અને તે ખૂનની વાત? શું તે વાત ખરી છે ?"

નર્મદાએ પુનઃ ઉત્તર આપ્યો: "તે વાત ખરી છે, એમ તો મારાથી કહી શકાય નહિ, કારણકે ખૂન કરતાં મેં મારી આંખોએ તેમને જોયા નથી. ઘર છોડીને નીકળ્યા પછી કેટલાક દિવસસુધી અરણ્યમાં ઝુંપડી બાંધીને અમારે રહેવું પડ્યું હતું. હું નાસી આવી તે વખતે અમારી ઝુંપડી અરણ્યની અંદર એક મોટી નદીમાં બાંધી હતી. આસપાસ બિલકુલ

લોકોની વસતી જ નહોતી. એક દિવસ સવારમાં તે બન્ને જણા દૂર ફરવા ગયા. સાંજસુધી તે બેમાંથી કોઈ પાછું આવ્યું નહિ; છેક સંધ્યાસમય વ્યતીત થઈ ગયા પછી શિવનારાયણે આવીને મને કહ્યું કે તેમને કોઈ મારી નાંખીને ઉપાડી ગયું છે."

"ત્યારપછી શું થયું?" વિમળાએ વધારે વિહ્વળ બનીને પ્રશ્ન કર્યો.

"ત્યારપછી શી વાત કરૂં બહેન? હું મહાવિપત્તિમાં આવી પડી. શોકથી, દુઃખથી અને ભયથી હું અત્યંત વ્યાકુળ બની ગઇ. હું રડી નહિ, પરન્તુ હવે મારે શું કરવું, તેનો મનમાં વિચાર કરવા લાગી. મારી અવસ્થા નાની, યશોદા ખોળામાં–શું કહું બહેન! હું બહુ ભય પામવા લાગી. પતિ વિનાની બનીને તેમના હાથમાં જઇ પડી. આવા દારૂણ શોક કરતાં પણ જાતિધર્મનો મને વધારે ભય લાગતો હતો. તેમના ચરણ પકડીને–ના બહેન! તે વાત હવે જવા દો તે વાત કહેવામાં કશો સાર નથી."

વિમળા બોલીઃ "ના, બોલો, નર્મદા! હું બધું સાંભળવાને ઇચ્છું છું. એ બધું સાંભળીને હું તથા માણેકલાલ તમારી યશોદાની પાસે તેમના પૂરાં પાપોનું પ્રાયશ્ચિત્ત કરવા ઇચ્છીએ છીએ."

નર્મદાએ કહ્યુંઃ "એવું શું બોલો છો બહેન? તેમણે ગમે તે કર્યું હોય પરન્તુ આજે આ માથે આવી પડેલી વિપત્તિમાંથી યશોદાનું રક્ષણ કરો, તો તમારૂં તે સઘળું ઋણ વળી જાય."

વિમળા—"એ ઋણ એમ સહજમાં વળવાનું નથી. નર્મદા! આજ જે તમે યશોદાને લઇને આ વિપત્તિમાં આવી પડ્યાં છો, તે એમના દુષ્ટ કૃત્યથી જ."

નર્મદા—"એમનું કરેલું ઋણ શું માણેકલાલને વાળવાનું? માણેકલાલ પોતે જે કાંઇ દેવું કરે તે તેમને વાળવાનું હોય, પરન્તુ આ દેવું માણેકલાલને માથે હોય નહિ."

વિમળા—"કેમ ન હોય? પિતાના ઋણમાં પુત્ર નિરંતર ઋણી જ ગણાય છે. પિતા જેમની પાસે ઋણી હોય, તેમનું ઋણ જ્યાંસુધી વાળી શકાય નહિ, ત્યાંસુધી પુત્ર ઋણમાંથી છૂટી શકતો નથી. માટે બહેન! તમારી સઘળી વાત હું સાંભળવાને ઇચ્છું છું."

નર્મદા—"હું તેમને પગે પડી, બહેન! હું બહુ રડી, તેમને બાપ કહીને યશોદાને તેમનાં ચરણ આગળ મૂકીને તેમના આશ્રયની મેં માંગણી કરી તથા મારા સસરાની પાસે મને મોકલી આપવા મેં તેમને કેટલીએ વિનતિ કરી; પરન્તુ તે કશું તેમણે કાને ધર્યું નહિ. મારાં ઘરેણાં ગાંઠાં તથા

પૈસા ટકા વગેરે જે કાંઈ હતું, તે સઘળું તેમણે હાથ કર્યું. મજૂર લોકો, તેમણે જે દિશામાં અમારો પડાવ લઈ જવાનું કહ્યું હશે, તે દિશામાં વગર વિલંબે લઇ ગયા. હું ધારૂં છું કે પૈસા આપીને તેમણે તેમને વશ કરી લીધેલા હશે. મારા પતિનો એક બુઢ્ઢો વિશ્વાસુ ચાકર હતો, તેની સાથે તેમને કોઇ બાબતમાં તકરાર થવાથી તેમણે તેને ખૂબ માર મારીને કાઢી મૂક્યો. તે મારા સસરાની પાસે જઇને બોલ્યો કે **શિવ**નારાયણે મારા પતિનું ખૂન કર્યું છે અને મને લઇને તે ન્હાસી ગયા છે.”

**વિ**મળા—“હા, મેં પણ એવું સાંભળ્યું હતું. ત્યારે તું કેવી રીતે ન્હાસી આવી? તેં તારા ધર્મનું રક્ષણ કેવી રીતે કર્યું?”

**ન**ર્મદા—“શોકથી અને ભયથી મને અત્યંત વિહ્વળ બની ગએલી જોઇને તેથી અથવાતો ગમે તે કારણથી, પ્રથમ કેટલાક દિવસસુધી તો તેમણે મને કશા અપશબ્દો કહ્યા નહિ, તેમ તે મારી પાસે પણ આવ્યા નહિ. એ અવસર દરમિયાન હું આ તરફ ન્હાસી આવી.”

**વિ**મળા—“તું કેવી રીતે ન્હાસી શકી?”

**ન**ર્મદા—“એક દિવસ રાત્રે સઘળો સામાન મજૂરો સાથે રવાના કરીને મને લઈને તે કોઈ રેલ્વે સ્ટેશનપર આવ્યા. મને તેમણે ખૂબ બ્હીવરાવીને તથા ધમકાવીને કહ્યું કે જો કાંઈ પણ ગરબડ કરી છે, તો તું ન્હાસી આવી છે, એમ કહીને તને પોલિસ પાસે પકડાવી દઇશ. બ્હેન! ભયથી હું ચૂપ બેસી રહી. મને લઈને તે ગાડીમાં બેઠા. સ્ટેશનના માણસને પૈસા આપીને તેમણે ગાડીનાં બારણાંની ચાવી બંધ કરાવી દીધી, તેથી બીજા કોઈ માણસો જે ડબામાં અમે બેઠાં હતાં, ત્યાં આવી શક્યાં નહિ.”

**વિ**મળા—“અહા! તેમની કેટલી બધી લુચ્ચાઈ? વારૂ, ત્યારપછી શું થયું?”

**ન**ર્મદા—“તેમણે દારૂ બહુ પીધો હતો તેથી ગાડી ચાલવા લાગી કે તુરત જ તે ઢળી પડ્યા–ઉંઘી ગયા. મેં જોયું કે ન્હાસી છૂટવાનો આવો સુયોગ પછીથી ફરી મળવો મુશ્કેલ છે. એમ વિચાર કરીને એક કપડું લાંબું કરીને મેં ગાડીની બારી સાથે બાંધ્યું અને બીજા એક કપડાવડે યશોદાને મેં મારી છાતી સાથે બાંધી લીધી: પછી એક નાના સ્ટેશને ગાડી ઊભી રહી, ત્યાં પાછલી બાજુએ પેલું કપડું પકડીને બારીએથી યશોદા સહિત હું ધીમેથી નીચે ઉતરી પડી. ગાડીમાંથી ઉતરી પડી કે તુરત જ પાસે એક નાની ખાઈ હતી, તેમાં જઇને સૂઈ ગઈ. ગાડી ચાલી ગઈ. સ્ટેશનમાંથી બધા લોકો પોતપોતાને ઘેર ગયા, ત્યારે ઉઠીને અંધારી રાત્રે એકલી હું યશોદાને ખોળામાં લઇને સામી બાજુએ એક રસ્તો જે દિશામાં જતો હતો તે દિશામાં તે રસ્તે ચાલવા લાગી.”

વિમળા—"વારૂ, ત્યારપછી ?"

નર્મદા—"બીજે દિવસે સવારે હું એક ભવ્ય મકાનમાં જઇ ચઢી. મકાનમાં રહેનારાં માણસોએ મને આશ્રય આપ્યો. હું બહુ થાકી ગઈ હતી, તેથી બે દિવસ ત્યાં રહી. યશોદાના હાથમાં હલકી સોનાની કલીઓની એક જોડી હતી, તે વેચીને વાટખર્ચી માટે થોડા પૈસા એકઠા કર્યા અને પાછી રસ્તે ચાલવા લાગી. હું સ્ત્રીજાતિ, વળી નાની ઉમરની તથા રસ્તો કદિ જોએલો નહિ, તેથી અનેક કષ્ટો વેઠીને ઘણે દિવસે રખડતી રખડતી છેવટે મારા સસરાને ઘેર હું જઈ પહોંચી. પરન્તુ બહેન ! મારા કર્મનસીબે મસરાએ મને કુલટા અને ખરાબ ચાલની કહીને કાઢી મૂકી. લોકો પણ મને કુલટાજ જાણતાં હતાં."

બોલતાં બોલતાં નર્મદાની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. તેણે પોતાના મુખ ઉપર વસ્ત્રનો છેડો ઢાંકી દીધો.

વિમળા બોલી: "રડશો નહિ બહેન ! લોકો ભલે ગમે તે બોલે. લોકોની દૃષ્ટિએ તો તમે મરી ગએલાં છો, તેથી મરી ગએલાંજ રહો. જો કદિ માતાજીની કૃપાથી એ કલંક દૂર થાય તો ફરીવી લોકોની સમક્ષ મુખ ઉંચું કરીને ઊભાં રહેજો. વારૂ, ત્યારપછી રામશંકર દાદાનો આશ્રય તમને ક્યાંથી પ્રાપ્ત થયો ?"

નર્મદાએ કહ્યું: "હું નિરાશ્રય બનીને કાશી ગઈ. મેં સાંભળ્યું હતું કે અન્નપૂર્ણા દેવીની કૃપાથી ત્યાં કોઈ દુઃખી થતું નથી. થોડા પૈસા-ટકા જે કાંઈ હતા, તે બધા વાટખર્ચીમાં વપરાઈ ગયા. કાશીમાં અંનપૂર્ણા દેવીને દ્વારે ખોળો પાથરીને હું ભિક્ષા માંગવા બેસતી પરન્તુ તેથી પોષણ થઈ શકતું નહિ. પછી એક દિવસ કાશીનિવાસિની એક વિધવા સ્ત્રી મને તેમને ઘેર લઈ ગઈ. તે બહુ વૃદ્ધ હતી, તેથી હું તેમને-રસોઇ તૈયાર કરી આપતી હતી તથા તેમની સેવા શુશ્રૂષા કરતી હતી. તે પોતાની પુત્રીની માફક મને ચાહતી હતી અને જતન કરીને રાખતી હતી. તે વિધવા સ્ત્રી બીજી કોઈ નહિ પણ આપણા રામશંકર દાદાની મા હતાં. રામશંકર દાદા કોઈ કોઈ વખત માને મળવા માટે કાશીમાં આવતા હતા. તે પણ મારા તથા યશોદાપર ઘણી મમતા રાખતા હતા. ત્યારપછી તેમની મા મૃત્યુ પામ્યાં, એટલે તે અમને અહીં તેમને ઘેર લઈ આવ્યા. ત્યારથી અમે મા દીકરી અહીં તેમને આશ્રયે રહ્યાં છીએ. અહીં ઘેર આવતી વખતે મેં તેમને મારૂં ઓળખાણ કરાવ્યું હતું. તેમણે પણ તમારી વાત મને કહી હતી."

વિમળા બોલી: "રામશંકર દાદાએ જ્યારે મારી વાત તમને કહી, ત્યારે તમને મારા તથા માણેકલાલના ઉપર ઘૃણા ઉત્પન્ન ન થઇ બહેન ?"

"ના બ્હેન ! તમારા પર ઘૃણા કરવાનું કારણ શું ? તેમાં તમારો શો દોષ છે ? તમે તો મારી માફક દુઃખી છો. માણેકલાલ તો મારી યશોદાની માફક બાલ્યાવસ્થાથી જ બાપ-વિયોગી છે ! તમને જોઇને મને ઘૃણા ઉત્પન્ન થઇ નહિ, કિન્તુ તમને દુઃખી જોઈને મને દુઃખ ઉત્પન્ન થયું હતું. હું તમને સગી બ્હેનની માફક ચાહતી હતી અને માણેકલાલને મારા પોતાના પેટના છોકરાની માફક ગણતી હતી."

વિમળા દીર્ઘ નિઃશ્વાસ ત્યાગ કરીને બોલી: "બ્હેન, તમારૂં એ દુઃખ મારાથી ભૂલી શકાશે નહિ. હું ભૂલી ગઈ છું એમ મારાથી કદિ પણ કહી શકાશે નહિ. તેમણે તમને જે દુઃખ આપ્યું છે, તેનું પ્રાયશ્ચિત્ત કરી શકું એવી મારામાં કોઈ પણ જાતની શક્તિ નથી. મારૂં સર્વસ્વ જે કાંઈ છે તે આ એક માણેકલાલ જ છે. તે માણેકલાલને આજ હું તમને સોંપું છું. જો બની શકે તો તેને તમે ક્ષમા કરો. તેમને ઘેરથી ગયાને અનેક વર્ષો વીતી ગયાં છે, છતાં હજુ કશા ખબર મળ્યા નથી. હું ધારૂં છું કે તે હવે મરી ગયા હશે."

નર્મદા કરૂણાજનક કંઠે બોલી: "હવે એ બધી વાત મનમાં લાવો નહિ, બ્હેન ! માણેકલાલને તમે મને સોંપ્યો, તેથી જો એ બધું હું ભૂલી શકું નહિ અને તેને ક્ષમા પણ કરી શકું નહિ, તો પછી બીજા કયા ઉપાયથી હું તે બધું ભૂલી શકું ?"

વિમળાએ કહ્યું: "હવે હું જઇશ. સમય બહુ વ્યતીત થઈ ગયો છે અને ગુપ્ત રીતે ઘેર લગ્નની બધી તૈયારી કરવાની છે. બપોરે એક વાર વળી ફરીથી આવી જઇશ. પરન્તુ મારો માણેકલાલ બહુ અભિમાની છે, માટે બનતાંસુધી આ બધી વાત તેને જાણવા દેશો નહિ. જો આ બધી વાત તેના જાણવામાં આવે તો તે મર્મમાં ને મર્મમાં મરી જાય તેવો છે. યશોદા અજ્ઞાત કુળ-ગોત્રની છે તે અજ્ઞાત કુળ-ગોત્રની જ રહેવા દો. તેવા જ ભાવથી આજે આપણે લગ્ન કરવું. ત્યારપછી યોગ્ય સમય આવ્યે પરિચય કરાવીશું."

"બહુ સારૂં બ્હેન ! હું કોઇને પણ એ વાત નહિ કહું."

"હા, ચાલો, હું પણ હવે જઉં છું." એમ કહી બંને ઉઠી પોતપોતાને ઘેર ગઈ.



## પ્રકરણ ૩૩ મું.

### શિકાર હાથમાંથી ગયો !

બીજે દિવસે પ્રાતઃકાળમાં ઉઠીને શોભાશંકર અગાસીમાં આમતેમ ટ્હેલતો હતો. તેને નવીન સુખની કલ્પનાના ઉત્તેજનથી સારી ઉંઘ નહિ આવવાથી અત્યારે માથું જરા ગરમ થઈ ગયું હતું.

મહાનંદ પણ પથારીમાંથી ઉઠીને તંબાકુ ખાતો ખાતો અગાસીમાં આવ્યો. શોભાશંકરે પ્રશ્ન કર્યોઃ "કેમ મહાનન્દ! ગાડીનો ડબો રીઝર્વ કરાવી રાખ્યો છે કે નહિ ?"

"હા, રીઝર્વ કરાવી રાખ્યો છે."

"બસ સારે હવે યદુનાથ આવે એટલે લાગ જોઈને શિકારને પકડી લાવીએ અને ગાડીના રીઝર્વ ડબામાં બેસીને મુંબઈભેગા થઈ જઇએ. ત્યાં ગયા પછી બધું સરળ થઈ પડશે."

એટલામાં યદુનાથ આવી પહોંચ્યો. તેને જોઈને શોભાશંકરે પ્રશ્ન કર્યોઃ "કેમ યદુનાથ! મનહર અને માણેકલાલ કાલે રાત્રે મુંબઈ ગયા છે કે?"

યદુનાથ રડવા જેવું મુખ કરીને બોલ્યોઃ "અરે! તેમણે તો સત્યાનાશ વાળ્યું છે! તેઓ મુંબઇ તો ગયા પણ આપણી બાજીમાં ધૂળ નાંખી ગયા છે."

"કેમ ! શું થયું છે ?"

"આપણી ખાનગી મસલત તેઓના જાણવામાં આવી જવાથી યશોદાને લઈને તેઓ સટકી ગયા છે."

"હરામજાદા ! એ બધું કારસ્તાન તારૂં જ છે. તેં જ એ બધી વાત તેમને જણાવી દીધી છે. તું બહુ પાજી માણસ છે."

"ના, હું કશું જાણતો નથી. કોઈક સ્થળેથી ખબર મળવાથી ચુપચૂપ યશોદાનું લગ્ન માણેકલાલની સાથે કરીને ગઇ રાત્રે તેઓ મુંબઇ ચાલ્યા ગયા છે."

એ સમાચાર સાંભળીને શોભાશંકરના સર્વાંગમાં અગ્નિ સળગી ઉઠ્યો. માથું ભમવા લાગ્યું. તે એકદમ દોડી જઇને યદુનાથને ઉપરાઉપરી બે-ત્રણ તમાચા લગાવી દઇને બોલ્યોઃ "બદમાશ! હરામજાદા! મેં તને કહ્યું હતું કે આ કામ તારે બહુ જ સંભાળપૂર્વક કરવાનું છે, છતાં તેં કાળજી રાખી નહિ અને હાથમાંનો શિકાર જવા દીધો ?"

મહાનંદે દોડી જઇને શોભાશંકરની પાસેથી યદુનાથને છોડાવ્યો. યદુનાથ હાંફતો હાંફતો અને રડતો રડતો બોલ્યોઃ "હું ઘેર હતો નહિ, તેથી મારા જાણવામાં કશું આવ્યું નહિ. મને દિવસમાં એક વાર નીશો

કરવાની ટેવ છે, તેથી આજે નિશામાંથી હું મોડી રાતે જાગૃત થયો—અર્ધી રાત્રી વીતી ગઇ ત્યાંસુધી નિશામાં હું પડી રહ્યો હતો. સવારમાં ઉઠીને મેં આ સમાચાર સાંભળ્યા. એ લોકોએ દિવસે જ બધી તૈયારી કરી રાખી હતી અને સંધ્યાસમય પછી માણેકલાલને ઘેર ગુપચૂપ લગ્ન કરીને મનહર, માણેકલાલ, યશોદા, મનહરની મા, માણેકલાલની મા, અને યશોદાની મા એ બધાં મુંબઈ ચાલ્યાં ગયાં છે. જતી વખતે નર્મદા મારી સ્ત્રીને બધી વાત કહી ગઇ, પરન્તુ મારી સ્ત્રીએ કાલ રાત્રે તે વાત મને કહી નહિ. આજ સવારમાં તેણે બધી વાત મને કહી."

"હવે તું શું મોઢું લઈને અહીં આવ્યો છે? તું અહીંથી જતો રહે. તારૂં મુખ હવે કદિ બતાવીશ નહિ."

યદુનાથ ભયથી એક શબ્દ પણ ઉચ્ચાર્યા વિના રડતો રડતો ત્યાંથી ચાલ્યો ગયો.

શોભાશંકર બોલ્યોઃ "મહાનંદ! મહાનંદ! હવે શું કરીશું? શિકાર હાથમાંથી ગયો!"

મહાનંદ ઉદાસ ભાવ પ્રકટ કરીને બોલ્યોઃ "હવે બીજું શું કરવું? હવે તો એ લોકોની પાછળ જ પડવું."

"હા, હવે તો તેમની પાછળ જ પડવું. એ લોકોની શોધ કરીને યશોદાને હાથ જ કરવી. જો હું યશોદાને હાથ કરૂં તો જ મારૂં નામ શોભાશંકર. જોઉં છું કે એ બેટા શું કરે છે?"

મહાનંદ મંદ હાસ્ય કરીને બોલ્યોઃ "હવે જઇને તમે શું કરશો શોભાશંકર? યશોદા હવે તો તમારી ભાણેજવહુ થઈ!"

ક્રોધથી ઉન્મત બનીને શોભાશંકરે કહ્યું: "શાની ભાણેજવહુ? એરે! માણેકલાલ વળી મારો ભાણેજ શાનો? વળી એક જ ઘરનાં બે-ચાર માણસો ભેગાં થઇને ઘરની અંદર રમતની માફક ગુપચૂપ લગ્ન કરી નાંખે, એ શું લગ્ન કર્યું કહેવાય?"

મહાનંદ બોલ્યોઃ "લગ્ન થઈ ગયું હોય, તોપણ ભલે અને ન થયું હોય તો પણ ભલે; પરન્તુ તમારે માટે ગાડીનો જે ડબ્બો રીઝર્વ્ડ કરી રાખ્યો હતો તે જ ડબ્બામાં બેસીને માણેકલાલ કાલ રાત્રે મુંબઈ ગયો હશે. મામાનો કોળીઓ ભાણેજ ઝુંટાવી ગયો."

"જાઓ, હવે મને વધારે સળગાવો નહિ. માણેકલાલનો આ બધો બદલો હું લેવાનો છું. યશોદાને ગમે તે પ્રકારે હું હાથ કરીશ. જોઉં છું કે માણેકલાલ અને મનહરલાલ શું કરી શકે છે?"

ધ્રૂજતે પગલે શોભાશંકર ઘરમાં જતો જતો પાછો ફરીને પુનઃ "મહાનંદ! બે-ચાર માણસોને સાથે લઈ જઇને આજે ને આજે

અને આ ને આ ક્ષણે તે હરામજાદી વિમળાનું ઘરબાર લૂંટી લઇને ભાગી તોડી નાખો. જોઉં છું કે તે હરામજાદી મારી સામે બાથ ભીડીને કેવી દુઃખી થાય છે ? "

શોભાશંકર ઉતાવળે પગલે ઘરમાં જઈને સફાળને હકે બિછાનામાં પડ્યો. માથાપર થોડું ગુલાબજળ છાંટીને પંખાવડે તે પવન ખાવા લાગ્યો.

મહાનંદ ગાડીનો રીઝર્વ્ડ ડબો નહિ મળવાથી બીજે દિવસે શોભાશંકરની સાથે અનરીઝર્વ્ડ ડબામાં બેસીને મુંબઈ ગયો.

---

## પ્રકરણ ૩૪ મું.

### " હવે મારી આંખ ઉઘડી ! "

કેટલાક દિવસ વીતી ગયા પછી કૃષ્ણલાલ બહુ અધીરો બની ગયો. કોઇ પણ સ્થળે બે ઘડીએ તે શાન્તિથી બેસી શકતો નહિ. આ ઓરડામાંથી પેલા ઓરડામાં અને પેલા ઓરડામાંથી આંગણામાં અને આંગણામાંથી બગીચામાં એમ સર્વત્ર ફર્યા કરતો. કોઇ વખત જરા બેસીને વર્તમાનપત્ર કે કોઇ પુસ્તક હાથમાં લઈને જરા વાંચતો અને થોડી વાર થાય કે તુરત તે ફેંકી દઇને બારી પાસે જઈને ઊભો રહેતો. કોઈ કોઈ વાર યોગ્ય સમયે અથવા અયોગ્ય સમયે ગાડી જોડવાનો કોચમેનને હુકમ કરે અને ગાડીમાં બેસીને થોડે દૂર સુધી જઇને વળી પાછો ઘેર આવે. કોઈ કોઈ વખત ચાકરની પીઠ થાબડી તેની સાથે બીનજરૂરી હાસ્ય કરીને તેને બહુ માન આપે તો બીજી વખતે વિનાકારણે ખૂબ પ્રહાર કરી તિરસ્કાર કરીને દૂર કાઢી મૂકે. જમવાની રૂચિ બિલકુલ નહિ થતી હોવાથી વારંવાર ચાના કપનો અથવા બ્રાન્ડિના પેગનો તે હુકમ કરતો. તેની પુત્રીની તે કદિ પણ મુલાકાત લેતો નહિ તેમ તેને કદિ બોલાવતો પણ નહિ. એમા પણ તેના પિતાની પાસે કદિ આવતી નહિ. નોકર–ચાકર બોલતા કે સાહેબનું માથું હાલમાં ફરી ગયું છે. એમાનું લગ્ન થયા પછી તે ચાલી જશે, એવા વિચારમાં ને વિચારમાં સાહેબ પાગલ બની ગયા છે.

કૃષ્ણલાલ આજે આરામખુરશીમાં પડ્યો પડ્યો વિચાર કરે છે કે, કુંદનલાલ આજ બે દિવસથી કેમ બિલકુલ આવ્યો નથી ? શોભાશંકર પણ કાલિકાપુરથી હજી આવ્યા નહિ. હવે એમાનું લગ્ન ઝટ થઈ જાય તો નિરાંત થાય. ઘણે ભાગે શોભાશંકર આજે આવી પહોંચશે ખરા.

છે. હવે મારી આંખો ઉઘડી છે. સ્વાર્થની ખાતર તમે મને અંધારા કુવામાં ઉતારવાનો પ્રયત્ન કર્યો છે. મારી એકની એક પુત્રી કે જેનાથી વધારે મારે આ જગતમાં કશું નથી, તેને આવી રીતે કલંકિની બનાવીને મારી સઘળી જમીનદારી ખુંચવી લેવાનો તમે પ્રયત્ન કર્યો છે, તે હવે સારી રીતે મારા જાણવામાં આવી ગયું છે. શોભાશંકર ! જેમ ફૂલની અંદર કાળો સર્પ છુપાઈ રહીને સુંઘવા જતાં મનુષ્યને દંશ દે છે, તેમ કપટની જાળમાં તમે મને ફસાવીને દંશ દેવા ઇચ્છા રાખો છો, તે હું હવે સમજી ગયો છું. જાઓ શોભાશંકર ! તમારી કોઈ પણ પ્રકારની સહાય હવે હું માંગતો નથી. તમારા પાપમાં મારા નાનાભાઈ હીરાલાલની પુત્રીની કશી શોધ પણ હું કરી શક્યો નથી. હું કેવો પાપિષ્ઠ ! ભાઈ મરી ગયો છે તેની એક અનાથ પુત્રીની શોધ બિલકુલ નહિ કરતાં તેના ભાગની ધનસંપત્તિ પચાવી પાડવાનું મેં કાવતરૂં કર્યું. ધિક્કાર છે મને ! અને હજારવાર ધિક્કાર છે, શોભાશંકર ! તમને, કે તમે મને અવળે રસ્તે ચડાવ્યો. જાઓ શોભાશંકર ! હવે તમારૂં મુખ ઝાઝી વાર મને નહિ બતાવતાં તમારે ઘેર જાઓ. ”

આ સાંભળી શોભાશંકર ખુરશીપરથી ઉઠી ઊભો થયો અને ઉન્મત્ત રાક્ષસની માફક મોઢું બગાડી ગુસ્સાથી અર્ધસ્ફુટ સ્વરે બોલ્યો: “ બહુ સારૂં, ત્યારે હવે તમે પણ યાદ રાખજો ! ” એટલું કહીને ઉતાવળે પગલે તે ત્યાંથી પ્રસ્થાન કરી ગયો.

કૃષ્ણલાલ કેટલીક વાર પછી કાંઈક શાન્ત થઈ ટેબલ પાસે જઈને પોતાની ખુરશીપર બેઠો. હુકમ મળવાથી ચાકરે પેગ લાવીને હાજર કર્યો. કૃષ્ણલાલ તેનું પાન કરી, ચિરૂટ સળગાવીને તે ફુંકતો ફુંકતો કેટલીક વાર શાન્ત રીતે વિચાર કરીને પોતાના મન સાથે કહેવા લાગ્યો: “ કુંદનલાલ કરતાં મનહરલાલ હજારગણો સારો. તેનામાં હિંમત છે, શક્તિ છે અને મનુષ્યને શોભે તેવા ગુણો પણ છે. દેખાવમાં પણ તે ઘણો સારો છે, જાણે રાજાનો પુત્ર હોય તેવો દેખાય છે. તે વિલાયત જઈને બેરિસ્ટરની પરીક્ષા આપી આવે અને તેની ગામડાની રીતભાત છોડી દઈને એકદમ જો તે મારા જેવો જ બની જાય, તો તેને હું જમાઈ તરીકે ગ્રહણ કરવાને ખુશ છું. લાવ તેને એક ચિઠ્ઠી તો લખું. અરે ! પણ આટલાં વર્ષો મેં નકામાં ગાળ્યાં. પ્રથમથી જ જો મેં આ રસ્તો ગ્રહણ કર્યો હોત તો આવી રીતે પશ્ચાત્તાપ કરવાનો સમય આવત નહિ. પણ શું કરૂં ? લુચ્ચા શોભાશંકરે મને ફસાવ્યો. હવે મારી આંખ ઉઘડી ! ”

## પ્રકરણું ૩૫ મું.

### બહાદુરખાં દરવાન.

વિમળા, નર્મદા, કમળા અને યશોદાને લઇને મનહર તથા માણેકલાલ યોગ્ય સમયે મુંબઈ પહોંચી ગયા. સાથે ચાકર ગોવિંદ પણ આવ્યો હતો. સ્ટેશનની પાસેના ભાગમાં એક દિવસને માટે એક ઓરડી ભાડે રાખીને સૌ ઉતર્યા.

બીજે દિવસે બ્રાહ્મણને બોલાવીને યશોદાની સાથે માણેકલાલનું વિધિપૂર્વક લગ્ન કર્યું.

શોભાશંકર તે જ રાત્રે અથવા બીજે દિવસે સવારમાં અવસ્ય મુંબઈ આવી પહોંચશે અને આવીને તુરત આપણી તપાસ કરશે અને તેથી યશોદાને લઇને આ સ્થળે વધારે વાર રહેવું સલામતીભરેલું નથી એમ વિચારીને મનહર તથા માણેકલાલ એક સારા લત્તામાં મકાન ભાડે ગમીને તે જ રાત્રે સઘળાંને નવા ઘરમાં રહેવા લેઈ ગયા. ત્રીજે દિવસે પણ ઘરમાં જોઈતી વસ્તુઓ લાવવામાં રોકાઈ રહેવાથી મનહરલાલ પોતાના સસરા કૃષ્ણલાલના ઘરના કશાં સમાચાર મેળવી શક્યો નહિ. ચોથે દિવસે જમીને બન્ને જણ બહાર નીકળી પડ્યા. મનહરલાલ મુંબઈમાં કૃષ્ણલાલના ઘરનું ઠેકાણું જાણતો હતો, તેથી બન્ને ત્યાં ગયા પરન્તુ મકાનને દરવાજે તાળું લગાવેલું હતું. ઘણી બૂમો મારી પણ કોઈનો શબ્દ સરખોએ જણાયો નહિ. મનહરલાલ બહુ ચિંતા કરવા લાગ્યો. તે જોઈને માણેકલાલે કહ્યું: "ભાઈ! ફોગટ ચિન્તા ન કરો, હું દરવાનનો વેશ ધારણ કરી, દરવાજે બેસવાની નોકરીની તપાસ કરવાનું બ્હાનું કાઢી તમારા સસરા કૃષ્ણલાલના દરવાન પાસે જઇને સઘળા ખબર લેઈ આવીશ."

બન્ને પાછા ફરી દરવાનના વેશમાં જોઈતી ચીજો દાઢી, પાઘડી, જોડા, અને એક મોટી લાકડી વગેરે ખરીદ કરીને માણેકલાલ દરવાનનો વેશ ધારણ કરી બહાદુરખાં જમાદાર બનીને બહાર નીકળી પડ્યો.

બે-ત્રણ કલાકમાં માણેકલાલે ઘેર પાછા આવીને મનહરને સમાચાર આપ્યા કે, કૃષ્ણલાલ તેની પુત્રીને સાથે લઇને શહેરની બહાર સમુદ્રકિનારે આવેલા તેના બગીચામાં રહેવા ગયો છે. કુંદનલાલ વિલાયતથી એક મેડમ સાથે લગ્ન કરીને આવ્યો હતો. તે મેડમ તેનાં છોકરાં છૈયાંને લેઇને અહીં આવી છે અને તે ખબર કૃષ્ણલાલના જાણવામાં આવ્યાથી કુંદનલાલની સાથે એમાનું લગ્ન કરવાનું બંધ રહ્યું છે. શોભાશંકર અને કૃષ્ણલાલ વચ્ચેનો ગાઢી મિત્રાચારીનો સંબંધ હવે તૂટી ગયો છે.

એ સાંભળીને મનહરલાલ બોલ્યોઃ "આટલી વારમાં તું આટલા બધા સમાચાર લાવ્યો માણેકલાલ?"

"હા, મોટા ભાઈ! તમે મને વહુ પરણાવી, તો તમારી વહુને ઝટ ઘેર લાવવાને હું ઉતાવળ કેમ ન કરૂં?" એમ કહીને માણેકલાલે દરવાનના પોશાકની ચીજો દાઢી, પાઘડી, જોડા, લાકડી વગેરે એક ખૂણામાં ફેંકી દીધી.

માણેકલાલ પુનઃ બોલ્યોઃ "આપણે પુરૂષ થઈને છાનામાના બેસી રહેવું ઉચિત નથી. તમારી સ્ત્રીને ગમે તેમ કરીને આપણે ઘેર ઉડાવી લાવવી જોઈએ. મને તમે જો રજા આપો તો હું હમણાં ઉડાવી લાવું."

મનહરલાલે કહ્યુંઃ "ના, માણેકલાલ! હું પોતેજ જઈશ અને પૂછીશ કે તેનો આવવાનો વિચાર છે કે નહિ? તે શો જવાબ આપે છે તે વિષે વિચાર કરીને પછીથી જે કરવું ઘટશે, તે કરીશું."

## પ્રકરણ ૩૬ મું.

### પતિ–પત્ની.

બીજે દિવસે જમીને મનહરલાલ શહેરની બહાર સમુદ્રના કિનારા-પર આવેલા કૃષ્ણલાલના બગીચામાં ગયો. કૃષ્ણલાલ આજે ઘેર ન હતો. તે કાંઈ કામકાજ માટે કોઈ તેના મિત્રને મળવા સારૂ સુરત ગયો હતો. દરવાનને પૂછતાં એ પ્રમાણે જવાબ મળ્યો. મનહરે એમાની સાથે મુલાકાત લેવાની ઈચ્છા જણાવી, પરન્તુ દરવાને ના કહી. મનહરલાલે તુરત જ ખિસા-માંથી પાકીટ કહાડીને બે રૂપિયા દરવાનના હાથમાં મૂકી દીધા. રૂપિયા જોઈને દરવાનનું મન પિગળી ગયું. તેણે થોડી વાર આનાકાની કરીને રૂપિયા ખિસામાં મૂકી દીધા અને પછી બોલ્યોઃ "તમારૂં વિઝિટીંગ કાર્ડ લાવો."

મનહરલાલ એ સાંભળીને ચિન્તામાં પડ્યો. વિઝિટીંગ કાર્ડ તેણે કદિ નજરે પણ જોયું ન હતું. તે બોલ્યોઃ "વિઝિટીંગ કાર્ડ મારા પાસે નથી."

દરવાને એક કાગળનો ટુકડો અને પેન્સિલ લાવી આપીને કહ્યુંઃ "આમાં તમારૂં નામ લખી આપો."

મનહરે ચિઠ્ઠીમાં નામ લખ્યું—"મનહરલાલ પંડ્યા—કાલિકાપુર."

દરવાન વિઝિટીંગ કાર્ડ લઈને બંગલામાં ગયો અને મનહરલાલ કંપિત હૃદયે શો જવાબ મળે છે, તેની રાહ જોવા લાગ્યો. એમા જો કદિ મુલાકાત લેવાની ના કહેશે, તો હું શું કરીશ? તો પછી દરવાનને ધક્કો મારીને અંદર ઘુસી જવું; પરન્તુ આજુબાજુના સઘળા લોકો એકત્ર થઈને મને રોકી રાખશે તો? અથવા પોલિસને બોલાવી લાવશે તો? માણેક-

લાલ તથા ગોવિંદને સાથે લાવ્યો હોત તોપણ આ અડચણ નડત. કદિ દરવાનને ખબર ન પડે તેમ ચાલાકીથી બગીચામાં પ્રવેશ કરૂં, તોપણ તેની સાથે મુલાકાત કેવી રીતે લઈ શકાય? તે કદાચ બૂમો પાડી લોકોને ભેગા કરે તો? ત્યારે શું રાત્રિએ ચોરની માફક બગીચામાં ઘુસી જઇને સ્ત્રીને બળપૂર્વક ઘસડી જવી? નહિ, નહિ, એ પ્રમાણે રાક્ષસી વિધિનું અવલંબન કરીને સ્ત્રીને લેઇ જવાથી તેને કદિ પણ પોતાના પતિ પ્રત્યે પ્રેમ ઉત્પન્ન થાય નહિ. શું ત્યારે તે એક વાર મારી મુલાકાત પણ નહિ લે? એ પ્રમાણે મનહર વિચાર કરે છે, એટલામાં દરવાને પાછા આવીને સલામ કરી. મનહરલાલે ઉત્કંઠિત સ્વરે કહ્યું: "કાં શું થયું?"

"હા, ચાલો મારી સાથે. એમાબાઈએ આપને સલામ કહી છે."

કંપિત પગલે મનહરલાલ દરવાનની સાથે બંગલામાં ગયો. એક સુંદર સુશોભિત દિવાનખાનામાં મનહરને બેસાડી, સલામ કરીને દરવાન બહાર ગયો.

મનહરલાલનું હૃદય થરથર કંપવા લાગ્યું. દિવાનખાનામાં ચારે બાજુ તે આમતેમ જોવા લાગ્યો અને પછી તે મનમાં વિચાર કરવા લાગ્યો: "સુંદર વસ્તુઓથી શણગારેલું આ સાહેબી ઘર અને આ ઘરની સુંદર પોશાક ધારણ કરેલી તે સુંદરી! અહા! તે મારી સ્ત્રી છે, એમ દાવો કરવા હું અહીં ક્યાંથી આવ્યો?" જાણે કાલ્પનિક દૃષ્ટિથી તે સુંદર પોશાક પરિધાન કરેલી સુંદરીને પોતાની સામે ઊભી રહીને મંદમંદ હાસ્ય કરતી જોતો હોય, એવો તેને ભાસ થયો.

એટલામાં પાછળથી એકાએક મધુર સ્વરે કોઇ બોલ્યું: "શો વિચાર કરો છો?"

મનહરલાલ એકદમ ચમકી જઇને ઉઠી ઊભો થઈ ગયો અને પાછળ ફરીને જોવા લાગ્યો અર્ધસ્ફુટ સ્વરે તે મનમાં કહેવા લાગ્યો: "કોણ એ? કૃષ્ણલાલની કન્યા એમા તો નહિ એ? હા. ખરેખર એમા જ. હું ગ્રામ્ય ગૃહસ્થ અને તે મારી ગ્રામ્ય ગૃહસ્થવધૂ કામંદકી! અહા! પણ તેણે સાહેબી પોશાકનો ત્યાગ કરીને ગ્રામ્ય-ગૃહસ્થ વધૂના જેવો જ પોશાક ધારણ કર્યો છે ને શું! અહા! તેનું મુખ ચંદ્રની માફક કેવું શોભાયમાન દેખાય છે?"

મનહરલાલ અનિમેષ નયને તેની સામે જોઈ રહ્યો.

એમા પુનઃ મુખ ઉંચું કરી મંદ હાસ્ય કરીને પાછું નીચું જોઇ ગઇ. એક ક્ષણ મૌન રહ્યા પછી એમા મંદ હાસ્ય કરી મધુર સ્વરે બોલી: "શું જોઇ રહ્યા છો?"

મનહરે ચમકી જઈ લજ્જાથી મુખ નીચું કર્યું. કામંદકી પોતાના

પતિના નીચા મુખ તરફ જોઈને સ્હેજ ઉંચે સ્વરે કિન્તુ અત્યન્ત મધુરતાથી બોલીઃ "શું જોયું કહોને ?"

મનહર મંદ હાસ્ય કરીને બોલ્યોઃ "તમને મેં આવા પોશાકમાં કદિ પણ જોયાં ન હતાં અને જોઈશ એવી ધારણા પણ કદિ મનમાં થતી ન હતી."

"મને તમે કદિ જોઇ છે ?" કામંદકીએ મધુરતાથી પ્રશ્ન કર્યો.

"ફક્ત એક વાર અલ્લહાબાદના રેલ્વે સ્ટેશન ઉપર તમને મેં જોયાં હતાં, તે સિવાય કદિ પણ જોએલાં નહિ." મનહરે પ્રત્યુત્તર આપ્યો.

"તો પછી આવા પોશાકમાં મને કદિ પણ જોશો નહિ, એમ તમે શાપરથી ધાર્યું ?"

મનહર કશું બોલ્યા વિના એક દૃષ્ટિથી કામંદકીના મુખ સામે જોઈને વિચાર કરવા લાગ્યો. મનહરની એ પુરૂષ–દૃષ્ટિ આગળ સ્ત્રીજાતિ કામંદકી સંકુચિત બનવા લાગી. થોડી વાર પછી મુખ ઉંચું કરીને કામંદકીએ મનહર તરફ જોયું, તો તે હજી પણ તેની સામે એક દૃષ્ટિથી જોઇ રહ્યો છે !

કિંચિત્ સંકુચિત સ્વરે મંદ હાસ્ય કરીને કામંદકીએ પુનઃ પ્રશ્ન કર્યોઃ "હજી શો વિચાર કરો છો ?"

મનહરે ઉત્તર આપ્યોઃ "હું શો વિચાર કરૂં છું, તે હું કહી શકતો નથી. હું કશું સમજી જ શકતો નથી."

"શું સમજી શકતા નથી ?"

"તમે આવી રીતે મારી સામે આવીને ઉભાં રહેશો, એવી કલ્પના પણ મારા મનમાં થતી ન હતી, તેને બદલે હું આ અત્યારે શું જોઉં છું ?"

"વાહ ! એમ શું બોલો છો ? તમે અહીં આવ્યા અને હું તમારી પાસે ન આવું એવું તે કદિ પણ બને ?"

"ત્યારે આટલા દિવસસુધી તમારો આવો અથાગ પ્રેમ તમે કેમ દેખાડ્યો નહોતો ?" મનહરે પ્રશ્ન કર્યો.

"તમે કદિ અહિં મારી પાસે આવ્યા હતા ?"

"ના, હું ભયથી તમારી પાસે આવી શકતો ન હતો."

"ભયથી આવી શક્યા નહતા ? તમે કેવા પુરૂષ છો ? પોતાની સ્ત્રી પાસે આવવામાં વળી ભય શાનો ?"

મનહરે મંદ હાસ્ય કરીને કહ્યુંઃ "હું એવો પુરૂષ છું કે ભય શું કહેવાય, તે હું જાણતો જ નથી, તોપણ તમને સ્ત્રી કહીને બોલાવવાની હું હિંમત કરી શકતો નહોતો."

"કેમ ?"

મનહરલાલ એકદમ તેના પ્રશ્નનો પ્રત્યુત્તર નહિ આપી શકવાથી કામકંદીના મુખ સામે જોઈ રહ્યો અને પછી બોલ્યો: "તમે કેવાં સુંદર છો?"

"મને તમે સુંદર કહો છો, ત્યારે શું તમે સુંદર નથી? આરસીમાં જરા મુખ તો જુઓ!"

"પણ તમે મોટાં કહેવાઓ."

"તમારા કરતાં તો મોટી નથી ને? નહિતો માપી જુઓ."

મનહરે તે સાંભળીને હાસ્ય કરતો બોલ્યો: "ના, મશ્કરીની વાત નથી, ખરેખર કહું છું કે આટલા દિવસસુધી ભયને લીધે જ હું તમારી પાસે આવી શક્યો ન હતો. જ્યારે જ્યારે હું તમારા વિષે વિચાર કરૂં, ત્યારે મારા મનમાં એમ જ થાય કે, તમારી પાસે હું કશા હિસાબમાં નથી. તમે કેવાં મોટાં છો, કેવાં સુંદર છો, કેટલી વિદ્યા ભણેલાં છો, અને કેવી રીતભાતવાળાં છો. હું અભણ ગરીબ ગામડિયો કઈ હિંમતથી તમને સ્ત્રી કહીને બોલાવી શકું?"

એમા હાસ્ય કરીને બોલી: "તમે એવું કેમ બોલો છો? અમે તમારા કરતાં મોટાં શેનાં? તમારી સ્ત્રી હું તમારા કરતાં મોટી શી રીતે કહેવાઉં? લગ્ન થયા પછી એક બાળા એ બાપની દીકરી તરીકે ઓળખાતી નથી, પરંતુ તેના સ્વામીની સ્ત્રી તરીકે ઓળખાય છે. બાપના ભાગ્યવડે તે નાની-મોટી ગણાતી નથી, પરંતુ પતિના ભાગ્યવડે નાની-મોટી ગણાય છે. મારા પિતા કદાચ પૈસા-ટકામાં તમારા કરતાં ચડિયાતા હશે, પરન્તુ બીજા કોઈ પ્રકારમાં તમારા કરતાં ચડીયાતા હું તેમને જોતી નથી. તમે મને સુંદર કહો છો, તો હું તમારા કરતાં કાંઈ વધારે સુંદર નથી અને કદાચ હોઉં તોપણ શું? સુંદર સ્ત્રીઓ શું કોઈને નહિ હોય? સ્ત્રી સુંદર હોય, તેથી શું કોઈ તેનો ત્યાગ કરી શકે? મને તમે ભણેલી કહો છો, તો હા મારા પિતાએ મને લખતાં વાંચતાં શીખવાડ્યું છે, પરન્તુ તમારા કરતાં કાંઈ વધારે ભણી નથી અને કદાચ વધારે ભણી હોઉં; તોપણ શું તેથી કાંઈ હું તમારા કરતાં ચડિયાતી ગણાઉં? જે મોટા છે, તે મનથી જ મોટા છે, કિન્તુ જે મનુષ્યત્વમાં મોટા છે તે મહત્ત્વમાં પણ મોટા છે: માત્ર પૈસા-ટકાથી અથવા લખતાં વાંચતાં શીખવાથી મનુષ્ય કાંઈ મોટું ગણાતું નથી. મારી રીતભાત વિષે તમે કહ્યું તો તેમાં પણ હું તમારા કરતાં ચડિયાતી નથી. મારા પિતા સાહેબી રીતભાત રાખે છે, તેથી મારે પણ સાહેબી રીતભાત રાખવી પડે છે, પરન્તુ તે રીતભાત તમારા કરતાં ચડિયાતી છે, એમ માનવાની જરૂર નથી. દેશી રીતભાત ખરાબ છે અને વિદેશી સારી છે, એ માનવું ભૂલભરેલું છે. હું

પતિના નીચા મુખ તરફ જોઈને સ્હેજ ઉંચે સ્વરે કિન્તુ અત્યન્ત મધુરતાથી બોલી: "શું જોયું કહોને ?"

મનહર મંદ હાસ્ય કરીને બોલ્યો: "તમને મેં આવા પોશાકમાં કદિ પણ જોયાં ન હતાં અને જોઇશ એવી ધારણા પણ કદિ મનમાં થતી ન હતી."

"મને તમે કદિ જોઇ છે ?" કામંદકીએ મધુરતાથી પ્રશ્ન કર્યો.

"ફક્ત એક વાર અલ્લહાબાદના રેલ્વે સ્ટેશન ઉપર તમને મેં જોયાં હતાં, તે સિવાય કદિ પણ જોએલાં નહિ." મનહરે પ્રત્યુત્તર આપ્યો.

"તો પછી આવા પોશાકમાં મને કદિ પણ જોશો નહિ, એમ તમે શાપરથી ધાર્યું ?"

મનહર કશું બોલ્યા વિના એક દૃષ્ટિથી કામંદકીના મુખ સામે જોઈ રહી વિચાર કરવા લાગ્યો. મનહરની એ પુરૂષ-દૃષ્ટિ આગળ સ્ત્રીજાતિ કામંદકી સંકુચિત બનવા લાગી. થોડી વાર પછી મુખ ઉંચું કરીને કામંદકીએ મનહર તરફ જોયું. તો તે હજી પણ તેની સામે એક દૃષ્ટિથી જોઇ રહ્યો છે !

કિંચિત્ સંકુચિત સ્વરે મંદ હાસ્ય કરીને કામંદકીએ પુન: પ્રશ્ન કર્યો: "હજી શો વિચાર કરો છો ?"

મનહરે ઉત્તર આપ્યો: "હું શો વિચાર કરૂં છું, તે હું કહી શકતો નથી. હું કશું સમજી જ શકતો નથી."

"શું સમજી શકતા નથી ?"

"તમે આવી રીતે મારી સામે આવીને ઊભાં રહેશો, એવી કલ્પના પણ મારા મનમાં થતી ન હતી, તેને બદલે હું આ અત્યારે શું જોઉં છું ?"

"વાહ ! એમ શું બોલો છો ? તમે અહીં આવ્યા અને હું તમારી પાસે ન આવું એવું તે કદિ પણ બને ?"

"ત્યારે આટલા દિવસસુધી તમારો આવો અથાગ પ્રેમ તમે કેમ દેખાડ્યો નહોતો ?" મનહરે પ્રશ્ન કર્યો.

"તમે કદિ અહિં મારી પાસે આવ્યા હતા ?"

"ના, હું ભયથી તમારી પાસે આવી શકતો ન હતો."

"ભયથી આવી શક્યા નહતા ? તમે કેવા પુરૂષ છો ? પોતાની સ્ત્રી પાસે આવવામાં વળી ભય શાનો ?"

મનહરે મંદ હાસ્ય કરીને કહ્યું: "હું એવો પુરૂષ છું કે ભય શું કહેવાય, તે હું જાણતો જ નથી, તોપણ તમને સ્ત્રી કહીને બોલાવવાની હું હિંમત કરી શકતો નહોતો."

"કેમ ?"

કિન્તુ હું તમારો જૂઠો પતિ હતો. આટલા દિવસસુધી નિરર્થક મેં કષ્ટ સહન કર્યું અને તમને પણ કષ્ટ આપ્યું. એ મારી મોટી ભૂલ થઇ છે. અલ્હાબાદના સ્ટેશન ઉપર જ્યારે તે બનાવ બન્યો, તે વખતે તમને જોઇને મને બહુ લાગણી થઇ હતી. મારી હાજરીમાં તે લુચ્ચા ફિરંગીએ-તમારૂં એવી રીતે અપમાન કર્યું એ મારાથી સહન થઇ શક્યું નહિ અને તેથી મારે તેને શિક્ષા કરવાની જરૂર પડી હતી, તે તમને યાદ છે કે? ફક્ત તે વખતે જ મેં તમને જોએલાં, પરન્તુ જ્યારથી જોયાં ત્યારથી આજસુધી એક ક્ષણ પણ હું તમને વિસરી શક્યો નથી. તમારી સ્મૃતિરૂપી કાંટાએ મારા મનને બરાબર વીંધી નાખ્યું હતું. તમારી પાસે આવવાનો મેં અનેક વાર વિચાર કરેલો પરન્તુ હિંમત ધરીને આજસુધી હું તમારી પાસે આવી શક્યો નહિ."

કામંદકી બોલી: "તે દિવસથી મારૂં મન પણ બહુ વિહ્વળ બની ગયું હતું. ત્યારથી આજસુધી મારા મનમાં દેવની માફક હું તમારી પૂજા કરતી આવી છું. તમને યાદ કરીને હું અનેક વાર રડતી પણ ખરી, પરન્તુ તમને કશું જણાવી શકી નહિ. હું મારા મનમાં ધારતી હતી કે સાહેબી પોશાક પહેરીને મે મારી જાતને હલકી પાડી છે. વળી લોકો મારે વિષે અનેક વાતો કરે છે, તેથી શું મોઢું લેઇને હું તમારી પાસે આવું?"

"વહાલી કામંદકી! શું તમે મને એવા હલકા હૃદયનો ધાર્યો કે લોકનિંદાથી ડરીને હું આવી તમારા જેવી સાધ્વી સ્ત્રીનો ત્યાગ કરૂં?"

"ના, તમને એવા હલકા હૃદયના મેં ધાર્યા ન હતા. હું જાણતી હતી કે જો હું તમારી પાસે આવી હોત, તો તમે મને કાઢી મૂકત નહિ. પરન્તુ લોકસમાજમાં તમારા માનની હાનિ થાય, એથી તમારી પાસે હું આવી નહિ."

મનહર મંદ હાસ્ય કરીને બોલ્યો: "તે માન રાખવાની ખાતર જ મારે અહીં આવવું પડ્યું છે."

"હા, તે હું જાણું છું." કામંદકીએ જણાવ્યું.

"તમે તે કેવી રીતે જાણ્યું?" મનહરે પ્રશ્ન કર્યો.

કામંદકીએ પાછળ જોઇને બૂમ મારી: "રંગિલી!"

રંગિલી એકદમ પડદો ખસેડી ત્યાં આવીને ઊભી રહી અને ખિસા-માંથી પાંચ રૂપિયા કાઢી મનહરના પગ પાસે મૂકીને પગે લાગી.

"રંગિલી! તું ફરીથી પાછી અહીં આવી છે?"

રંગિલીએ મંદ હાસ્ય કરીને ઉત્તર આપ્યો: "હા, હું મારી બાઇ સાહેબની દયાથી અહીં પાછી આવીને રહી છું. આપ એક નવીન મનુષ્ય

મારા પિતાને ત્યાં સાહેબી રીતભાતથી રહી છું, તેથી તમારે ત્યાં એ જ રીતભાતથી રહીશ એમ તમે કદિ પણ માનશો નહિ. તમારે ત્યાં તો હું તમારી રીતભાતથી જ રહીશ."

મનહર કશું પણ બોલ્યા ચાલ્યા વિના સ્ત્રીની વાત સાંભળી રહ્યો. થોડી વાર પછી મંદ હાસ્ય કરીને બોલ્યો: "ત્યારે શું તમે મારે ઘેર આવશો?"

"હા, જો તમે મને લેઇ જાઓ, તો હું ખુશીથી આવું, પરન્તુ ન લેઇ જાઓ તો પછી મારો શો દોષ?"

"જ્યારે તમે મારે ઘેર આવવાને ખુશી છો, તો પછી આટલા દિવસ સુધી કેમ ન આવ્યાં?"

"તમે મને આટલા દિવસસુધી લેવાને કેમ ન આવ્યા? તમે લેવા આવ્યા હોત તો હું તમારી સાથે આવવાને તૈયાર જ હતી."

"ચાલો ત્યારે, અત્યારે હું તમને લેવા માટે જ આવ્યો છું."

"ચાલોને, હું તો તમારી સાથે આવવાને તૈયારજ છું."

મનહરલાલ પુનઃ કાંઇક વિચાર કરવા લાગ્યો; તે જોઇને કામંદકી બોલી: "વળી શા વિચારમાં પડ્યા?"

મનહરે ગંભીર ભાવ ધારણ કરીને કહ્યું: "જુઓ કામંદકી! હું એક ગરીબ ગામડાનો રહીશ છું. મારી જે સ્ત્રી હોય તેને પણ મારી સ્થિતિ પ્રમાણે ગરીબ ગ્રામ્ય ગૃહસ્થની વહુની માફક જ રહેવું પડે. જે એવી રીતે રહી શકે નહિ, તેને હું સ્ત્રી તરીકે સ્વીકારી શકું નહિ. આજ તમને જોઇને અને તમારી વાતચીત સાંભળીને મારા મનમાં મોટી આશા ઉત્પન્ન થઈ છે. શું નક્કી તમે ગ્રામ્ય ગૃહસ્થની વહુની માફક મારે ત્યાં રહી શકશો?"

"હા, નક્કી રહી શકીશ."

"મારી મા રાંધવાનું, અનાજ વીણવાનું, જળ સીંચવાનું અને વાસણ માંજવાનું કામ કરે છે; તે તમે કરી શકશો?"

"હા, હું બધું કરી શકીશ."

"પરન્તુ તમે કોઈ દિવસ એ કામ કરેલું તો નથી."

"ન કર્યું હોય તેથી શું થઈ ગયું? શીખતાં કયાં વાર લાગે છે? જો હું એ બધું કામ ન કરી શકું, તો તમે ખુશીથી મને કાઢી મૂકજો."

એ સાંભળીને આનંદથી છલકાતા હૃદયે મનહર બોલ્યો: "કામંદકી! મારી પ્રેમની પૂતળી! આજ તમે ખરેખર મારી સ્ત્રી થયાં છો!"

કામંદકી મંદ હાસ્ય કરીને બોલી: "શું ત્યારે આટલા દિવસસુધી હું તમારી જૂઠી સ્ત્રી હતી?"

મનહરે પ્રત્યુત્તર આપ્યો: "ના, તમે મારી જૂઠી સ્ત્રી ન હતાં

"સારૂં, ત્યારે કાલે આવીશ."

એમ કહીને મનહરે કામંદકીનો હાથ પકડી કરૂણ અને સ્નેહપૂર્ણ સ્વરે વિદાયગીરી માંગી.

રંગિલીએ કહ્યું: "તેમને જવા કેમ દ્યો છો બાઇસાહેબ ? આજે અહીં રોકોને ?"

"ના, ચોરની માફક રહેવાને હું ઇચ્છતો નથી. કાલે આવીશ." એમ કહીને મનહર ઊભો થયો અને એમા તરફ દૃષ્ટિ કરીને પુનઃ બોલ્યોઃ "કામંદકી ! હું જઉં છું."

"પધારજો." એમા વધારે કશું બોલી શકી નહિ. તેની આંખોમાં અશ્રુબિંદુઓએ દર્શન દીધાં.

"કામંદકી ! આ શું ? તમારી આંખોમાં અશ્રુબિંદુ કેમ દેખાય છે ?"

"મને તને મૂકીને જાઓ છો માટે ?"

"નહિ, નહિ, આટલા દિવસસુધી તમે હિંમત રાખી છે, તો હવે એક દિવસ વધારે હિંમત રાખો. કાલે આવીને હું તમને જરૂર લેઈ જઇશ." એમ કહીને મનહરે એમાને હૃદય સાથે દબાવીને એક મધુરૂં ચુંબન કર્યું.

મનહર ચાલ્યો ગયો. એમા તેની પાછળ અનિમેષ નયને જોઈ રહી. દૃષ્ટિમર્યાદાની બહાર મનહર ગયો એટલે એમા સાડીનો છેડો મુખ ઉપર ઢાંકી રડવા લાગી !

રંગિલીએ કહ્યું: "બાઇસાહેબ ! તમને રડવું આવે છે, તો પછી શામાટે તેમને જવા દીધા ?"

અશ્રુપૂર્ણ નેત્રે અને ગદ્‌ગદ કંઠે એમાએ ઉત્તર આપ્યોઃ "ચોરની માફક હું અહીં તેમને રાખું, એમાં તેમનું માન શું ? અને વળી તે ચોરની માફક અહીં રહે પણ નહિ."

---

## પ્રકરણ ૩૭ મું.

---

### "શું વૈરાગ્નિ એકાએક શાન્ત થઇ ગયો ?"

મનહર ઘેર પાછો આવ્યો એટલામાં રાત્રિ થઈ ગઈ. તેણે ઘરમાં પ્રવેશ કરીને જોયું તો એક વિશાળ દેહવાળો ખાખી બાવો બારણામાં ઊભો છે ! ખાખી બાવાને માથે મોટી જટા, લાંબી દાઢી અને આખે શરીરે વિભૂતિ ચોળેલી દૃશ્યમાન થાય છે. બગલમાં વ્યાઘ્રચર્મ, એક હાથમાં કમંડલ અને બીજા હાથમાં ત્રિશૂળ તેણે ધારણ કર્યાં છે; એ જોઈને મનહર સ્થંભિત બનીને ઊભો રહ્યો. વિશાળ દેહવાળી મૂર્તિએ ગંભીર સ્વરે

છો, તોપણ આવીને એકદમ ઘરમાં ઘુસી ગયા; ત્યારે હું તો જુનું મનુષ્ય છું, તેથી મને કોણ ના કહી શકે અથવા રોકી શકે ?"

એ સાંભળીને મનહરલાલ હસી પડ્યો અને પગ પાસે મૂકેલા રૂપિયા જોઈને બોલ્યો: "આ રૂપિયા તેં અહીં કેમ મૂક્યા ?"

"તે દિવસે તમે બક્ષિસમાં જે રૂપિયા મને આપ્યા હતા, તે રૂપિયા આ છે."

"ઓહો ! તે પાછા કેમ આપે છે ?"

"મારી બાઇસાહેબને તે રૂપિયા જોઈતા નથી, તેથી તેમણે પાછા આપવાનું મને કહ્યું."

મનહર એમા તરફ જોઈને બોલ્યો: "આ શું કામંદકી ?"

એમા મંદ હાસ્ય કરી લજ્જાથી મુખ નીચું નમાવીને બોલી: "રંગિલીને તમારી પાસે મેં મોકલી હતી, સ્વામીનાથ !"

"તમે મોકલી હતી ? તે તો કાંઈ બોલી ન હતી !"

"બોલવાની મેં ના કહી હતી."

"કેમ ના કહી હતી ?"

"મારી પ્રાર્થનાથી નહિ, પરન્તુ તમારૂં પોતાનું માન રાખવાની ખાતર તમે અહીં આવો છો કે નહિ, તે જોવાની મને ઇચ્છા થઈ હતી."

મનહર વિસ્મિત નયને કેટલીક ક્ષણસુધી એમાની સામે જોઈ રહ્યો અને પછી બોલ્યો: "કામંદકી ! ધન્ય છે તમને. તમે એક રમણીરત્ન છો."

"રમણીરત્ન નહિ, પ્રાણનાથ ! પરન્તુ આપના ચરણની દાસી થવાની મારામાં યોગ્યતા પ્રભુ આપે તો બસ છે."

"સારૂં ત્યારે, કામંદકી ! ચાલો મારી સાથે. મારી માતા પણ અહીં મુંબઈ આવેલાં છે. અહીં એક મકાન ભાડે રાખી ત્યાં રહેવાનું કર્યું છે. ચાલો એ સ્થળે હું તમને લેઈ જઉં."

એમાએ કહ્યું: "બહુ સારૂં. હું આવવાને તૈયાર જ છું. પરન્તુ મારા પિતા આજે ઘેર નથી, તેનું શું થશે ?"

"ઘેર નથી, તેથી શી હરકત છે ?"

"આટલા દિવસો રાહ જોયા પછી આખરે શું ચોરની માફક તમે મને લેઇ જશો ?"

મનહરે પ્રત્યુત્તર આપ્યો: "ના, ચોરની માફક નહિ, પરન્તુ સ્વામીની માફક આવીને સ્ત્રીને લેઇ જઈશ. તમારા પિતા ક્યારે પાછા ઘેર આવવાના છે ?"

"આજ રાત્રે આવવાના છે."

રાત્રે મારાથી પાછાં ફરી શકાશે નહિ. અતિથિ બનીને જઉં છું, તેથી આજની રાત્રી ત્યાં ગુજારવી પડશે."

મનહરને પ્રણામ કરીને માણેકલાલ ચાલ્યો ગયો.

બીજે દિવસે પ્રભાતમાં માણેકલાલ પાછો આવ્યો. સદાનંદ એ જ અર્જગિરિ, બીજું કોઈ નહિ. માણેકલાલે મનહરને આનંદાશ્રમની, સદાનંદના મેળાપની અને ભક્તજનોના આનંદોત્સવ વગેરેની બધી વાતચીત કહી સંભળાવી. ત્યારપછી સ્નાન સંધ્યાદિ તથા ભોજનાદિ કાર્યમાંથી પરવારીને પાનસોપારી ખાતાં ખાતાં માણેકલાલ મનહર પ્રત્યે બોલ્યો: " મોટા ભાઈ! આજ તમારી વહુ આવવાનાં છેને ?"

" હા, હવે હું તેને લેવા માટે જ જઉં છું."

" બહુ સારૂં, જાઓ ભાઈ. પરન્તુ મારી એક વાત સાંભળો. મારૂં લગ્ન થયું, તમારી વહુ પણ આજે આવવાનાં છે, તો આજે આપણે ઘેર અમીરખાંને ખાવાનું નિમંત્રણ હું આપી આવું, તે સિવાય બીજા કોઈ આપણા હેતુ–મિત્ર કે સગાંસંબંધી અહીં નથી, કે તે આવે."

" બહુ સારૂં, જા ત્યારે, અમીરખાંને નિમંત્રણ આપી આવ. હું પણ જઉં છું."

મનહર વહુને લેવા માટે જાય છે, એ સમાચારથી ઘરનાં બધાં માણસો અત્યંત રાજી થયાં. જતી વખતે મનહરે તેની માને પ્રણામ કર્યાં. તેની માએ કહ્યું: " વાહ મનહર! વહુ તો પગમાં બૂટ અને મોજાં પહેરીને આવશેને ?"

મનહર હાસ્ય કરીને બોલ્યો: " મા, તમે મશ્કરી કરો છો ? તે શું પગમાં બૂટ અને મોજાં પહેરીને તમારી પાસે આવશે? ના, મા! ગૃહસ્થને ઘેર ગૃહસ્થની માફક આવશે, બીબી બનીને આવશે નહિ!"

" તે બીબીના જેવો જ વેશ રાખે છેને મનહર?"

" તેના બાપને ઘેર બીબીનો વેશ રાખતી હશે, પરન્તુ મારે ઘેર તો ગૃહસ્થની વધૂ બનીને જ આવશે."

" તો હું બહુ ખુશી થાઉં. હે પ્રભુ ! મારા નસીબમાં આટલું સુખ તમે લખ્યું છે ? હે દુર્ગામાતા, હે મહાકાળી, તમે મુખ ઉંચું કરીને અમારી તરફ નજર કરો. મારા ઘરની લક્ષ્મીને લક્ષ્મી કરીને જ રાખો અને નિરંતર સદ્‌બુદ્ધિ આપો." એમ બોલતાં બોલતાં કમળા વહુ રડી પડી. મનહરની આંખોમાં પણ અશ્રુબિંદુઓ દેખાવા લાગ્યાં.

માણેકલાલે કહ્યું: " મોટા ભાઇ! આજે આટલા દિવસે તમને તમારા પિતા યાદ આવ્યા, પરન્તુ દિલગીર થવાની જરૂર નથી, કારણકે તે સ્વ-

ગર્જના કરી: "બમ્ બમ્ ભોળાનાથ! હું વિશ્વેશ્વરનો સેવક છું અને કાશીથી આવું છું."

"બહુ સારી વાત, મહારાજજી, ભલે પધાર્યા." એમ બોલીને મનહર પ્રણામ કરવા સારૂ ખાખી બાવા તરફ આગળ ચાલ્યો. એ જોઈને ખાખી બાવો ખડખડ હસી પડયો અને એકદમ પાછો ખસી જઈને બોલ્યો: "અરે ઊભા રહો, ઊભા રહો, મનહરભાઈ! આ તમે શું કરો છો? તમે વડિલ ભાઈ થઇને મને પ્રણામ કાં કરો"?

"કોણ માણેકલાલ છે? ખાખી બાવાનો વેશ તેં કેમ ધારણ કર્યો?"

"અરે જાઓ ભાઈ! રંગ બરાબર જામવા દીધો નહિ. શરૂઆતમાં જ પ્રણામ કરવા આવ્યા?!"

"હા, માણેકલાલ! હું તને ઓળખી શકયો નહિ. વારૂ, અત્યારે કયાં આનંદાશ્રમમાં જાય છે?" મનહરે પ્રશ્ન કર્યો.

"હા, મોટા ભાઈ! મૂળ વેશમાં જવાથી તે લોકો આશ્રમમાં પ્રવેશ કરવા દે નહિ, તેથી મેં ખાખી બાવાનો વેશ ધારણ કર્યો છે. ખાખી બાવા, સંન્યાસી તથા અતિથિ વગેરેને તેઓ આશ્રમમાં ઉતરવા દેવાની ના કહી શકે નહિ. સદાનંદની આનંદમય મૂર્તિ એક વાર જોતાં જ હું જાણી જઈશ કે તે અમારા શોણિતાનંદ વ્રજગિરિ છે કે નહિ. જો કદાપિ તે જ હશે તો અમારા બાવાજીના શોણિતપાનની આશા માટે તે નક્કી અનેક પ્રયત્નો કરતા હશે; એમાં કાંઈ સંદેહ નહિ."

"માણેકલાલ! તું પકડાઈ જઇશ તો નહિને?"

"તમે આવા ચતુર છો, તોપણ ભુલાવામાં પડી મને પ્રણામ કરવા તૈયાર થયા. તો પછી તે શી રીતે મને પકડી શકે?"

"વારૂ, તું એકલો જઇશ? હું તારી સાથે આવું તો? બાવાજી બનવાનો આ સિવાય બીજો કાંઈ સામાન છે? જો હોય તો હું પણ બાવાજી બનીને તારી સાથે આવું."

"તમારૂં કશું કામ નથી, મોટા ભાઈ! બન્ને જણ જવાથી કદાચ પકડાઈ જઇએ. મારી તમે કશી ચિન્તા કરશો નહિ, તે દિવસે વાઘને મારેલી છરી હજી મારી પાસે જ છે."

"બહુ સારૂં, જા, ત્યારે આનંદરસનો સ્વાદ ચાખી આવ."

મનહરે કામંદકી સાથે થએલા મેળાપનો તથા તે બન્ને વચ્ચે થએલી વાતચીતનો સંક્ષિપ્ત વૃતાન્ત માણેકલાલને કહી સંભળાવ્યો.

માણેકલાલે કહ્યું: "હું હવે જઉં છું, મોટા ભાઈ! ઘણું કરીને આજ

"ત્યારે બધી વાત કહી સંભળાવ જોઉં."

આગલી રાત્રીની સઘળી વાત માણેકલાલે ગૌરદાસને કહી સંભળાવી.

"હું!—" ઉંડો નિઃશ્વાસ નાંખી માત્ર ટૂંકામાં 'હું' શબ્દનો ઉચ્ચાર કરી ગૌરદાસ ઉદાસ ચહેરે મૌન બેસી રહ્યો.

માણેકલાલ વિચારમાં પડ્યો કે બાવાજીને આ શું થઈ ગયું? તે બોલ્યોઃ "બાવાજી! તમારો વૈરાગ્નિ હવે શાન્ત થઇ ગયો છે? જરા પણ સળગતો નથી?"

ગૌરદાસ દીર્ઘ નિઃશ્વાસ ત્યાગ કરીને ઉદાસ તથા ગંભીર ભાવે બોલ્યોઃ "આજ આ મુંબઇ શહેરમાં મુંબઇની ધનવાન તથા ગરીબ વસતીની વચ્ચે સંન્યાસીના વેષમાં પ્રતિષ્ઠા પામેલા તે વ્રજગિરિ સાથેનું વૈર લેવાનો સારો વખત પ્રાપ્ત થયો છે. આવો સુયોગ ફરીને કદિ પણ પ્રાપ્ત થશે નહિ, કિન્તુ મારૂં અંતઃકરણ હવે વૈર લેવાને ચાહતું નથી. તે જે મારૂં સર્વસ્વ લેઈ ગયો છે, તે હજાર વાર વૈર લઉં તોપણ મને પાછું મળે એમ નથી. એટલો હું ભાગ્યશાળી કે ઇશ્વરે તારી સાથે મને મેળાપ કરાવ્યો. તારા સ્નેહથી મારા જીવને શાન્તિ પ્રાપ્ત થઈ છે. તારો મેળાપ થવાથી જાણે મારૂં ગએલું સર્વસ્વ મને પુનઃ પ્રાપ્ત થયું હોય, એમ જણાય છે. એ શાન્તિ અને એ સુખને આધારે મારૂં બાકી રહેલું જીવન હું સુખમાં ગુજારીશ. હિંસા કરવી એ પાપ છે અને વૈર રાખવું એ પણ પાપ છે, એમ જાણીને પાપમય વૈરાગ્નિને શામાટે સળગવા દેવો જોઇએ? તે વૈરાગ્નિમાં તેને બાળવા જતાં કદાચ મારાં સુખ અને શાન્તિ બળી જાય તોપણ કોને ખબર છે?"

માણેકલાલની આંખોમાં અશ્રુબિંદુઓએ દર્શન દીધાં! તે એકદમ ઉઠીને બહાર ગયો. ત્યાં જળ હતું તે લઇ આંખો તથા મ્હોં ધોઇ કપડાથી મ્હોં લૂછી નાંખી અશ્રુના વેગને કષ્ટથી દબાવી દઈ, તે પાછો ઘરમાં આવ્યો. મુખમાં હાસ્ય સ્ફુરાવીને તે બોલ્યોઃ "બાવાજી! એ વૈરાગ્નિની વાત હવે પછી જોઈ લેવાશે; જો વૈરાગ્નિ સળગશે, તો જેને બાળવાનું હશે, તેને બાળીશું અને જો શાન્ત થઈ જશે, તો વળી વધારે સારૂં. હાલમાં તો સદાનંદ આનંદરસમાં દેશને ભલે હુબકાં ખવડાવતો, પરન્તુ તમારે એક કામ કરવાનું છે, તે એ કે આજ સાંજે તમારે મારે ઘેર જમવા આવવાનું નિમંત્રણ છે. તમે ફક્ત મને એકને જ બાલ્યાવસ્થામાંથી જોયો છે, કિન્તુ મારી સ્ત્રીને તો જોઇ નથી તો આ જ તેને જોવા આવશોને?"

"તારી વહુને?"

"હા, મેં થોડા દિવસમાં મારૂં લગ્ન કરી નાંખ્યું છે, બાવાજી!"

ર્ગમાંથી તેમના પુત્રની નજર રાખે છે અને નિરંતર આશીર્વાદ આપ્યા કરે છે.”

“આજ માંગલિક દિવસમાં અમંગળ અશ્રુબિંદુઓ ટપકાવવાં એ સારૂં નહિ, માટે ધીરજ ધારણ કરી મન શાન્ત રાખો.”

વિમળા તથા નર્મદાએ કમળા વહુને સાન્ત્વના આપી.

કમળા વહુને એ વાત સાચી લાગવાથી તેણે પોતાના પતિનો શોક દબાવી દીધો.

મનહર તથા માણેકલાલ પોતપોતાના કામે નીકળી પડયા.

માણેકલાલ અમીરખાં કાબુલીની દુકાને ગયો. અમીરખાં દુકાનમાં બેઠો હતો, તે માણેકલાલને અંદર લઈ દુકાન બંધ કરી અંદર રહેવાના ઘરમાં ગયો. ત્યાં તે દાઢી, જટા વગેરે મોઢાપરથી કાઢી નાંખી એક બિછાના-પર માણેકલાલની પાસે બેઠો.

માણેકલાલે જોયું કે ગૌરદાસનો ચહેરો હવે તદ્દન ફરી ગયો છે!

ક્ષીણ થઇ ગએલું શરીર આજે હષ્ટપુષ્ટ બની ગએલું છે. આંખોમાં નવીન તેજ ચમકી રહ્યું છે અને મુંડન કરાવેલા મસ્તકપર નવીન કેશ ઉગ્યા છે. માણેકલાલે જોયું કે, ગૌરદાસનું મુખ બહુ સુંદર દેખાય છે. મંદ હાસ્ય કરીને તે બોલ્યો: “બાવાજી! વાહ! તમને નવયૌવન પ્રાપ્ત થયું છેને શું? કોણ અશ્વિનીકુમાર આવીને તમને આવું ચ્યવન ઋષિના જેવું યૌવન આપી ગયા શું?”

ગૌરદાસે ઉત્તર આપ્યો: “બાપુ! તું જ એ અશ્વિનીકુમાર છે. તારી સાથેના સ્નેહરસમાં મારા મનનો અગ્નિ શાન્ત થઇ ગયો છે. ઘણાં વર્ષો સુધી કઠોર પર્યટનનું દારૂણ દુઃખ સહન કર્યા પછી હવે શાન્તિ પ્રાપ્ત થઇ છે. અશ્વિનીકુમારે વૃદ્ધ ચ્યવન ઋષિને આના કરતાં બીજું કયું સારું ઔષધ આપ્યું હશે?”

“શું વૈરાગ્નિ એકાએક શાન્ત થઇ ગયો બાવાજી? તમારા અજય-ગિરિને હવે મેં પકડ્યા છે, તેના આનંદરસમાં હવે તમે શું સુશીતલ શાન્તિરસનું સિંચન કરશો?”

“અજયગિરિને શું તેં પકડ્યો? કયાં છે તે? કઈ જગ્યાએ પકડ્યો?”

“એ પેલા સદાનંદ એ જ તમારા અજયગિરિ છે. હવે તમારી કાર્ય-સિદ્ધિ સહજમાં થશે.”

“તે સ્થળે તું ગયો હતો?”

“હા; હું ગયો હતો.”

આપ્યા નહિ. બહુ વિવેચન પછી થઇ રહ્યા પછી માણેકલાલે કહ્યું: "હવે હું જઉં છું ગોરજી! મધ્યરાત્રે આવીને તમને હું લેઇ જઇશ. પણ એક વાત કબૂલ કરવી પડશે."

"કઇ વાત બાપુ?"

"તમારા આ સાધુના વેશમાં ત્યાં આવવાનું બનશે નહિ. કિંતુ ગૃહસ્થને ઘેર કાંસુલી જમવા આવે, એ કેમ બને?"

"ત્યારે શું હું હવે ફરીથી સન્યાસી બનું?"

"ના, સન્યાસી બનીને આવો, તે પણ કામનું નહિ, કારણકે ઘેર આજે મહોત્સવ છે, તેથી ત્યાં સંન્યાસીનું કામ નહિ."

"ત્યારે શું કરવું બાપુ?"

"ફક્ત એક રાત્રિને માટે ગૃહસ્થનો પોશાક તમે ધારણ કરી શકો નહિ? ગૃહસ્થનો પોશાક તમે પહેરો તો સારા દેખાય."

"ત્યાં બીજું તો કોઈ આવે તેમ નથી ને?"

"ના, મારા બંધુ-બાંધવ સિવાય એ સ્થળે કોઇ નથી. તને અને વહુ તથા મારાં કુટુમ્બીઓ સાથે બેસીને જમીશું. વારુ, ત્યારે તમારી પાસે ગૃહસ્થનો પોશાક તો નહિ હોય. અત્યારે ખરીદવા પણ ક્યાં જઈએ? હું બધું સાથે લેતો આવીશ."

"બહુ સારૂં."

માણિકલાલ ત્યાંથી ચાલ્યો ગયો એટલે ગોરદાસ તેના બનાવટી દાઢી, મૂછ વગેરે ધારણ કરી અમીરખાં કાબુલી બની પાછો ફળની દુકાને આવીને બેઠો.

## પ્રકરણ ૩૮ મું.

### સ્ત્રીધર્મ.

પ્રિય પાઠક! ચાલો આપણે એક વાર મુંબઈ શહેરની બહાર દરિયા-કિનારાપર આવેલા કૃષ્ણલાલના બંગલાની મુલાકાત લઈએ અને ત્યાં મનહરલાલ શું કરે છે, તેની જરા તપાસ કરીએ.

બંગલામાં સસરો અને જમાઈ બેઠા છે. સસરાનું મુખ ગુસ્સાથી લાલચોળ થઈ ગએલું છે અને જમાઈનું મુખ ગૌરવ તથા અભિમાનના તેજથી ચમકી રહ્યું છે.

ભ્રૂકુટિ ચડાવીને સસરો બોલ્યોઃ "ત્યારે શું મેં તમને જે વાત કહી, તે પ્રમાણે વર્તવા તમારો વિચાર નથી કે? વિશ્વાસન તમે નહિ આપો!

"તેં લગ્ન કર્યું? વાહ! બહુ સારૂં કર્યું, હું બહુ રાજી થયો."

"તમે પણ હવે સુખી કેમ નહિ થાઓ બાવાજી? તમારે હવે જ્યાં ત્યાં રખડવું નહિ પડે."

"કેમ બાપુ! હું તો સન્યાસી કહેવાઉં, મારે રખડવું કેમ ન પડે?"

"ના, હવે તમારે એક જ સ્થળે રહીને જીંદગી ગુજારવી. રખડવાની કશી જરૂર નથી. વારૂ, બાવાજી! જે કન્યા સાથે મેં લગ્ન કર્યું છે તેને જુઓ તો તમે વિચારમાં પડી જાઓ."

"કેમ, તે કાંઇ કુરૂપા છે–સુંદરતા વિનાની છે?"

"ના, કુરૂપા નથી, પરન્તુ સુરૂપા અને બહુ સુંદર છે."

ગૌરદાસે કહ્યું: "બહુ સારૂં ભાઇ! લક્ષ્મીના જેવી નવ–યૌવના સુંદર સ્ત્રી સાથે તેં લગ્ન કર્યું, એથી હું બહુ રાજી થયો. મારે પણ બહુ સુંદર સ્ત્રી હતી, પણ હવે એ વાત કરવાની અત્યારે કશી જરૂર નથી."

"બાવાજી! તમારો પરિચય મને શું હજી પણ તમે કરાવશો નહિ?"

"ના, હજી વાર છે. જોઉં છું કે વ્રજગિરિની સાથે મેળાપ થાય છે કે નહિ. જો મેળાપ નહિ થાય તો એ વાત કદિ પણ ઉચ્ચારી શકીશ નહિ; કારણકે એ વાત યાદ કરવાથી હૃદયમાં અગ્નિની જ્વાળા સળગવા લાગે છે."

"વારૂ, પણ આજે મારા લગ્નનું પહેલું ભોજન છે, તેથી મારે ઘેર તમારે જમવા આવવું પડશે."

ગૌરદાસ વિસ્મય પામીને બોલ્યો: "લગ્નનું પહેલું ભોજન? કેમ, તમારા ગામમાં એ બધું તમે કર્યું નથી?"

"ના, બાવાજી! જે રાત્રિએ લગ્ન હતું, તે જ રાત્રિએ સ્ત્રીને લઇને હું અહીં નહાસી આવ્યો છું. લગ્ન તો નહિ, પણ બરાબર સુભદ્રાહરણના જેવું મેં કર્યું છે."

"લગ્નની રાત્રે સ્ત્રીને લઇને શું તું અહીં નહાસી આવ્યો? એમ કરવાનું કારણ શું?"

માણેકલાલે કહ્યું: "તમે તમારો પરિચય આપતા નથી તો પછી હું મારો પરિચય તમને કેમ આપું?—ફક્ત તમારા માનની ખાતર તમે કહો તો નામ, ઠામ કહ્યા વિના મોટી મોટી ઘટનાઓ કહી સંભળાવું."

"બહુ સારૂં, નામ, ઠામ કહ્યા વિના કહે."

માણેકલાલે પછી ટૂંકામાં રામશંકર પંડ્યાને ઘેર રહેતી નર્મદા તથા યશોદાની વાત, શોભાશંકરના પાપ–ચેષ્ટા, તથા યશોદાની સાથે કરેલા પોતાના લગ્નની વાત વગેરે સંક્ષેપમાં કહી સંભળાવ્યું, માત્ર કોઇનાં નામ

'સ્વામીનો' અનાદર જરૂર કરે, હું કહું છું કે તેના જેવી સ્ત્રી કોઈ જ નહિ. 'તારાં જેવાં ગામડિયાં અને મૂર્ખ સ્વામીપર જરાપણ ઈચ્છા' એમા કદિ પણ કરે નહિ—કરી શકે જ નહિ."

મનહરલાલે કહ્યું: "એમાની સ્ત્રીબુદ્ધિ મારે પેર આપ-શ્રીની છે."

એ સાંભળીને કૃષ્ણલાલે બૂમ મારી: "એમા! ઓ એમા!"

એમા બારણાની પાછળ જ ઊભી હતી. તે મુખ નીચું કરી, કંપિત પગલે ધીરે ધીરે ઓરડામાં આવીને ઊભી રહી.

કૃષ્ણલાલે કહ્યું: "જો એમા! આ અસભ્ય ગામડિયા મનહર તરફ જો. સારી રીતે ધ્યાન દઈને જો. શું આવી બુદ્ધિ લઈને આવા ઉચ્ચ જીવનમાં રહીને તથા આવા ઊંચા પ્રકારનું શિક્ષણ મેળવીને આવા મૂર્ખ ગામડિયાને સ્વામી કહીને બોલાવવાની તારી ઈચ્છા છે?"

લજ્જાથી મુખ નીચું કરી ધીમેથી મધુર કંઠે એમા બોલી: "પિતાજી! તે મારા સ્વામી તો ખરા!"

કૃષ્ણલાલ પુનઃ ટેબલ ઉપર હાથ પછાડી તથા જમીનપર પગ પછાડીને ક્રોધથી તથા ઘૃણાથી વિકટ સ્વરે બોલ્યો: "તે હું જાણતો નથી, તારૂં લગ્ન તેની સાથે કર્યું છે, તેથી લોકો તો તારે સ્વામી કહીને તેને બોલાવે, અને હું પણ મારી સંમતિ પ્રમાણે જો વર્તે, મારા સમાજમાં ભળીને મારા જેવો થઈને તે રહે, તો તારા સ્વામી તરીકે કબુલ રાખવા તૈયાર છું, પરન્તુ આ મૂર્ખ તે પ્રમાણે વર્તવાની ના કહે છે, તો હવે કહે જોઈએ કે એ અસભ્ય ગામડિયા મૂર્ખને સ્વામી કહીને બોલાવતાં તને ઘૃણા ઉત્પન્ન થાય કે નહિ?"

"ના પિતાજી! ઘૃણા ઉત્પન્ન થાય નહિ, પરન્તુ—"

"પરન્તુ શું વળી?—જે કહેવું હોય તે જલદી કહી નાંખ." કૃષ્ણલાલ અત્યંત ગુસ્સે થઈ ગર્જના કરી, એમાને ચમકાવી, પદાઘાતથી આખા ગૃહને કંપાવીને બોલ્યો.

એમાએ ધીમેથી મધુર કંઠે પ્રત્યુત્તર આપ્યો "ઘૃણા ઉત્પન્ન થાય નહિ, પરન્તુ ગૌરવની વાત કહેવાય."

"ઓહો! આવા અજાણ ગામડિયાની સ્ત્રી બનીને પોતાનું ગૌરવ દેખાડવા અહીં મારી સામે આવીને તું ઊભી છે કેમ! જા—જા હતભાગિની! તારૂં કાળું મોઢું લઈને મારી સામેથી દૂર જતી રહે."

એમા ગૃહસ્થની સ્ત્રીના જેવો પોષાક ધારણ કરીને—કાર્મદાસી બનીને આવી હતી, એ હવે તેના પિતાના લક્ષમાં સારી રીતે આવ્યું.

ગામડાની અસભ્યતા છોડી દઈ અમારા જેવું સભ્ય અને ઉચ્ચ પ્રકારનું સામાજિક જીવન ગ્રહણ કરીને તમે અમારા સમાજમાં નહિ ભળો ?"

મનહરલાલે પ્રત્યુત્તર આપ્યો: "વિદ્યા ભણવાને માટે અથવા જોવાની ખાતર વિલાયત જવાને મને કશી હરકત નથી. પરન્તુ તમે જે પ્રસ્તાવ કરો છો તે પ્રમાણે કરવાને હું સંમત નથી. તમારી સંપત્તિ કયા હિસાબમાં છે ? પૃથ્વીનું રાજ્ય મળે તોપણ તમારી શરત કબુલ ન કરૂં. સ્વતંત્ર ગ્રામ્ય ગૃહસ્થ મનહરલાલ કદિ પણ સસરાની છાયા નીચે રહીને મનહર સાહેબ બનશે નહિ."

"બહુ સારૂં, ત્યારે હવે અમારી સાથે તમારો કાંઇ પણ સંબંધ નથી. તમે અહીંથી વિદાય થાઓ."

મનહરે કહ્યું: "મારી સ્ત્રી અહીં આપને ત્યાં છે, તેને લઈને હું જઉં."

"તે મારી પુત્રી છે, તમારી સ્ત્રી નહિ. તમારી સાથે તેને હું આવવા દઈશ નહિ."

"તે આપની પુત્રી હતી–હવે નથી, હવે તે મારી સ્ત્રી છે. મારી સ્ત્રીને હું મારી સાથે લઇ જઇશ, તમારે ઘેર રહેવા નહિ દઉં."

કૃષ્ણલાલ ક્રોધાતુર બની ગર્જના કરીને બોલ્યો: "આટલો બધો મિજાજ ? તું એક અસભ્ય ગામડિયો મારી પુત્રી ઉપર તારી સ્ત્રી હોવાનો દાવો કરે છે ?"

મનહરલાલે ઉત્તર આપ્યો: "સ્ત્રીઓ ઉપર તેના બધા સ્વામીઓનો અધિકાર હોય છે જ અને તે પ્રમાણે હું પણ વાજબી અધિકાર ચલાવું છું–ગેરવાજબી નહિ."

"સ્વામીને યોગ્ય સ્વામી હોય તો જ તે અધિકારી ગણાય, નહિ–તો નહિ–મારી એમા તારો એ અધિકાર માનશે નહિ. એમા જેવી કોઇ પણ છોકરી તારા જેવા અસભ્ય ગામડિયાને સ્વામી કહીને બોલાવે પણ નહિ."

એ સાંભળીને મનહરલાલ બોલ્યો: "બીજી છોકરીઓ ગમે તે કરે, તેની મારે કશી જરૂર નથી, પરન્તુ એમા તેના સ્વામીનું વચન કદિ પણ ઉલ્લંઘન કરે નહિ: સ્વામીની આજ્ઞાનો અનાદર કદાપિ તે કરે જ નહિ. જો તે મારી આજ્ઞાનો અનાદર કરે, તો હું તેને મારે ઘેર લઇ જવાને ચાહતો પણ નથી."

મનહરલાલની આવી રીતભાત જોઈને કૃષ્ણલાલે અત્યંત ક્રોધાતુર બનીને ટેબલ ઉપર જોરથી હાથ પછાડીને કહ્યું: "એમા તારા જેવા

એમાએ કહ્યું: "એ શાથી મારા યોગ્ય નથી પિતાજી ? બલ્કે હું તેમના યોગ્ય નથી. તે તો મારી યોગ્યતા કરતાં પણ વધારે ચડિયાતા છે."

કરુણતાના કોમળ સ્પર્શથી જાણે તીક્ષ્ણ અગ્નિ સળગી ઉઠ્યો હોય તેમ એમાનાં વચનરૂપી અગ્નિથી બળીને કૃષ્ણલાલ બોલ્યોઃ "ધિક્કાર છે તને એમા ! શું આટલા માટે મેં તને ઉંચી કેળવણી આપી હતી ? શું આટલા માટે તારૂં જીવન ઉંચા પ્રકારનું બનાવવાને મેં મહેનત કરી હતી ? શું મારી સઘળી મહેનત વૃથા ગઈ ?"

ધીમેથી કિન્તુ દૃઢ સ્વરે એમાએ ઉત્તર આપ્યોઃ "કશું પણ વૃથા ગયું નથી, પિતાજી ! તમે મને ઉંચા પ્રકારનું શિક્ષણ આપ્યું છે, તેથી જ હું કર્તવ્યપાલન તથા ધર્મપાલન કરતાં શીખી છું અને તેથી જ સ્ત્રીધર્મ શો છે તે જાણતાં શીખી છું. સ્ત્રીજીવનનો મુખ્ય ધર્મ સ્વામીની સેવા કરવી તે જ છે અને તે મુખ્ય ધર્મનું પાલન કરવા માટે હું મારા સ્વામીની સાથે જઉં છું."

"જા ત્યારે, અહીંથી તું દૂર જતી રહે. તારા જેવી પુત્રીનું મુખ પણ જોવાને હું ઇચ્છતો નથી. આજથી હું તારો પિતા નહિ અને તું મારી પુત્રી નહિ. મારી સંપત્તિમાંથી એક પૈસો પણ તને મળશે નહિ."

એમા રડતી રડતી પિતાના પગ પાસે પડી જઇને બોલી: "પિતાજી ! પિતાજી ! વિના અપરાધે મારો એકાએક તમે ત્યાગ કરશો ? તમારો મારા પ્રત્યે આટલો બધો સ્નેહ, આટલી બધી માયા ને મમતા, તે શું એકાએક તમે ભૂલી જશો ? પિતાજી ! આપની પાસે હજી પણ હું એની એ એમા જ છું. શામાટે તમે મારો ત્યાગ કરો છો ?"

કૃષ્ણલાલે કહ્યું: "એની એ એમા જો તુ હોત, તો હું તારો ત્યાગ કરત નહિ–કરી શકત પણ નહિ. હજી પણ કહું છું, એમા ! કે તારો એ અભિપ્રાય છોડી દે. જેવી મારી એમા હતી, તેવી ફરીથી તું થા, તો હું તને મારી સઘળી સંપત્તિની અધિકારિણી બનાવીશ."

એમ બોલતાં બોલતાં કૃષ્ણલાલે પોતાના પગ પાસે જમીનપર પડેલી એમાને ઉચકીને ખોળામાં લીધી અને તેના અશ્રુબિંદુઓ લુછતાં લુછતાં કહ્યું: "એમા ! પુત્રી ! રડીશ નહિ. હું મારી સપત્તિ જરૂર તને જ આપીશ. મારે બીજું કોણ છે, એમા ? એમા ! મારી પુત્રી ! તું મારી થઇને મારી પાસે રહે, તારે કશો ભય રાખવાની જરૂર નથી."

એકદમ પિતાના બાહુબંધનમાંથી છુટી થઇને એમા અશ્રુબિંદુઓ લુછતી લુછતી પિતાના મુખ સામે જોઈને બોલીઃ "પિતાજી ! તમે શું બોલો છો ? તમારી એમા શું એટલી બધી હલકા હૃદયની છે કે તે પૈસા માટે રડે ? અને પૈસા માટે સ્વામીનો ત્યાગ કરે ? આપનો સ્નેહ

એમા પાછી ફરીને ચાલવા લાગી. બારણા પાસે તે પહોંચી-ન પહોંચી એટલામાં તો ક્રોધથી તથા અભિમાનથી ગંભીર સ્વરે કૃષ્ણલાલે તેને બોલાવી: "સાંભળ, એમા !"

એમા પુનઃ પાછી ફરીને સામી ઊભી રહી.

કૃષ્ણલાલ બોલ્યો: "સાંભળ, એમા ! તું જાણે છે કે મારી આ સઘળી સંપત્તિની ઉત્તરાધિકારિણી તું છે. પરન્તુ જો તું આજે મારી આજ્ઞાનો ભંગ કરી આ મૂર્ખ ગામડિયાની સાથે ચાલી જઇશ, તો એક પૈસો પણ તને મળશે નહિ, તે તું ખાસ ધ્યાનમાં રાખજે."

મનહરલાલ આ સાંભળીને ક્રોધથી લાલચોળ થઈ ગયો હતો, કિન્તુ કૃષ્ણલાલ એ એમાનો પિતા છે તેથી વચમાં ન બોલવું એમ જાણીને તે અત્યારસુધી મૌન બેસી રહ્યો હતો. કૃષ્ણલાલે આવો ભય દેખાડ્યાથી તે હવે બોલ્યા વિના રહી શક્યો નહિ. તે બોલ્યો: "મારી સ્ત્રી આપની સંપત્તિની ઇચ્છા કરતી નથી, તેનું પ્રતિપાલન કરવાની મારામાં સંપૂર્ણ શક્તિ છે અને તેથી જ હું તેને લેવા આવ્યો છું."

રોષપૂર્ણ વિકૃત દૃષ્ટિથી કૃષ્ણલાલ મનહરલાલની સામે જોઇને બોલ્યો: "ગામડિયાની માફક ગામડિયાની સ્ત્રીનું પ્રતિપાલન કરવાની તારામાં શક્તિ છે-એમાનું પાલન કરવાની નહિ."

મનહરલાલે પ્રત્યુત્તર આપ્યો: "મારી સ્ત્રીનું મારી માફક પ્રતિપાલન કરીશ, તેમાં આપને કશું બોલવાનો અધિકાર નથી."

કૃષ્ણલાલ બોલ્યો: "તારી સાથે હું કાંઈ પણ વાત કરવાને ઇચ્છતો નથી. હું તો એમાને પૂછું છું, તે મને ઉત્તર આપશે. બોલ એમા ! તારે જવું છે ?"

દુઃખથી અવરુદ્ધ કંઠે એમાએ ઉત્તર આપ્યો: "પિતાજી ! તમે મારા પર ગુસ્સો કરો છો, તેથી હું શું બોલું ? તે મારા સ્વામી છે, તેથી એમની સાથે તો મારે જવું જ પડશે."

"જવું જ પડશે ? મારી પુત્રી થઇને મારૂં મુખ બાળીને એ ગામડિયાની સાથે તારે જવું જ પડશે ?"

એમાએ કહ્યું: "પિતાજી ! એ મારા સ્વામી છે. સ્વામીની સાથે સ્વામીને ઘેર હું જાઉં એમાં તમારૂં મુખ શી રીતે બળવાનું ?"

"એમા ! એ જો તારા યોગ્ય સ્વામી હોત, તો બીજી વાત જ હતી."

એમાની કરુણા દૃષ્ટિ તથા કરુણસ્વર કૃષ્ણલાલના હૃદયને સ્પર્શ કરતાં હતાં.

કરતાં સહસ્ત્રગણો સ્નેહ હું તમને આપીશ. અહીં તમારે કોઈ પણ વસ્તુ જોઈતી હોય તો તમારા પિતાની પાસેથી માંગીને લેવી પડે છે, કિન્તુ મારે ઘેર તમે સર્વસ્વની અધિકારિણી બનશો."

એમાને લઈને મનહર ચાલ્યો ગયો.

"શું એમા ગઈ ? નક્કી ગઈ ! મારા આટલા બધા સ્નેહનો બદલો શું તેણે આવો આપ્યો ? શું તે મારો ત્યાગ કરીને મનહરલાલની સાથે ચાલી ગઈ ? ઓહ ! એમા ! એમા ! તું એક મારૂં સર્વસ્વ હતી, તે મને છોડીને ચાલી ગઈ ? મારી સામે ફરીને એકવાર તે જોયું પણ નહિ ?"

કૃષ્ણલાલ રડતો રડતો ભૂમિપર પડી ગયો !!

## પ્રકરણ ૩૯ મું.

### "યશોદા ! આ વીંટી તને કોણે આપી ?"

રાત્રિના નવ વાગ્યાનો સમય થયો છે. અત્યારે માણેકલાલના ઘરમાં ભોજનની તૈયારી થઇ રહી છે. વિમળા રસોડામાં રસોઈ કરે છે, કમળા ઘરનું બીજું પરચુરણ કામકાજ કરી વિમળાને રસોઈ સંબંધી કેટલીક સૂચનાઓ આપી દેવસેવાની ઓરડીમાં માળા જપવા બેઠી છે. એમા તથા રંગિલી એ બન્ને જણીં વિમળાનાં કાર્યમાં સહાય કરવા માટે તેની આજ્ઞાની વાટ જોતાં બારણામાં સામે બેઠાં છે. નર્મદા મેડા ઉપર એક ઓરડામાં બેસીને પાનનાં બીડાં તૈયાર કરે છે. મનહરલાલ ગોવિંદને લઇને બજારે મીઠાઈ ખરીદવા ગયો છે અને માણેકલાલ બહારના દિવાનખાનામાં એક ગૃહસ્થના વેશમાં આવેલા ગોરધનદાસની સાથે વાર્તાલાપ કરે છે.

એવા સમયમાં યશોદા નર્મદાની પાસે આવીને બોલી "બા ! એ-બા ! જોતો ખરી, એક ગૃહસ્થ આપણે ત્યાં જમવા આવ્યા છે, તેમણે મને આ વીંટી આપી છે."

"લાવ જોઉં."

યશોદાએ માના હાથમાં વીંટી આપી.

નર્મદા વીંટીને આમ ફેરવી તેમ ફેરવી બારીક દૃષ્ટિથી જોવા લાગી. જોઇને એકાએક ચમકી. જાઈને ઉઠી ઉભી થઈ ગઈ ! દીવાની પાસે જઈ, પુનઃ વીંટીને ફેરવી ફેરવીને તેણે સારી રીતે જોઇ. આ વીંટી જોઈને નર્મદાના મુખ ઉપર અત્યારે કાંઈ જુદા જ પ્રકારનું તેજ ચમકવા લાગ્યું, તેના નેત્રોમાં અસ્થિરતા જણાવા લાગી. વક્ષસ્થળ વારંવાર ધડકવા લાગ્યું. તેણે યશોદાના મુખ સામે જોયું.

ગયો. તેથી કહું છું-પૈસા માટે નહિ; તમારા વાત્સલ્યની ભિક્ષા માગવા સારૂ હું તમારા પગમાં પડી હતી-પૈસા માટે નહિ."

કૃષ્ણલાલ બોલ્યો: "ત્યારે એ સ્નેહ પણ તને મળશે નહિ-બિલકુલ મળશે નહિ. જો તું તેને સ્વામી તરીકે ગ્રહણ કરીને તેની સાથે જાય, તો હું કદિ તારૂં મુખ પણ જોઇશ નહિ; તારૂં નામ પણ કદિ સાંભળીશ નહિ."

એમા પુનઃ રડી પડી અને બોલી: "હું બીજું કશું માગતી નથી પિતાજી ! એક ફક્ત તમારો વાત્સલ્ય-પ્રેમ માગું છું. શું તે પણ મને મળશે નહિ ?"

"ના, વાત્સલ્ય પ્રેમ તો શેનો તને મળે ? કિન્તુ રસ્તાની એક ભિખારિણી પ્રત્યે જે દયા કરૂં, તેટલી દયા પણ તારા પ્રત્યે હું કદિ કરીશ નહિ. તું ખાધા-પીધા વિના મારે બારણે આવીને પડી રહે, તોપણ રોટલીનો એક ટુકડો હું તને આપીશ નહિ. રસ્તામાં રખડતા કૂતરાની માફક મારીને હું દૂર કાઢી મૂકીશ."

મનહરલાલ હવે સહન કરી શક્યો નહિ. તે ઉઠી ઊભો થઇ રોષથી અને અભિમાનથી કૃષ્ણલાલના મુખ સામે જોઇને બોલ્યો: "તમે આ શું બોલો છો ? એમા ખાધા-પીધા વિના તમારા બારણે આવીને પડી રહે અને તમે રસ્તાના કૂતરાની માફક મારીને તેને દૂર કાઢી મૂકો ! એટલું બધું તમે શાથી બોલો છો ? તમે જાણતા નથી કે એમા કોની સ્ત્રી છે ? તમે જાણતા નથી કે એમાના સ્વામી મનહરલાલના દેહમાં કેટલી બધી શક્તિ, કેટલું બધું સામર્થ્ય અને કેટલી બધી હિંમત છે ? તમે ધ્યાનમાં રાખજો કે આ દેહની અથાગ શક્તિને લીધે અને અપ્રતિમ હિંમતને લીધે જગતૂમાં જે કાંઇ સાધ્ય વસ્તુ હોઇ શકે, તેનો અભાવ મનહરલાલની સ્ત્રીને કદિ પણ થવાનો નથી. તમે એ પણ ધ્યાનમાં રાખજો કે જ્યાંસુધી આ શરીરમાં રક્તનું એક પણ બિંદુ રહેશે ત્યાંસુધી મારી સ્ત્રીને તમારે બારણે કદિ પણ આવવું પડશે નહિ. હું મરી જઉં તોપણ મારી જે કાંઇ સંપત્તિ છે, તેમાંથી એમાનું ગુજરાન સારી રીતે ચાલી શકે તેમ છે-તમારી પાસેથી એક પૈસો પણ માગવાની જરૂર તેને રહેશે નહિ."

કૃષ્ણલાલ ગર્જના કરીને બોલ્યો: "એમા ! શું તું મારા આશ્રયનો ત્યાગ કરી આ મૂર્ખ ગામડિયાની સાથે નકી જઇશ ?"

એમાનો હાથ પકડીને મનહરલાલે દૃઢતાથી ઉત્તર આપ્યો: "હા, અવશ્ય ! એમા મારી સાથે આવશે. પતિનો આશ્રય છોડીને પિતાના આશ્રય તળે રહેવાને એમા ઇચ્છતી નથી. ચાલો એમા ! નિષ્ઠુર હૃદયવાળા પિતાના દુર્વ્યવહારથી રડશો નહિ. અહીંનો જે સ્નેહ તમે ગુમાવશો, તેના

યશોદાએ કહ્યું: "બા! તમે શો વિચાર કરો છો? આ બારી તમે વારંવાર કેમ જોયા કરો છો?"

નર્મદાએ પૂછ્યું: "યશોદા! દિવાનખાનામાં તે ગૃહસ્થ હજી બેઠા છે?"

"હા, બેઠા છે, હું હમણાં તેમને જોઈને જ આવું છું."

"ત્યાં બીજું કોણ બેઠું છે?"

"માણેકલાલભાઈ–" ભૂલથી માણેકલાલને ભાઈ શબ્દ ઉમેરી દીધાથી યશોદા શરમાઈ ગઈ અને હબ કરીને નીચું જોઈ ગઈ. પ્રથમની માણેકલાલભાઈ કહેવાની જુની ટેવ યશોદા હજી ભૂલી શકી નહોતી. તે અનેક વાર આવી રીતે બોલવામાં ભૂલ કરતી અને પાછળથી શરમાઈ જતી હતી. નર્મદા અને બીજાં બધાં એ સાંભળીને હસતા હતાં પરન્તુ આજે નર્મદાના મુખમાં હાસ્ય જોવામાં આવ્યું નહિ.

તે ઉતાવળે પગલે ઓરડામાંથી બહાર નીકળીને દીવાનખાના તરફ ગઈ. યશોદા પણ સાથે ગઈ.

---

## પ્રકરણ ૪૦ મું.

---

### "સ્વપ્ન નથી, ચંપા! હું પોતે જ છું."

"એ શું માણેકલાલ? લગ્ન વખતે પણ તેમના વંશનો પરિચય તમને આપ્યો નહિ? પિતા તથા પિતામહનું નામ પણ લીધું નહિ? તો પછી લગ્ન કેવી રીતે કર્યું?" એ પ્રમાણે ગૌરીશંકરે માણેકલાલને પ્રશ્ન કર્યો.

માણેકલાલે ઉત્તર આપ્યો: "પિતા પરમેશ્વર અને માતા મહામાયા."

"એ માબાપ તો ખરાં પરન્તુ તેમના માનુષિક માતાપિતાના નામ જાણવાની તમને ઇચ્છા થઈ નહિ? તમારી માએ કશો વાંધો ઉઠાવ્યો નહિ?"

"ના."

"કેમ?"

"મારી માતાના લક્ષમાં એ કશી બાબત આવી જ નહિ. મેં પોતે પણ એ બાબતની કશી દરકાર જ કરી નહિ. નાગર રામશંકર દાદાએ એ શુદ્ધ બ્રાહ્મણ છે એવી ખાતરી કરીને જ પોતાને ઘેર રાખીને તેમનું પ્રતિપાલન કર્યું છે, તો પછી એ વિષે કશી શંકા કરવાની જરૂર નથી એમ ધારીને મેં તે બાબત કશી દરકાર કરી નહિ. અમે બાલ્યાવસ્થામાંથી જ ભેગા ઉછર્યા છીએ તેથી તે અજાણ્યાં હોય એવી શંકા ક્યાંથી ઉઠે? તે હજી પણ ભૂલથી મને વારંવાર માણેકલાલભાઈ કહીને બોલાવે છે અને પછી શરમાઈ જાય છે. હું પણ યશોદા કહીને પ્રથમની માફક ઘણી વાર બોલાવું

યશોદાએ કહ્યું: "શું જુઓ છો બા?"

નર્મદાએ કંપિત સ્વરે પ્રશ્ન કર્યો: "યશોદા! આ વીંટી તને કોણે આપી?"

"આ જે ગૃહસ્થ આપણે ત્યાં જમવા આવ્યા છે; તેમણે આપી."

"તે કોણ છે, યશોદા?"

યશોદાએ પ્રત્યુત્તર આપ્યો: "તે હું જાણતી નથી. તેમની પાસે હું ગઇ હતી, ત્યાં તેમણે મારી સાથે કેટલીક વાતચીત કરી. તેમણે મારૂં નામ, મારા પિતાનું નામ, ક્યાં રહો છો વગેરે કેટલાક પ્રશ્નો મને પૂછ્યા અને ત્યારપછી તેમણે આ વીંટી મને આપી. વારૂ, મારા પિતાનું નામ શું? તે કોણ હતા?"

"તે હું તને પછી કહીશ, પરન્તુ તે ગૃહસ્થ બીજું કાંઈ બોલ્યા? તેમણે શું કહીને આ વીંટી તને આપી?"

યશોદાએ કહ્યું: "અનેક પ્રશ્નો પૂછ્યા પછી છેવટે તે બોલ્યા કે 'દીકરી! ઘણાં વર્ષો પહેલાં મારે એક સુંદર પુત્રી હતી, પરન્તુ બાલ્યાવસ્થામાં જ મેં તેને ગુમાવી છે. જો તે આજસુધી જીવતી હોત તો તે બરાબર તારા જેવી જ હોત. તને જોઇને કોણ જાણે શાથી તે વાત આજે મને યાદ આવી. મારે બીજું કોઈ નથી દીકરી! માત્ર એક આ વીંટી મેં સાચવી રાખી છે, તે હું તને આપું છું. તું પહેર. તું જ હવે મારી પુત્રી. કોઇ કોઇ વખતે મને યાદ કરજે.'"

નર્મદાએ પ્રશ્ન કર્યો: "તેમણે મારે વિષે કાંઇ પૂછ્યું? તારી મા છે કે નહિ અને છે તો ક્યાં છે, એવું કાંઇ પૂછ્યું?"

"હા. તે પણ પૂછ્યું. તમારી પણ બધી વાત મેં તેમને કહી સંભળાવી. કાશીની વાત, કાશીમાં દાદાની માની પાસે આપણે રહ્યાં તે વાત, તે ગુજરી ગયા પછી દાદા આપણને અહીં લાવ્યા એ બધી વાત મેં તેમને કહી સંભળાવી છે. હેં બા! શું તમે તેમને ઓળખો છો?"

"ના પુત્રી! તેમને તો મેં કદિ જોયા પણ નથી."

નર્મદા મનમાંને મનમાં બોલવા લાગી: "કોણ હશે એ? આ વીંટી તેમને ક્યાંથી મળી હશે? આ વીંટી તેમની પોતાની જ છે—મારા પતિની છે! આ નીચેના ભાગમાં ટૂંકામાં તેમનું તથા મારૂં નામ એકેક અક્ષરમાં લખેલું છે. લગ્ન થયા પછી આ વીંટી મેં તેમના હાથમાં જોઈ હતી, તે આ વીંટીને બહુ સાચવતા હતા. છેવટે તે દિવસે જ્યારે તે મારી પાસેથી છૂટા પડ્યા ત્યારે પણ આ વીંટી તેમના હાથમાં મેં જોઇ હતી! આ વીંટી આ ગૃહસ્થના હાથમાં ક્યાંથી આવી? આ ગૃહસ્થ કોણ હશે?"

નર્મદાની મૂર્છા ઉતરી, પરન્તુ આંખો ઉઘાડી નહિ. ક્ષીણ કંઠે અને ક્ષીણ સ્વરે ધીમે ધીમે તે બોલી: " આ સ્વપ્ન છે કે શું ! હું અત્યારે ક્યાં છું ? શું ખરેખર તમેજ આવ્યા છો ? નક્કી તમે જીવતા છો ? ખાતરી થયા વિના આંખો ઉઘાડીને હું તમારી સામે નહિ જોઉં."

" સ્વપ્ન નથી, ચંપા હું પોતે જ છું. આંખો ઉઘાડીને મારી સામે જો. હું મરી ગએલો મનુષ્ય ફરીથી જીવતો થઇને તારી પાસે આવ્યો છું."

નર્મદા આંખો ઉઘાડીને કેટલીક ક્ષણસુધી એક દૃષ્ટિથી ગૌરદાસના મુખ સામે જોઈ રહી. પછી પાછી આંખો મીંચી દઇ અવસન્ન થઇને પડી.

" ચંપા ! ઓ ચંપા ! " ગૌરદાસે ત્રીજી વાર બૂમ મારી.

" હું. ", નર્મદાએ ક્ષીણ કંઠે પ્રત્યુત્તર આપ્યો.

" ઉઠ, બેઠી થા. મારી સામે બરાબર જો. હું જુઠું નથી બોલતો, સ્વપ્ન નથી, ખરેખર હું પોતે જ છું."

" નક્કી તમે જ છો ? કેમ કરીને તમે આવ્યા ? મરી ગએલું મનુષ્ય શું કદિ જીવતું થાય ? "

એટલું બોલીને નર્મદા પાછી ફરીથી બેશુદ્ધ થઇ ગઈ. જાણે છાતીમાં ચાલતો શ્વાસ પણ બંધ પડી ગયો હોય, તેમ લાગ્યું.

ગૌરદાસ એકદમ વ્યાકુળ બની જઇને બોલ્યો: "મુખમાં થોડું પાણી આપો, મ્હોંપર પવન નાંખો."

મનહરલાલે નર્મદાના મુખમાં પાણી આપ્યું, કમળા મ્હોંપર પવન નાંખવા લાગી. વિમળાના હાથ પગમાં અત્યારે બિલકુલ શક્તિ રહી નહોતી. માણેકલાલ પણ જડવત્ બની જઇ દિવાલની પાસે ઉભો હતો.

વ્યાકુળ હૃદયે ઘરનાં બધાં મનુષ્યો કેટલીક વારસુધી ચૂપ બેસી રહ્યાં. પવન નાંખવાથી નર્મદાના દેહમાં હવે ચૈતન્ય આવ્યું, તેણે આંખો ઉઘાડીને ફરીથી ગૌરદાસના મુખ સામે જોયું.

" ચંપા ! " ગૌરદાસે ધીમેથી કહ્યું.

" હું. "

નર્મદાએ ગૌરદાસના મુખ સામે જોઇ ઘરની ચારે તરફ નજર કરી. પછી મનમાં તે વિચાર કરવા લાગી: " ખરેખર સ્વપ્ન નથી, જુઠું નથી, સત્ય ઘટના છે. સ્વામીનાથ જીવતા છે-પાછા આવ્યા છે. પરન્તુ આટલા દિવસસુધી તે ક્યાં હતા ? "

નર્મદા ધીમે ધીમે ઉઠીને બેઠી. શરીરપરથી ખસી ગએલાં કપડાં સમાં કર્યાં, માથાપરથી ખસી ગયેલું કપડું ઠીક કર્યું.

ગૌરદાસ બોલ્યો: અરે ! હવે ગૌરદાસ કેમ ?-હીરાલાલ બોલ્યો:

છું. વારૂ, ગૌરદાસજી ! આજ તમે સવારથી બહુ ગંભીર કેમ જણાઓ છો ? તમે અહીં આવ્યા ત્યારથી ગાંભીર્યના દરીયામાં ડૂબી ગયેલા જણાઓ છો, તેનું કારણ શું ? તમારા બાવાજીના તથા અમીરખાં કાબુલીના વેશ કરતાં આ ગૃહસ્થનો વેશ તમને બહુ સુંદર દેખાય છે. તમે અત્યારે સદ્ગૃહસ્થના જેવા જણાઓ છો. ગૌરદાસજી ! ગૌરદાસ તથા અમીરખાં કાબુલી એવાં તમારાં બે નામ છે, તે હવે વધારીને ગૃહસ્થ રૂપે એક ત્રીજું નામ પણ રાખો તો કેવું સારૂં ?"

ગૌરદાસે કહ્યું: "બહુ સારૂં; ત્યારે ગૃહસ્થરૂપે મારૂં નામ હીરાલાલ રાખો."

એ સાંભળીને માણેકલાલ એકાએક ચમકી ઉઠયો. એટલામાં પાસેનું બારણું એકાએક ઉઘડયું અને ઉન્માદિની માફક નર્મદાએ દિવાનખાનામાં એકદમ પ્રવેશ કર્યો. યશોદા પણ તેની પાછળ પાછળ દિવાનખાનામાં આવી.

"એ તમે જ છો ? નક્કી એ તમે જ ? શું તમે જીવતા છો ? ઓહ ! પ્રભુ તારી કળા અકળ છે !"

એમ બોલતી નર્મદા એકાએક મૂર્છિત બની જઇને ગૌરદાસના પગમાં એકદમ આળોટી પડી !

"આ શું ! કોણ આ ચંપા ! ચંપા, ઓ ચંપા !"

ગૌરદાસ મૂર્છિત બની ગએલી નર્મદાને પોતાના ખોળામાં લઇ વસ્ત્રના છેડાવડે પવન નાંખતો નાંખતો વ્યાકુળ કંઠે બોલ્યો: "ચંપા ! ઓ ચંપા !"

"મા ! ઓ મા ! આ તમને શું થયું ? ઉઠો, બેઠાં થાઓ. બોલો તો ખરાં." એમ બોલીને યશોદા રડી પડી.

માણેકલાલ આ દૃશ્ય જોઇને એકદમ ઉતાવળો બહાર જઇ વિમળા તથા કમળાને બૂમ મારી પાણી લાવીને નર્મદાના મુખ ઉપર છાંટવા લાગ્યો.

વિમળા રાંધવાનું છોડી દઇને અને કમળા જપની માળા નીચે મૂકીને બન્ને દીવાનખાનામાં દોડી આવ્યાં. એમા તથા રંગિલી બારણામાં આવીને ઊભાં રહ્યાં. મનહરલાલ પણ બજારથી ઘેર આવી પહોંચ્યો. તે ઉતાવળે પગલે દિવાનખાનામાં આવી નર્મદાની પાસે બેઠો. ગોવિંદ હાથમાંની મીઠાઇની ટોપલી ફેંકી દઇને એમા તથા રંગિલીની પાછળ ડોકિયં કાઢીને ઊભો રહ્યો.

"ચંપા ! ઓ ચંપા !" ગૌરદાસે પવન નાંખતાં નાંખતાં પુનઃ બૂમ મારી.

"મા ! ઓ મા ! આ તમને શું થયું ? બોલો તો ખરાં ?" રડતી રડતી યશોદા પુનઃ બોલી.

હીરાલાલે કહ્યું: "કેટલાક દિવસસુધી હું બેશુદ્ધ અવસ્થામાં પડી રહ્યો તેથી તેઓ કોણ હતા, તે હું જાણી શક્યો નહિ. જ્યારે મને શુદ્ધિ આવી ત્યારે મેં જોયું કે હું એક હોસ્પિટલમાં પડ્યો છું. શરીર ઉપરના બધા જખમો પાકીને બહુ પીડા કરતા હતા. સાથે ભયંકર તાવ પણ આવતો હતો.-લગભગ ઘણો ખરો વખત તો હું બેશુદ્ધ અવસ્થામાં જ પડી રહેતો હતો. એવી સ્થિતિમાં બે મહિના વીતી ગયા. ત્યારપછી તાવ આવતો બંધ પડ્યો અને જખમો પણ રૂઝાવા લાગ્યા. બીજા ત્રણ-ચાર માસ એ હોસ્પિટલમાં મારે રહેવું પડ્યું. એ દરમિયાન તારા કશા સમાચાર મને મળ્યા નહિ, મળવાનો સંભવ પણ નહોતો. કોને મોઢે અને કોની પાસે હું તારા સમાચાર પૂછું? મારા પિતાને પણ એ સમાચાર પહોંચાડવાની મારી ઈચ્છા થઈ નહિ. ભયંકર માનસિક તથા શારીરિક વેદનામાં એ કેટલાક મહિના પસાર કર્યા. પછી હોસ્પિટલમાંથી એક દિવસ ચુપચુપ નાસી છૂટીને તારી તપાસ કરતાં જણાયું કે તે પાપિષ્ઠ તને લઈને ક્યાંક ચાલ્યો ગયો છે."

નર્મદા બોલી: "મને લઈને તો નાસી ગયા હતા, ત્યાં, તેમના હાથમાંથી છેવટે અતિકષ્ટે મેં મારું રક્ષણ કર્યું. વારુ, ત્યારપછી તમે આટલા દિવસસુધી ક્યાં હતા?"

હીરાલાલે કહ્યું "ત્યારથી આજસુધી મેં મારું ઓળખાણ કોઈને આપ્યું નથી. હજી પણ તે આપવાની ઈચ્છા થતી નથી. વૈર લેવાને માટે વૈરાગી બનીને પછી દેશે દેશમાં, શહેરે શહેરમાં અને તીર્થે તીર્થમાં તે પાપિષ્ઠની શોધ કરવાને હું ફરવા લાગ્યો. વૈરાગ્નિની ભયંકર જ્વાળા મારા હૃદયમાં ધારણ કરીને એ રીતે ફરતા ફરવાનું મારા જીવનનું એક માત્ર વ્રત બની ગયું. જેમ જેમ દિવસો જતા ગયા, તેમ તેમ તે વૈરાગ્નિની જ્વાળા વધારે વધારે સળગવા લાગી. મારું શરીર અને મન એ ભયંકર જ્વાળામાં દગ્ધ થવા લાગ્યાં. મેં ધાર્યું કે મારો આખો દેહ આવી રીતે બળીને થોડા વખતમાં ખાખ થઈ જશે."

શ્વાસોચ્છ્વાસના આવેગથી હીરાલાલનો કંઠ રૂંધાઈ ગયો. બધાં ચૂપ બેસી રહ્યાં. હીરાલાલે માણેકલાલ તરફ એક વાર નજર કરી. માણેકલાલ કશું બોલ્યા ચાલ્યા વિના શોકગ્રસ્ત વદને નીચું જોઈને દિવાલને અઢેલીને કાષ્ઠના પૂતળાની માફક ઊભો હતો!

પ્રિય પાઠક! માણેકલાલની સ્થિતિ આજે આવી કેમ થઇ ગઈ? આટલા દિવસ પછી જે પરિચય સાંભળવાની તેને ઉત્કંઠા હતી, તે પરિચય સાંભળતાં તેના દેહમાં ઉત્સાહ કે સ્ફૂર્તિ આજે કેમ જણાતાં નથી?

"સ્વપ્ન નથી, ચંપા ! હું જીવતો છું. ૧૪-૧૫ વરસસુધી રસ્તાના ભિખારીની માફક હું આમ તેમ રખડયો છું અને વૈરનો બદલો લેવા માટે પાગલની માફક ફર્યો છું. પરન્તુ તું મને ફરીથી પ્રાપ્ત થઇશ, એ સ્વપ્નમાં પણ મેં ધાર્યું નહોતું."

પ્રિય પાઠક ! ઘણા વખતથી **નર્મદા** નામે આપણી પરિચિત થયેલી તથા **રામશંકર** પંડ્યાએ ઘણા આદરભાવથી જેનું પાલનપોષણ કર્યું, તથા **વિમળા** તથા **કમળા** નિત્ય જેની સાથે એક કુટુંબની માફક સ્નેહથી હળીમળીને રહેતાં હતાં, તે શું **નર્મદા** નામ ભૂલી શકે ? આપણે કદાચ ભૂલી શકીએ, કિન્તુ એ તો કદિ પણ ભૂલી શકે નહિ. તેમની પાસે તો **નર્મદા** તે કાયમ '**નર્મદા**' જ રહેશે-'**ચંપા**' કદિ પણ બનશે નહિ. તેથી **ચંપા** નામની નકામી જંજાળ આપણે શામાટે બાંધવી જોઈએ ?

**નર્મદા** મધુર કંઠે ધીમે ધીમે બોલી: "વૈરનો બદલો વળી કોની પાસેથી લેવાનો હતો ?"

**હીરાલાલે** કહ્યું: "કોની પાસેથી ? શું તે તું જાણતી નથી **ચંપા** ? જેને માટે મારે મારા પિતાના ગૃહનો ત્યાગ કરીને ન્હાસી જવું પડયું હતું, જેણે તારા ઉપર પશુના જેવો વ્યવહાર કર્યો હતો, જેને લીધે તારી આંખોમાં અશ્રુધારાઓ જોયા છતાં, તારી સામે મેં નજર સરખી પણ કરી નહતી, કિન્તુ જેને મેં મારા પ્રાણ કરતાં પણ અધિક વહાલો ગણીને સાથે રાખ્યો હતો; તે વિશ્વાસઘાતી પાખંડીએ એક ભયંકર જળથી ભરેલી ઉંડી નદીમાં વિકરાળ મગરમચ્છના મુખ આગળ મને ફેંકી દીધો હતો !"

એ સાંભળીને બધાં ચમકી ઉઠયાં. **વિમળા** ઊભી હતી, તે કંપતાં કંપતી નીચે બેસી ગઈ. **માણેકલાલે** તેની માની સામે એક વાર જોઈને **હીરાલાલની** સામે જોયું.

**નર્મદા** બોલી: "અરર ! સત્યાનાશની વાત ! મગરમચ્છના મોઢામાંથી તમે પછી કેવી રીતે બચ્યા ?"

**હીરાલાલ** કહેવા લાગ્યો: "મગરમચ્છ મને મોઢામાં પકડીને તીરવેગે નદીને સામે પાર એક જંગલની અંદર લેઈ ગયો. હું એક વૃક્ષનું થડ પકડીને બૂમો મારવા લાગ્યો. એટલામાં કેટલાક માણસો એક પાલખી લઇ ને ત્યાંથી જતા હતા, તેઓએ મારી બૂમો સાંભળીને એકદમ દોડી આવી મગરમચ્છને મારીને કાઢી મૂકયો અને મને પાલખીમાં ઉંચકી લીધો. હું પાલખીમાં બેશુદ્ધ થઈને પડી ગયો."

**નર્મદા** બોલી: "અહ ! ! એ કોણ હતા ? તેમના પગ પાસે પ્રાણ પાથરવાની મને ઇચ્છા થાય છે."

"હા, તે પોતે જ." હીરાલાલે પ્રત્યુત્તર આપ્યો અને ટુંકામાં માણેકલાલની સાથે પ્રેમપરિમાં મેળાપ થયો, ત્યારથી તે આજસુધીની બધી વાત ચંપાને-નર્મદાને તેણે કહી સંભળાવી.

તે સાંભળીને નર્મદા બોલી: "એટલા માટેજ શું માણેકલાલ અહીંથી એકદમ ચાલ્યા ગયા? ચાલો, ત્યારે આપણે પણ બહાર તેમની પાસે જઇને જોઇએ કે તે શું કરે છે?" બન્ને જણાં દિવાનખાનાની બહાર નીકળ્યાં.

---

## પ્રકરણ ૪૧ મું.

### "તે સંન્યાસીનો જે ચેલો છે, તે આનો પતિ થાય!"

માણેકલાલ નીચેના ઓરડામાં જઇ, એક બિછાનામાં પડી, વસ્ત્રના છેડાથી પોતાનું મુખ ઢાંકીને રડવા લાગ્યો. પુત્રની પાસે બેસીને તેની માતા વિમળા પણ અશ્રુપાત કરવા લાગી. મનહરલાલ તેમની પાસે બેસીને ધીમે ધીમે મધુર કંઠે વિમળાને સંન્યાસી સદાનંદ સંબંધી સઘળી વાતનો પરિચય કરાવવા લાગ્યો. માણેકલાલ વધારે રડવા લાગ્યો, તે જોઇને વિમળાનું હૃદય હાથમાં રહ્યું નહિ. તે પણ મોટેથી રડવા લાગી.

રડતાં રડતાં વિમળા બોલી: "બેટા માણેકલાલ! આમ તું શું કરે છે? આજસુધી હું બધું દુઃખ સહન કરતી આવી છું અને હજુ પણ સહન કરીશ, પરન્તુ તું રડે છે તે હું જોઇ શકતી નથી. તું હવે છાનો રહે. હે વિધાત્રી! આવા સોનાના રમકડા જેવા માણેકલાલનો જન્મ હું અભાગિણીને પેટે શામાટે થયો!"

માણેકલાલ ઉઠીને બિછાનામાં બેઠો અને આંખોમાંથી અશ્રુજળ લૂછતો લૂછતો કંપિત સ્વરે તેની માને આશ્વાસન આપતો બોલ્યો: "રડો નહિ, મા! તમારે પેટે મારો જન્મ થયો છે, તેથી જ મારૂં ગૌરવ બચવા પામ્યું છે. જો હું આજે ઉંચું જોઇ શકતો હોઉં, તો તે તમારો પુત્ર હોવાથી જ જોઇ શકું છું-નહિતો આ જન્મમાં હું કદી પણ ઉંચું જોઇ શકત નહિ, તમારી માફક હું પણ દુઃખ સહન કરતો આવ્યો છું અને હજી પણ સહન કરીશ, પરન્તુ આજ આ દુઃખ મારાથી સહન થઇ શકતું નથી. હું આજસુધીમાં કદિ પણ બીજા કોઇની પાસે રડ્યો નથી, પરન્તુ મા! તમારા ખોળામાં તો અનેક વાર રડયો છું, આજ ફરીથી એક વાર તમારા ખોળામાં મને રડવા દો. આજ તમારા ખોળામાં મુખ રાખી હૃદય ખુલ્લું કરીને મારા હૃદયનો ભાર ઓછો કરવા દો!"

હીરાલાલે પોતાની આત્મકહાણી પુનઃ આગળ ચલાવીઃ " પાંચ-૭ વર્ષ પહેલાં હરિદ્વારમાં મારે તેની સાથે પ્રથમ મેળાપ થયો. મને વધારે વ્યથા ઉત્પન્ન થાય તે માટે તેણે તારા સંબંધમાં મને જે વાત કહી, તે તને સંભળાવીને હું તને નિરર્થક કષ્ટ આપવાને ઇચ્છતો નથી. તું કયે સ્થળે કેવી સ્થિતિમાં હતી તે બધી વાત આજે માણેકલાલ તથા યશોદા પાસેથી મેં સાંભળી છે. બાપુ માણેકલાલ ! હવે તમે મને ઓળખ્યો કે હું કોણ છું ? હું યશોદાનો પિતા હીરાલાલ દેસાઈ છું."

માણેકલાલ શોકગ્રસ્ત મુખે અને કંપિત કંઠે બોલ્યોઃ " હા, ઓળખ્યા. મારી બેઅદબી માફ કરજો. આ વિષે હું કાંઇક કાંઇક પ્રથમથી જ જાણતો હતો ! વારુ, આપને એક પ્રાર્થના કરવાની કે, આપનો શત્રુ એ સંન્યાસી—એ કોણ ? "

હીરાલાલે પ્રત્યુત્તર આપ્યોઃ એ " શિવનારાયણ પોતે કે જે—"

" શું, નક્કી તે શિવનારાયણ,—મારા પિતા ? ! "

એટલું બોલીને માણેકલાલ ઉતાવળે પગલે એકદમ ત્યાંથી પ્રસ્થાન કરી ગયો. વિમળા પણ ઉઠીને તેની પાછળ પાછળ બહાર ચાલી ગઈ.

હીરાલાલે કહ્યુંઃ " ચંપા ! શિવનારાયણ શું માણેકલાલનો પિતા થાય ? અરે ! સત્યાનાશ કાઢ્યું ! "

નર્મદાએ કહ્યુંઃ " હા, શિવનારાયણ એ માણેકલાલના પિતા થાય. શું તમે આટલા દિવસસુધી જાણી શક્યા નહિ ? "

" ના, કેવી રીતે જાણી શકું ? માણેકલાલે કદિ પણ તેના પિતાનો પરિચય મને કરાવ્યો જ નહિ અને એ વાતનો મનમાં સંકલ્પ પણ કદિ થયો નથી. એટલું જ નહિ પરન્તુ તેનું નામ માણેકલાલ છે એ પણ આજ અહીં આવીને મનહરલાલના મોઢેથી જ મેં સાંભળ્યું. "

નર્મદાએ કહ્યુંઃ " પિતાનું ઋણ દીકરાએ વાળ્યું છે અને પતિનું ઋણ સ્ત્રીએ વાળ્યું છે. નરકના મોઢામાંથી માણેકલાલે તથા તેમની માતાએ યશોદાને બચાવી છે. "

" તે બધી વાત મેં સાંભળી છે, ચંપા ! માત્ર એટલું જ નહિ, કિન્તુ મેં ગુમાવેલું મારૂં સર્વસ્વ ધન કે જે તું અને યશોદા તે પણ તેમણે મને પાછાં મેળવી આપ્યાં છે. વળી તું જાણતી નથી, ચંપા ! મારો પરમશત્રુ કે જે તેનો પિતા તેને પણ તેણે મારા હાથમાં લાવી આપ્યો છે. માત્ર તેનું ઋણ જ તેણે વાળ્યું છે એટલું જ નહિ, કિન્તુ ઉલટો હું તેનો ઋણી થયો છું."

નર્મદાએ પ્રશ્ન કર્યોઃ " તેમના પિતા કે જે આ સંન્યાસીની વાત બધા લોકો કરે છે તેજ કે. "

જેવી તમારો ઉપકાર ભૂલી જઇને તમારા પિતાની સાથે શત્રુતા બાંધું અથવા તમારા વ્યથિત હૃદયને વધારે વ્યથા પમાડું. મારો વૈરાગ્નિ તો પ્રથમથી જ શાન્ત થઈ ગયો છે. ભસ્મ જે હતી તે પણ હવે ઉડી ગઇ છે !"

માણેકલાલે કહ્યું: "તમે હવે કોઈ પણ જાતની શત્રુતા નહિ કરો, એ તો હું જાણું છું. હું તેને માટે દુઃખ પામતો નથી. પરન્તુ–"

મનહરલાલે માણેકલાલને સ્નેહથી બાહુપાશમાં પકડીને કહ્યું: "પરન્તુ શું માણેકલાલ ? એ વાત હવે મનમાં લાવ નહિ–એ વાતનો ઉચ્ચાર પણ કર નહિ, એ વાત તારા મનમાંથી હવે તું તદ્દન કાઢી નાંખ–ભૂલી જા."

માણેકલાલે કહ્યું: "ભૂલી શકતો નથી, મનહરભાઈ! તમે મારો સ્વભાવ સમ્પૂર્ણ જાણો છો, મારૂં હૃદય પિછાણો છો. હું આજે શામાટે વ્યથા પામું છું, તે તમે જાણો છો ? તે મારા પિતા છે. લોકો કહે છે કે પિતા એ જ ધર્મ અને પિતા એ જ સ્વર્ગ, પરન્તુ હું તેમને તેવા ભાવથી જોઈ શકતો નથી. દેવતુલ્ય ગણીને જેમ જેમ હું તેમની તરફ જોવાની ઇચ્છા કરૂં છું, તેમ તેમ મારૂં મુખ નીચું થતું જાય છે."

મનહરે કહ્યું: "મુખ નીચું થતું હોય તો માની સામે જો. માતા ખોળામાં સૂઈને અને માતા મુખ સામે જોઈને પિતાનું દુઃખ ભૂલી જા–આવી માતા સંસારમાં જેને હોય છે, તેને નરક પણ સ્વર્ગ બની જાય છે, માણેકલાલ !"

"હા, મનહરભાઈ, માનું મુખ જોઈને જ એ વ્યથા ભૂલી શકાય તેમ છે, તે સિવાય ભૂલવાનો બીજો કશો રસ્તો નથી."

હીરાલાલે કહ્યું: "બાપુ માણેકલાલ ! ચાલો મારી સાથે, આપણે એક વાર તમારા પિતાની મુલાકાત કરી આવીએ. તમે મારા અને તેમના–બન્નેના છો, તમે મને તથા તેમને એક બંધનથી બાંધ્યા છે ! ચાલો બાપુ ! એ બંધનવડે તેમને બાંધીને અહીં લઈ આવીએ."

માણેકલાલ બોલ્યો: "તમે સ્નેહ–બંધનથી બંધાઇ ગયા છો, પરન્તુ તેમને બાંધ્યા છે કે નહિ અથવા તેમને હું બાંધી શકીશ કે નહિ, તે હું જાણતો નથી, એટલું જ નહિ, પરન્તુ મને જોઇને તે સુખી થશે કે દુઃખી, તે પણ હું જાણતો નથી. જો કદાચ ત્યાં જવું હોય, તો આપની સાથે નહિ, પરન્તુ મારી માની સાથે હું જઇશ. મા, તમે મારા પિતા પાસે જશો ? અને મને તમારી સાથે લઈ જશો ?"

વિમળા બોલી: "ચાલ બેટા ! આટલા દિવસે તેમની શોધ લાગી

"આવ, બેટા! આવ, મારા ખોળામાં મુખ રાખીને તારે જેટલું રડવું હોય તેટલું રડ. રડી રડીને તારા હૃદયનો ભાર ઓછો કર."

પિતાએ શિક્ષા કરી હોય અને જેમ બાળક પોતાની માના ખોળામાં મુખ રાખીને રડે તેમ **માણેકલાલ** રડવા લાગ્યો. પુત્રને ખોળામાં લઈને માતા પણ રડવા લાગી.

એ સાંભળીને **મનહરલાલે** હાક મારી: "**માણેકલાલ! વિમળા કાકી!**"

**માણેકલાલ** મુખ ઉંચું કરી **મનહરલાલની** સામે જોઈ પાછું મુખ નીચું કરીને બોલ્યો: "**મનહરભાઈ!** હું રડું છું—એક નિરાધાર દુર્બળ છોકરાની માફક માના ખોળામાં હું રડું છું. શું હું રડું છું તેથી તમે મને દુર્બળ ધારીને ઠપકો આપશો?"

**મનહરે** કહ્યું: "ના **માણેકલાલ!** હું તને ઠપકો નહિ આપું, રડીને તું તારા હૃદયનો ભાર ઓછો કર. માનો ખોળો એ તારૂં રડવાનું સ્થાન છે."

**માણેકલાલે** કહ્યું: "**મનહરભાઇ!** વિધાતાનો ખેલ કેવો છે, તે આપણાથી જાણી શકાતું નથી. આ વાતમાં હું કેમ જઈ પડ્યો, તેનો મને વિચાર થાય છે. આ પાપના બદલામાં આ શત્રુતાની પ્રતિશોધમાં હું શામાટે ભાગી થયો?"

**મનહરલાલે** ઉત્તર આપ્યો: "પુત્ર થઈને પિતાનું ઋણ વાળવું એવા હેતુથી વિધાતાએ તને આ વાતમાં નાંખ્યો છે, તેને માટે તું દુઃખ શામાટે લગાડે છે? **માણેકલાલ!** તે તેમનું ઋણ વાળવા માટે જ પ્રભુની પ્રેરણાથી એ પ્રમાણે **યશોદા** વિપત્તિમાં આવી પડી હતી. તેની સાથે તેં લગ્ન કરીને તેનું રક્ષણ કર્યું છે. તે જ પ્રમાણે પ્રભુપ્રેરણાથી **યશોદાના** પિતાનું પણ વિપત્તિમાંથી તેં રક્ષણ કર્યું છે. તેમના વૈરનો બદલો વાળવા માટે તેમના શત્રુને તેમના હાથમાં લાવી આપ્યો છે. **હીરાલાલ** દેસાઇ જો મનુષ્ય હોય તો તે પણ કબૂલ કરશે કે તેના વૈરનો બદલો હવે સંપૂર્ણ વળી ગયો છે."

એટલામાં **હીરાલાલ** દેસાઇએ ગૃહની અંદર પ્રવેશ કરીને કહ્યું: "બદલો વળી ગયો છે, **મનહરલાલ!** સંપૂર્ણ બદલો વળી ગયો છે. મારૂં બધું ઋણ ચુકવી આપીને **માણેકલાલે** ઉલટો મને ઋણી બનાવ્યો છે. બેટા **માણેકલાલ!** તમે હવે મનમાં શામાટે દુઃખ પામો છો? શિવનારાયણ એક વખત મારા પરમ મિત્ર હતા. વચ્ચે તેનણે ગમે તે કર્યું, કિન્તુ તે તમારા પિતા છે, એવું હવે મારા જાણવામાં આવ્યાથી હું પુનઃ તેમને હૃદય સાથે ચાંપવા તૈયાર છું. તમે આટલા દિવસસુધી મારી સાથે રહ્યા, પણ શું તમે મને ઓળખી શક્યા નહિ કે હું પશુ જેવો નથી કે

તેણે કંકણુ તથા સાડી વગેરે વસ્ત્રાભૂષણો લાવી રાખ્યાં હતાં, પરન્તુ વહુ તેના બાપને ઘેરથી જ સઘળાં વસ્ત્રાભૂષણો પહેરીને આવેલી હોવાથી એ ચીજોની તેને જરૂર નહોતી, તેથી પટારો ઉઘાડી કમળાએ એ બધી ચીજો બહાર કાઢી ઉપર કુમકુમ છાંટી ઓરડાની બહાર નીકળી નર્મદાની રાહ જોતી ઊભી રહી. નર્મદા અત્યારે સર્વેની સાથે માણેકલાલના ઓરડામાં ઊભી હતી. ઓરડામાંથી જ્યારે બધા બહાર નીકળી આનંદાશ્રમમાં ગયાં, ત્યારે કમળાએ નર્મદાને એ વસ્ત્રાભૂષણો પહેરાવી દીધાં તથા એકદમ ઘરમાં જઇ ગોળ લાવીને તેના મ્હોડામાં ઘાલી દીધો !

એ જોઈ નર્મદા હસી પડી અને કમળાને પ્રણામ કરી તેના ચરણની રજ તેણે પોતાના મસ્તકે ચડાવી.

---

## પ્રકરણ ૪૨ મું.

### પિતા-પુત્ર.

ગભીર રાત્રિએ આનંદાશ્રમના તે ગુપ્ત વિશ્રામગૃહમાં સદાનંદ અને સુંદર પાસે પાસે બેસીને ધીમા અવાજથી કાંઈક વાતચીત કરે છે!

સદાનંદે પ્રશ્ન કર્યો "સુંદર! હજી પણ કાંઈ પત્તો લાગ્યો નહિ કે?"

સુંદરે પ્રત્યુત્તર આપ્યો "ના ગુરૂદેવ! હું આખો દિવસ તેના શોધમાં શેરીએ શેરીએ અને મોહલ્લે મોહલ્લે રખડું છું, કિન્તુ ગૌરદાસનો કશો પત્તો લાગ્યો નહિ. આજ બપોરે ફક્ત સર્વદમનને મેં એક વાર જોયો હતો. પરન્તુ દૂર એક ગલીની અંદર તે ક્યાંક ચાલ્યો ગયો, તેથી હું તેને પકડી શક્યો નહિ."

સદાનંદ બોલ્યો "ગૌરદાસને તેણે ગુપ્ત વેશમાં નક્કી કોઈક સ્થળે સંતાડી રાખ્યો હશે અને અહીં મુંબઈ નગરીમાં ગુપ્ત વેશ ધારણ કરી તેઓ મારી શોધ કરવા આખો દિવસ ફર્યા કરતા હશે."

સુંદરે કહ્યું "હા ગુરૂજી, સંભવિત છે ખરૂં."

થોડી વાર મૌન બેસી રહ્યા પછી એકદમ ઉત્તેજિત સ્વરે સદાનંદ પુનઃ બોલ્યો: "સાંભળ સુંદર! ગૌરદાસના કરતાં પણ સર્વદમન અત્યારે મારો મુખ્ય અને મોટો શત્રુ છે. ગૌરદાસ સર્વદમનના આશ્રય નીચે છે, તેથી જ ગૌરદાસનો મને વિશેષ ભય લાગે છે. નહિતો આટલો બધો ભય તેમના તરફથી હું કદિ રાખું નહિ: સર્વદમનનો આશ્રય જો તેને ન હોત, તો સહજમાં હું તેને પકડી શકત અને તેનો નિકાલ પણ કરી નાંખત, પરન્તુ સુંદર!

છે, તો એક વાર તેમને મળી આવીએ. હું જઉં અને તને શામાટે ન લઈ જઉં? તેમનું ધન તું–તે ધનને મેં આજસુધી જતન કરીને સાચવી રાખ્યું છે, આજે તે ધનરૂપી તને તેમના સરણમાં સોંપીને હું મારો જન્મ સાર્થક કરીશ, અને વળી તેમને જો હું પાછા પ્રાપ્ત કરી શકીશ, તો તે તારા દ્વારા જ પ્રાપ્ત કરી શકીશ–તે સિવાય બીજા કોઈ પણ ઉપાયથી હું તેમને પ્રાપ્ત કરી શકીશ નહિ."

મનહરલાલ જઈને એક ગાડી લઈ આવ્યો. વિમળા તથા માણેકલાલને લઈને હીરાલાલ અને મનહરલાલ તે રાત્રે આનંદાશ્રમમાં ગયાં. જતી વખતે કામંદકીએ ઇશારો કરીને મનહરલાલને ઘરમાં બોલાવ્યો. મનહરે પાસે આવીને જોયું તો કામંદકીની પાછળ રાઈ રંગિલી નીચું મુખ કરીને ઊભી ઊભી રહે છે.

મનહરે પૂછ્યું: "શું છે?"

"આને પણ સાથે લઈ જાઓ."

"કેમ?"

"તે સંન્યાસીનો જે ચેલો છે, તે આનો પતિ થાય!"

"શું કહો છો? નક્કી તે તેનો પતિ છે? તમે કેવી રીતે જાણ્યું?"

"પછી તે તમને કહીશ, અત્યારે સમય નથી. એક વાર એને સાથે લઈ જાઓ."

"બહુ સારૂં, ચાલો, રંગિલી."

રંગિલી કંપિત પગલે મનહરલાલની પાછળ પાછળ ગઈ.

પ્રિય વાચક! તારા સ્મરણમાં હશે કે હીરાલાલ અને ચંપાનો જ્યારે પ્રથમ મેળાપ અને પરિચય થયો, ત્યારે કમળા તેમની પાસે જ હતી. વિધવા નર્મદાને એકદમ સધવાપણું પ્રાપ્ત થએલું જોઈને કમળાના હૃદયમાં મોટો આઘાત થયો. નર્મદાની સામે જોઈને તેનો દેહ કંપી ઉઠ્યો! ઓય મા! સ્વામીની સન્મુખ નર્મદા વિધવાના વેશમાં બેઠી છે! કેવું ખરાબ! તે નર્મદાના આભૂષણ વિનાના ખાલી હાથ તથા સાદાં કપડાં તરફ જોઈ શકી નહિ. તેણે મનમાં વિચાર કર્યો કે નર્મદા બેશુદ્ધ અવસ્થામાં પડી છે, વળી વિમળા પણ દિલગીરીના ભારથી ચૈતન્યરહિત બનીને બેઠી છે, તેથી નર્મદાને આવી અવસ્થામાં કોની સંભાળ નીચે રાખીને હું કંકણ તથા વસ્ત્રાભૂષણ લેવા જઉં? આ કારણથી નર્મદાને પોતે જોઈ ન શકે તેવી રીતે બીજી દિશામાં મુખ ફેરવીને બેઠી બેઠી પવન નાંખવા લાગી.

એવામાં જ્યારે માણેકલાલ શું કરે છે તે જોવા નીચે ગયાં, ત્યારે તે એકદમ પોતાના ઓરડામાં પ્રવેશ કરી વસ્ત્ર આભરણ લેવા દોડી.

"મારો પુત્ર? સર્વદમન એ શું મારો પુત્ર? શું સર્વદમન એ મારો હતભાગી પુત્ર માણેકલાલ પોતે જ છે?"

હીરાલાલે કહ્યું: "ભાઇ શિવનારાયણ! આજે બધી શત્રુતા ભૂલી જાઓ. આજ તમે હીરાલાલના પરમ મિત્ર છો. હું બધું ભૂલી ગયો છું. તમારા માણેકલાલે તમારી સાથેનું બધું વૈર મને ભુલાવી દીધું છે. માણેકલાલે મારી નિરાશ્રિત કન્યાને નરકના મુખમાંથી બચાવીને તેની સાથે લગ્ન કર્યું છે. માણેકલાલના પ્રતાપથી જ મારી સ્ત્રી તથા કન્યાને હું પુનઃ પ્રાપ્ત કરી શક્યો છું. માણેકલાલને લીધે જ આજે હું તમારી સાથે મેળાપ કરી શક્યો છું. માણેકલાલે તમારૂં સઘળું ઋણ વાળી આપીને ઉલ્ટો મને તેમનો પોતાનો ઋણી બનાવી મૂક્યો છે. આવો ભાઇ! આજે તમને હું મારા હૃદય સાથે ચાંપીને તે ઋણ વાળી આપું."

હીરાલાલ પોતાના હાથ પહોળા કરીને શિવનારાયણને આલિંગન કરવા આગળ ચાલ્યો, કિન્તુ શિવનારાયણ તેને ધક્કો મારી દૂર હડસેલી દઇને બોલ્યો: "દૂર જતો રહે તું અહીંથી, મોટા ગૌરવ સાથે માણેકલાલના ગુણનું વર્ણન કરતો આવ્યો છે તે! આવવા દે માણેકલાલને અહીં! પિતૃભક્ત પુત્ર પિતાના ગૌરવે ગૌરવાન્વિત થાય છે તે!"

હીરાલાલે કહ્યું: "માણેકલાલ આવે છે, ભાઇ! તમારૂં અગૌરવ કરવાને આવતો નથી, કિન્તુ તેની માની સાથે તમારા ચરણમાં ભક્તિરૂપી જળની અંજલિ દઈ તમારો સ્નેહ પ્રાપ્ત કરવાને આવે છે. ભાઇ! તમારી સ્ત્રી સાક્ષાત્ સતી લક્ષ્મીના જેવી રમણીરત્ન છે, અને તમારો પુત્ર વંશ-કુળઉદ્ધારક-કુળદીપક છે. તમે તેમના ઉપર ઘૃણા શામાટે કરો છો? ફોગટ અભિમાનમાં હૃદયનાં દ્વાર શામાટે બંધ રાખો છો? હૃદય ખોલીને તેમને હૃદય ઉપર ઉંચકી લ્યો અને તમારૂં જીવન ધન્ય કરો. તમે આજ-સુધીમાં કદિ પણ સુખી થયા નથી, તે હવે આજે સુખી થાઓ."

સદાનંદ બોલ્યો: "સાંભળ, હીરાલાલ! તારો આ આગ્રહ વા-જબી છે. માણેકલાલ તથા માણેકલાલની મા મને પ્રાપ્ત થવાથી મારે જો કે ખુશી થવું જોઇએ, પરન્તુ મારે તો તેમને અતિ ઘૃણાથી પાદપ્રહાર જ કરવો છે. તે સિવાય મારી પાસેથી તેમણે બીજી આશા રાખવી તદ્દન વ્યર્થ છે! જા! જો જીવવાની આશા રાખતો હોય, તો તેમને લઇને અહીંથી જલદી વિદાય થા. તારા માણેકલાલને તથા તેની માને કહી દે કે તેઓ મારી સન્મુખ આવે નહિ અને તેમનું મુખ મને બતાવે નહિ. તેમનાં મુખ જોવાને હું ઇચ્છતો નથી. તેમનાં મુખ જોઇને હું સુખી થઇશ નહિ, કિન્તુ મારા હૃદયમાં ઉલ્ટી અગ્નિની જ્વાળા પ્રગટશે!"

હું તેને સર્વદમનના આશ્રયરહિત કરવા ઇચ્છું છું !"

"કેવી રીતે તેમ થઇ શકશે ગુરુજી ?"

"ગૌરદાસની શોધ કરવાની હવે કશી જરૂર નથી. ગુપ્ત વેશમાં જ્યાં તે સંતાઇ રહ્યો હોય ત્યાં રહેવા દે. હવે ફક્ત તું સર્વદમનની શોધ કર. ગૌરદાસ મળે કે ન મળે, પરન્તુ તેની શોધમાં હવે તું વૃથા સમય નષ્ટ ન કર. સર્વદમન એક વાર તારા જોવામાં આવ્યો છે અને હજી પણ આવશે. તેના રક્તથી મારી ઇષ્ટદેવી-એ રાક્ષસી પ્રતિહિંસાની તૃપ્તિ તું પ્રથમ કર. તેજસ્વી યુવક સર્વદમનના ઉગ્ર વીર્ય તથા ઉત્તપ્ત શોણિતથી મારી પ્રતિહિંસા દેવીની તું પ્રથમ પૂજા કર. તેમ કરવાથી ગૌરદાસને તે દેવી લાવી આપશે અને કદાચ નહિ લાવી આપે તોપણ કશી જરૂર નથી."

એટલામાં એકાએક આશ્રમનું દ્વાર ઉઘડયું. સદાનંદે બહાર નજર કરીને જોયું તો ગૌરદાસ સાક્ષાત્ તેની સમક્ષ ઊભો છે !

ગૌરદાસ-હીરાલાલ દેસાઈએ કહ્યું: "સદાનંદ-વ્રજગિરિ ! ગૌરદાસ જ પ્રથમ આપની સમક્ષ-હાજર થયો છે. જો જરૂર હોય તો વૃદ્ધ ગૌરદાસના શીતલ શોણિતથી તમારી ઇષ્ટદેવી-રાક્ષસી પ્રતિહિંસાને તૃપ્ત કરો-યુવક સર્વદમનના ઉત્તપ્ત શોણિતથી નહિ."

"ગૌરદાસ ! તું અહીં આવ્યો ?" વ્રજગિરિએ પ્રશ્ન કર્યો.

"હા, હું અહીંઆ આવ્યો છું. આજ હું તમારો પરમ શત્રુ ગૌરદાસ નથી વ્રજગિરિ !-શિવનારાયણ ! આજે હું તમારો જુનો મિત્ર હીરાલાલ દેસાઇ છું !" હીરાલાલે પ્રત્યુત્તર આપ્યો.

"હીરાલાલ દેસાઇ ! શિવનારાયણનો મિત્ર !"

"હા, હું હીરાલાલ શિવનારાયણનો મિત્ર છું-વ્રજગિરિનો શત્રુ ગૌરદાસ નથી. શિવનારાયણ ! જે સર્વદમનના ઉત્તપ્ત શોણિતથી તમારી ઇષ્ટદેવી-રાક્ષસીને તૃપ્ત કરવાની તમે હમણાં વાત કરતા હતા, તે સર્વદમન કોણ છે, તે તમે જાણો છો ?"

"હા જાણું છું. તે મારો વિશ્વાસઘાતક, અકારણ અયાચિત પરમ શત્રુ છે ! તારા કરતાં પણ મોટો શત્રુ છે ! તે મારા બધા સૌભાગ્યનો અભિશાપ છે, મારી શાન્તિ અને મારા સુખનો નાશ કરનારો છે, મારી મન-મધુરી નિદ્રાનું ખરાબ સ્વપ્ન છે અને મારી ફૂલશય્યામાં રહેનારો કાળો સર્પ છે !"

"નહિ, નહિ, શિવનારાયણ ! તમારી ભૂલ થાય છે. સર્વદમન તમારો પુત્ર,-તમારા પાપનું પ્રાયશ્ચિત્ત, તમારૂં ઋણ-દેણું વાળનારો, તમારૂં કલંક દૂર કરી ગૌરવ દેખાડનારો, અમંગળનો મંગળ અને અભિશાપનો આશિર્વાદ સર્વદમન તમારો પુત્ર છે !"

પાછો ફર્યો છતાં જે મારા કેશને પણ સ્પર્શ કરી શક્યો નહિ અને જે પોતાનાં વૈરાગ્નિથી પોતે જ બળીને રાખ થઈ ગયો તે અધમ પાપી શું આજે દયા કરીને મને હૃદય સાથે ચાંપવાને આવ્યો છે? તેને અંદર લાવનાર બીજું કોઈ નહિ પણ તારો આ માણેકલાલ જ છે. બધાનું મૂળ માણેકલાલ જ છે. રાજાના જેટલું મારું જે આ ઐશ્વર્ય, તે આજે એક ક્ષણની અંદર નાશ પામ્યું છે! તેનો નાશ કરનાર માણેકલાલ પોતે જ છે. હીરાલાલ જોકે મારો શત્રુ છે, તોપણ તેની શત્રુતા હું માફ કરી શકીશ, કિન્તુ મારો અયાચિત, અકારણ શત્રુ જે માણેકલાલ,–પિતૃવૈરી માણેકલાલ–પિતાના અપમાનનું કારણ જે આ માણેકલાલ,–શત્રુના પગતળે પિતાનું માથું નમાવનાર જે આ માણેકલાલ,–તેના અપરાધની હું કદિ પણ ક્ષમા આપી શકીશ નહિ!"

પોતાના દેહનો પ્રાણ, મોનાનો ચાંદ જે માણેકલાલ, તેના પ્રત્યે આવાં અન્યાયભરેલાં, કઠોર વાક્ય સાંભળીને વિમળાના મનમાં બહુ લાગી આવ્યું. સહેજ ઉત્તેજિત સ્વરે તેણે ઉત્તર આપ્યો: "ઋણમાં તમે ડૂબી ગયા હતા, તે ઋણ વાળ્યું છે માણેકલાલે! જે શત્રુતા કદિ પણ ભૂલી શકાય નહિ, એવી શત્રુતા ભુલાવીને હીરાલાલને તમારા મિત્ર બનાવ્યા છે માણેકલાલે! ગૌરવથી તમારાં સઘળાં પાપો અને સઘળાં કલંકો ઢાંકી દીધાં છે માણેકલાલે! તે માણેકલાલને તમે શું ક્ષમા આપી શકો નહિ? તમે આ શું બોલો છો? એક વાર જરા વિચાર તો કરો! હીરાલાલ તમારા શત્રુ થયા, તેમાં કોનો દોષ છે? બંધુ તરીકે વિશ્વાસ લાવીને જેમણે પોતાનું સર્વસ્વ તમને સોંપ્યું, તે વિશ્વાસનો ભંગ કરીને તમે તેમનું સત્યાનાશ કર્યું, એ તમારો કાંઈ ઓછો દોષ છે? તેમનું તમે સર્વસ્વ લઈ લીધું, તે માણેકલાલે તેમને પાછું સોંપ્યું! જે તમારું મુખ કદિ જુએ નહિ, તે આજે તમને હૃદય સાથે ચાંપીને સુખી કરવા આવ્યા છે, તે પ્રતાપ માણેકલાલનો જ છે. હીરાલાલનો અભિશાપ છેક્વીસુધી તમારે માથે રહેતે, તે અભિશાપને બદલે તેમનો આશીર્વાદ માણેકલાલે જ મેળવી આપ્યો છે! નરકમાંથી તમને સ્વર્ગમાં માણેકલાલે જ ઉંચકી લીધા છે! હવે બીજું તમારે શું જોઈએ છે? પુત્રની પાસે પિતા એથી વધારે શું માંગી શકે? પુત્ર પિતાનું આથી વધારે શું સારું કરી શકે?"

સદાનંદ વિકટ હાસ્ય કરીને બોલ્યો: "આજે હું તમારી દયાને પાત્ર બન્યો છું! બુદ્ધિબળથી જે શિવનારાયણ મેકરો ધનવાનના પુત્રને પૂતળાંની માફક નચાવતો હતો, જે તેજસ્વી 'નગગિરિ' નામ ધારણ કરીને તીર્થોમાં ઠેકાણે ઠેકાણે મોટા માન સહિત ફરતો તથા મોટા મોટા સન્યાસીઓ પણ

એટલામાં બારણાની પાછળથી માણેકલાલનો હાથ પકડીને વિમળાએ સદાનંદના ખાનગી ઓરડામાં પ્રવેશ કર્યો.

કરુણાની દૃષ્ટિથી સ્વામીના મુખ સામે જોઇને અત્યંત કરુણ સ્વરે વિમળા બોલી: "અગ્નિની જ્વાળા પ્રગટશે! કેમ સ્વામીનાથ? આ તમારા અમૃત સમાન સોનાના રમકડા જેવા માણેકલાલની તરફ એક વાર નજર તો કરો. આની સામે જોવાથી અગ્નિની જ્વાળા પ્રગટશે? તમે શું બોલો છો? આ તમારા ધનને આટલા દિવસસુધી મેં યત્નપૂર્વક હૃદયમાં ધારણ કરીને સાચવી રાખ્યું છે, આજે તેને હું તમારા ચરણમાં સોંપવાને આવી છું. મારા હૃદય સાથે સાચવી રાખેલા આ ધનને તમે શું તમારા ચરણમાં રાખશો નહિ? જુઓ, એક વાર આ ધનની સામે નજર કરીને જુઓ, આવું કીંમતી માણેક રાજાને ઘેર પણ હોય નહિ. શામાટે તમે મોહું ફેરવીને ઊભા છો? એક વાર તો નજર કરો! કદાચ મારૂં મુખ ન જોવું હોય, તો ન જુઓ; મને પગે ઠેલીને દૂર કરવી હોય તો દૂર કરો, પણ માણેકલાલની સામે શામાટે નથી જોતા? માણેકલાલને શામાટે પગે ઠેલશો? અને વળી વિચાર કરીને જુઓ તો મને પણ તમે શી રીતે પગે ઠેલી શકો? તમારી ગેરહાજરીમાં માણેકલાલને ઉછેરીને મેં મોટા કર્યો છે, મારા હૃદયમાં ધારણ કરીને યત્નપૂર્વક મેં તેનું રક્ષણ કર્યું છે, તે માટે મને ધન્યવાદ આપવાને બદલે ઉલ્ટી પગે ઠેલશો?"

પ્રથમ માફક મોહું ફેરવી સદાનંદે ઉત્તર આપ્યો: "તારા અમૃત સમાન સોનાના રમકડાને તારી પાસે રાખ, હૃદય ઉપર ધારણ કરીને સાચવી રાખેલા તારા ધનને તારા હૃદય ઉપર જ તું ધારણ કર; મારા હૃદયે તો તે વિષ છે! વિષને ધારણ કરવાવાળી તું છે, તેં એ હળાહળ વિષને તારા પેટમાં ધારણ કર્યું છે!"

એમ બોલતાં બોલતાં સદાનંદે રોષપૂર્ણ દૃષ્ટિએ વિમળા તરફ જોયું, જોઇને કઠોર શબ્દથી તે પુનઃ બોલવા લાગ્યો: "કોઈ પણ દિવસ તારા તથા તારા માણેકલાલ તરફ સ્નેહની નજરથી મેં જોયું નથી, તે આજ હું શી રીતે જોઉં? માણેકલાલ જ્યારે નિર્દોષ નાનો બાળક હતો, તે વખતે પણ મેં તેની સામે સ્નેહની દૃષ્ટિથી જોયું નથી, તો હવે આજે તો શાનો જોઉં? આજે તો કાળા સાપની માફક માણેકલાલ મારા મનમાં સાલ્યા કરે છે; ગુપ્ત શત્રુ બનીને મારા સુખની અટ્ટાલિકા તેણે તોડી પાડી છે, મને અથાગ જળમાં ડુબાવી દઇને મારા શત્રુનું મુખ તેણે ઉજ્જ્વળ કર્યું છે. શું આજે હું સ્નેહની દૃષ્ટિએ તેની સામે જોઉં? હાંકી કાઢેલા કૂતરાની માફક જે હીરાલાલ ૧૪, ૧૫ વર્ષસુધી નિષ્ફળ શ્રમ કરીને મારી પાછળ

કમળા રાંધવાનું કાર્ય શરૂ કરતી હતી એટલામાં નર્મદા ત્યાં આવી. તેને જોઇને કમળા બોલી: " નર્મદા ! તું હવે નાહી-ધોઇને કાંઇ ખાઇ લે. કાલે રાત્રિએ તેં કશું ખાધું નથી. અનાજ ન ખાવું હોય તો થોડાં ફળફળાદિ ખાઇ લે, એમાં તો કશો દોષ નથી."

નર્મદાએ કહ્યું: " મારે કશું ખાવું નથી. મારૂં મન પણ અત્યારે શાન્ત નથી. એ બધાં ક્ષેમકુશળ પાછાં ઘેર આવે, ત્યારપછી ન્હાવા-ખાવાની વાત. તે પહેલાં શી ઉતાવળ છે? વારૂ, તમે આ શું કરો છો?"

કમળાએ પ્રત્યુત્તર આપ્યો: " આ જોને, કાલે રાત્રે જમવાની બધી સામગ્રી તૈયાર કરી રાખી હતી, પરંતુ કોઇએ ખાધું નહિ, તેથી બધી સામગ્રી પડી રહી છે. તેમાંની કેટલીક ચીજો બગડી ગઈ છે, તે મારે બીજી રાંધીને તૈયાર કરવી જોઇએને? તું અહીં બેસીને ખુલા મનથી એક-બે વાતો કહે, જેથી તારૂં મન પણ શાન્ત થશે."

નર્મદા તેની સામે બેઠી.

અત્યારે માળ ઉપર એક ઓરડામાં એમા તથા યશોદા બેઠાં હતાં ત્યાં ગોવિંદ આવીને " હિઃ હિઃ હિઃ ! બાઈસાહેબ! હિઃ ! હિઃ ! હિઃ !" એમ કહીને હસવા લાગ્યો.

" કેમ ગોવિંદ ! શું છે?" એમાએ પૂછ્યું.

" કશું નહિ, બાઈ સાહેબ ! અત્યારસુધી હું કામમાં રોકાએલો હતો, તેથી તમારી પાસે બેસીને મનની એક-બે વાતો પણ કરી શક્યો નહિ."

" તો હવે અત્યારે કહે." એમાએ જણાવ્યું.

" હિઃ ! હિઃ ! હિઃ ! એટલા માટે તો હું આવ્યો છું, બાઈસાહેબ! તમે આવ્યાં તેથી હું એટલો બધો રાજી થયો છું કે બસ કાંઇ ન પૂછો. હિઃ ! હિઃ ! હિઃ ! બાઇ સાહેબ ! તમે બહુ ભલાં છો હાં ! હિઃ ! હિઃ ! હિઃ !"

ગોવિંદને હસતો તથા આનંદમાં આવેલો જોઈને એમા તથા યશોદા પણ હસવા લાગ્યાં. યશોદાએ કહ્યું: " વહુજી બહુ ભલાં છે, ત્યારે શું હું ભલી નહિ, ગોવિંદ?"

" તમે પણ ભલાં છો; પણ તમે અહીં ઘણા દિવસથી છો અને એ તો નવાં આવ્યાં છે, તેથી એમને કહું છું."

એમા, યશોદા તથા ગોવિંદ એ ત્રણે જણાં ઉપર પ્રમાણે હાસ્ય-વિનોદ કરે છે, એટલામાં નીચેથી રામશંકર પંડ્યાનો સ્વર સાંભળ્યો કે તુર્ત જ " દાદા પધાર્યા, દાદા પધાર્યા," એમ બોલતી યશોદા એકદમ દોડી જઈને રામશંકર પંડ્યાને ભેટી પડી !

" દિકરી ! બેટા ! મ્હારી વ્હાલી દિકરી !" એમ બોલતો વૃદ્ધ યશોદાને હૃદય સાથે ચાંપીને રડી પડ્યો !

જેની પૂજા કરતા હતા અને છેવટે આ મુંબઈમાં પોતાની હિંમતથી સદાનંદ નામ ધારણ કરીને લોકોને જેણે પોતાના દાસ કરીને રાખ્યા હતા, તે આજ શું તમારી દયાને પાત્ર બન્યો ! તેનો શત્રુ, તેનો પુત્ર, તેની સ્ત્રી એ બધાં શું આજે તેના પર દયા કરવા આવ્યાં છે ! ધિક્કાર છે મને ! એ સ્વર્ગના કરતાં તો નરક પણ સારૂં !–ચાલ, સુંદર."

એમ કહીને સુંદરનો હાથ પકડીને સદાનંદે એકદમ ઉતાવળે પગલે અંદરના ઓરડામાં પ્રવેશ કરીને તે ઓરડાનું દ્વાર બંધ કરી દીધું.

## પ્રકરણ ૪૩ મું.

### વાહ કામંદકી ! વાહ !

બીજે દિવસે સવારમાં કમળાવહુ ભોજન–ગૃહની સન્મુખ આવીને ઊભી રહી. તેણે જોયું કે ભોજનશાળામાં અનેક પ્રકારની સામગ્રી ગઈ રાત્રિએ તૈયાર કરેલી પડી રહી છે. આહા ! આટલી બધી સામગ્રી કોઇના ખાવાના ઉપયોગમાં આવી નહિ ! કમળાવહુએ ઉંડો નિઃશ્વાસ નાંખી ધીમે ધીમે ભોજન–ગૃહની અંદર પ્રવેશ કર્યો. ખાવાની જણસો આમતેમ ફેરવી જોઇ, સુંઘી જોઇને, કઈ બગડી ગઈ છે અને કઈ સારી છે. તેની તે પરીક્ષા કરવા લાગી. જે સામગ્રી બગડી ગઈ હતી, તે ભિખારીને આપવા સારૂ ખસેડીને એક બાજુએ મૂકવા લાગી અને જે સારી હતી તેને સંભાળપૂર્વક ઢાંકીને સારી જગ્યામાં મૂકવા લાગી. તે મનમાં બોલીઃ " અરે ! વહુએ આવીને કાલ બપોરનું કશું ખાધું નથી. યશોદા પણ હજી બાળક છે, માટે તે પણ ભૂખી થઈ હશે. વળી ગોવિંદ તો બહુ જ ભૂખાળવો છે, તેથી તે હમણાં ખાઉં ખાઉં કરતો આવશે. નર્મદા બિચારી આજસુધી વિધવા હતી–અરે પ્રભુ ! દુશ્મન પણ વિધવા હશો નહિ ! તે ખરી રીતે વિધવા નહોતી પણ જાણ્યા વિના વિધવાની માફક રહી હતી. તેણે પણ ગઈ કાલનું એક ટીપું જળ પણ મોઢામાં નાંખ્યું નથી. મનહર અને માણેકલાલ પણ વિમળાના સ્વામીને લઇને હમણાં આવશે. હવે ઉની રસોઇ જલદી તૈયાર કરવી જોઇએ, પરન્તુ રાંધશે કોણ ? વિમળા નથી, વહુ હજી બાળક છે, વળી હમણાં નવાં આવ્યાં છે. તેણે આજસુધીમાં ચુલે કદિ હાથ પણ અડકાડયો નથી, આંખે ચુલો કદિ જોયો પણ નથી, યશોદાએ પણ આજસુધી માત્ર ફૂલો ચુંટયાં છે, ગીતો ગાયાં છે અને ચોપડી વાંચી છે. રાંધ્યું છે કયે દિવસે ? રાંધે એવી એક ફક્ત નર્મદા છે, પરન્તુ તેનું મન અત્યારે અસ્થિર છે, તે શું રાંધી શકે ? ચાલ, હું પોતે જ રાંધી નાંખું. રાંધી સર્વને જમાડી તે પછી સ્નાન કરી આવીને હું જમીશ. "

## પ્રકરણ ૪૪ મું.

### શોભાશંકરની એક નવી આશા.

તે રાત્રે આનંદાશ્રમનો મહંત સદાનંદ સ્વામી લુચ્ચો છે, બનાવટી-વેશધારી છે, ખટપટી છે, કપટી છે, ચોર છે, બદમાશ છે, તેના ઓળખીતા માણસે આવીને તેનો પ્રપંચ ખુલ્લો કર્યો છે, પોલિસ આવીને હમણાં તેને પકડી જશે, એવી એવી વાતો આખા મુંબઈ શહેરમાં થવા લાગી. આ વાતો સાંભળીને આનંદાશ્રમનાં નોકર-ચાકર તથા નાયિકા વર્ગ વગેરે જે જેના હાથમાં આવ્યું તે તે લઇને પલાયન કરી ગયાં.

રસકુંજરિકા નામની કોઈ એક નાયિકા,મુખ્ય ભક્ત શોભાશંકરની સાથે વિશેષ પ્રેમ-ભાવ રાખતી હતી, તે આ નિરાનંદ-રસભંગના સમાચાર લઇને મધ્યરાત્રિએ તેને ઘેર જઇને આશ્રય ગ્રહણ કરીને રહી.

શોભાશંકરે રસકુંજરિકા પાસેથી આનંદાશ્રમના બધા સમાચાર સાંભળ્યા. એ વિષે વધારે સમાચાર જાણવાને તેણે મહાનંદને આનંદાશ્રમમાં મોકલ્યો. આશ્રમના એક-બે માણસો કે જેઓ પલાયન કરી ગયા નહોતા, તેમને કાંઇક પૈસા-ટકા આપીને કેટલાક પ્રશ્નો પૂછીને બહુ કષ્ટે મહાનંદ એટલું જાણી શક્યો કે હીરાલાલ દેસાઇ કૃષ્ણલાલનો નાનો ભાઈ જીવતો પાછો આવ્યો છે અને તેની સ્ત્રી તથા પુત્રી પણ તેને મળી આવ્યાં છે. તેની પુત્રીનું લગ્ન થઈ ગયું છે, તે જમાઈ પણ સાથે આવ્યો છે; અને આનંદાશ્રમનો મહંત સદાનંદ સ્વામી શિવનારાયણને નામે પકડાઈ ગયો છે! પરન્તુ યશોદા એ જ હીરાલાલની પુત્રી અને માણેકલાલ એ જ તેનો જમાઈ, એ વાત મહાનંદ જાણી શક્યો નહિ.

કૃષ્ણલાલની પાસેથી તિરસ્કાર પામીને જ્યારથી શોભાશંકર ઘેર પાછો ગયો ત્યારથી તે તેનું વૈર લેવાનો લાગ શોધતો હતો. તેનો ક્રોધ શાન્ત થયા પછી તેણે મનમાં વિચાર કર્યો કે. " આ આવતા ચૈત્ર માસમાં જમિયતરામના લખેલા વિલને આઠ વર્ષ પૂરાં થશે. ત્યાંસુધીમાં જો હીરાલાલની પુત્રીની શોધ નહિ લાગે, તો જમિયતરામની બધી જમિનદારી તથા બધી ધન-સંપત્તિ કૃષ્ણલાલના હાથમાં જશે. પરન્તુ સારા નસીબે એટલા સમયમાં હીરાલાલની પુત્રીનો જો પત્તો લાગે તો અર્ધી જમીનદારી તથા અર્ધા પૈસા-ટકા તેને મળે. વળી કૃષ્ણલાલની બિલકુલ મરજી નહિ છતાં તથા કેટલીક અડચણો કર્યા છતાં મેં ગયાં આઠ વર્ષમાં તેની શોધ કરવાને અનેક પ્રયત્નો કર્યા છે એવું સમજાવવાથી તે તરૂણ વયની કન્યા તથા લગ્ન થયા પછી તેનો તરૂણ વયનો પતિ મને તેમનો હિતેચ્છુ માનશે, અને એ રીતે ધીમે ધીમે હું

મુંબઈમાં રહેવાની વ્યવસ્થા કરીને મનહર તથા માણેકલાલે રામશંકર પંડ્યાને તારથી ખબર આપ્યા હતા. એ ખબર મળવાથી તે સીધા કાશીથી મુંબઈ આવી પહોંચ્યા. તે આજે સવારમાં મુંબઈ આવી પહોંચશે એવા ખબર પ્રથમથી મળેલા હોવાથી મનહરલાલ તેમને લેવાને ગ્રાન્ટરોડ સ્ટેશને સામો ગયો હતો. સ્ટેશને ઉતરીને મનહરલાલ પાસેથી સઘળા સમાચાર તેમણે સાંભળ્યા. તેમને સીધા આનંદાશ્રમમાં લઈ જવાની મનહરે ઇચ્છા જણાવી, પરન્તુ નર્મદા તથા યશોદાને મળ્યા વિના ત્યાં પરભાર્યા જવાની રામશંકર પંડ્યાએ ના કહી અને તેથી મનહરલાલ તેને પોતાના મકાને લઇ આવ્યો. નીચે નર્મદાને મળીને રામશંકર પંડ્યા માળ ઉપર યશોદાને મળવા ગયા.

"દિકરી ! બેટા ! મ્હારી વહાલી દિકરી !" એમ બોલતો વૃદ્ધ રડી પડ્યો ! તેમને જોઈને યશોદા પણ રડવા લાગી !

એમા એકદમ ઊભી થઈ જઈ ઘૂમટો તાણી એક બાજુએ ખસી જઈને ઊભી રહી. તેને જોઈને રામશંકર પંડ્યા બોલ્યા: "આ કોણ ? યશોદા !"

યશોદાએ ઉત્તર આપ્યો: "એ તમારી એક બીજી યશોદા. આવો બહેન ! દાદાને પ્રણામ કરો. દાદા, એ તમારા પણ દાદા."

કામંદકી રામશંકર પંડ્યાની સન્મુખ જઈ ખોળો પાથરીને પગે લાગી.

રામશંકર પંડ્યાએ આશીર્વાદ આપ્યો: "દીર્ઘાયુષ્મતી ભવ! તમારૂં સૌભાગ્ય અખંડ રહો! પુત્રી! તમારા ગૃહમાં ધનધાન્ય, પુત્ર-પરિવારની દિન પ્રતિદિન વૃદ્ધિ થાઓ! યશોદા ! આ મનહરની સ્ત્રી કામંદકી છે ?"

"હા, દાદા ! એ મનહરભાઇની વહુ કામંદકી."

"વાહ ! ગુણિયલ કામંદકી ! વાહ ! ધન્ય છે તમને. સુધરેલા કુટુમ્બમાં ઉછરેલાં હોવા છતાં આપણી આબરને શોભે તેવાં વસ્ત્રાલંકારો પરિધાન કરીને તમે મારા ઘરને શોભાવ્યું, એથી હું બહુ રાજી થયો છું."

એટલામાં નર્મદા ઉપર આવીને બોલી: "દાદા ! મનહર પાસેથી અમે સાંભળ્યું કે માણેકલાલના પિતા ઘેર આવવાની ના કહે છે તેથી અમારૂં મન બહુ અસ્થિર બની ગયું છે. અમે પણ બધાં તમારી સાથે ત્યાં આવવાને ઇચ્છીએ છીએ. અહીં અમારા જીવને શાન્તિ રહેશે નહિ. વળી અમે આવીશું તો વિમળા બ્હેનનું મન પણ શાન્ત થશે."

"બહુ સારૂં, તમે પણ બધાં સાથે ચાલો."

ગોવિંદ એકલો ઘેર રહ્યો. બીજાં બધાંને લઇને મનહરલાલ આનંદાશ્રમમાં ગયો. કમળા વહુનો રાંધવાનો ઉદ્યોગ અધૂરો રહ્યો.

મતને અનુસરીને જે જે કાર્યો કર્યાં હતાં તે સઘળાં ખુલ્લા હૃદયથી વિસ્તારપૂર્વક હીરાલાલને કહી સંભળાવ્યાં. કુંદનલાલની સાથે એમાનુલિમ કરવાની ચેષ્ટા, શોભાશંકરની સાથે થએલો વિરોધ, પોતાને થએલો અનુતાપ, અભણ ગામડિયા સ્વામીની સાથે જવાને પુત્રીએ કરેલો ગૃહત્યાગ, શોભાશંકરે વર્તમાનપત્રમાં પ્રકટ કરેલી જાહેર ખબર અને તેનો છેલ્લો આવેલો પત્ર વગેરે સઘળી હકીકત કહી સંભળાવી, અને પછી હીરાલાલના હાથ પકડીને તેની પાસેથી પોતાનો જે કાંઈ દોષ હોય તો તેની ક્ષમા માંગી લઈને કૃષ્ણલાલ બોલ્યોઃ "ભાઈ! મારે સ્ત્રી, પુત્ર, કન્યા એમાંનું કાંઈ પણ નથી, તેથી ફક્ત ખાવા જેટલું રાખીને બાકીનું બધુ હું તને આપી દઈશ. તારી સ્ત્રી તથા કન્યાને લઈને તું સઘળી જમિનદારીનો સુખેથી ઉપભોગ કર. હું તને તથા તારા કુટુમ્બને સુખી જોઈને રાજી થઈશ."

એ પ્રમાણે કૃષ્ણલાલ પોતાની સઘળી વાત હીરાલાલને કહીને પોતાના હૃદયનો ઉભરો બહાર કાઢવા લાગ્યો. તે પોતાના દુ:ખમાં રડવા લાગ્યો અને પોતાના આનંદમાં હસવા લાગ્યો. હીરાલાલને એક પ્રશ્ન પણ પૂછવાનો અવસર અત્યારસુધી કૃષ્ણલાલે બિલકુલ આપ્યો નહિ.

હીરાલાલ શાન્ત ચિત્તે આ બધી વાત સાંભળે છે અને વચ્ચે વચ્ચે જ્યાં હસવા જેવી વાત હોય ત્યાં મંદ મંદ હાસ્ય કરે છે. શોભાશંકર પ્રત્યે ગાળોનો વરસાદ વરસતો સાંભળીને છેવટે હીરાલાલ એક વાર બોલ્યોઃ "મોટા ભાઈ, શોભાશંકરે તમારૂં અનિષ્ટ કરવાનો જે કાંઈ પ્રયત્ન કર્યો છે, તેના કરતાં મારૂં અનિષ્ટ કરવાનો તેણે વધારે પ્રયત્ન કર્યો છે. મારી અનાથ પુત્રીને તેણે નરકમાં ડુબાવવાનો પ્રયત્ન કર્યો હતો."

"એ તું શું બોલે છે? સાળાએ એટલી બધી હિંમત કરી? એ સઘળી વાત મને કહી સંભળાવ જોઉં. મેં એકલાએ અત્યારસુધી બકવા કર્યું, પરન્તુ તને કશું કહેવાનો અવકાશ મેં આપ્યો નહિ. હવે તું તારી વાત કહે અને હું સાંભળું."

હીરાલાલે પછી પોતાની તથા પોતાની સ્ત્રી-પુત્રીની સઘળી વાત મોટા ભાઈને સંક્ષેપમાં કહી સંભળાવી.

બધી વાતો પૂરી થઈ રહ્યા પછી કૃષ્ણલાલે પુન: હીરાલાલને આલિંગન કરીને આનંદ પ્રદર્શિત કર્યોઃ "ભાઈ, તને આજે સુખી જોઈને મારા સુખની સીમા રહી નથી. તારી સ્ત્રી કેવી સાધ્વી અને શિયળવતી! અને કેવી સારી દેવબાળાના જેવી કન્યા? વળી તે બધાં કરતાં કેવો તારો જમાઇ! જાણે તે કોઈ એક નવલકથાનો વીર નાયક હોયની? મારી કમનસીબ છોકરીને કેવો અભણ ગામડિયો વર મળ્યો છે? અને મારી છોકરી

"શોભાશંકર મનમાં એમ ધારે છે, કે આ જાહેર ખબરથી કૃષ્ણલાલ ગભરાઈ જશે."

કૃષ્ણલાલ હાથમાં વર્તમાનપત્ર રાખીને વિચાર કરવા લાગ્યો: "અહો! જો કદિ હીરાલાલની પુત્રી મળી આવે, તો બહુ સારું થાય. એમાને મેં ગુમાવી છે તેનું દુ:ખ હીરાલાલની પુત્રી આવવાથી કદાચ શાન્ત થાય ખરૂં. ભલે તેની શોધ લાગે—ભલે તેની શોધ લાગે. જો તે મળી આવશે તો તે એમા બનીને મારી એમાના ખાલી પડેલા સ્થાને વિરાજશે!"

એટલામાં શોભાશંકરે પોતાના નોકર સાથે લખી મોકલેલો પત્ર આવી પહોંચ્યો. પત્ર વાંચીને કૃષ્ણલાલની આંખોમાં ભ્રાતૃ—પ્રેમનાં આંસુ આવી ગયાં. પોતાની પદવીનું મહત્ત્વ ભૂલી જઇને અશ્રુપાત કરતાં કરતાં ચાકરને બોલાવીને ગાડી જોડવાનો તેણે હુકમ કર્યો. રડતાં રડતાં ગાડીમાં બેસીને આનંદાશ્રમ તરફ ગાડી હાંકવાનો ગાડીવાનને તેણે હુકમ કર્યો. હુકમ થતાં જ કોચમેને ઘોડાને ચાબુક લગાવી. ગાડી એકદમ આનંદાશ્રમ તરફ દોડવા લાગી!

આ તરફ રામશંકર પંડ્યા તથા બીજાં બધાં આનંદાશ્રમમાં આવી પહોંચ્યાં. હીરાલાલે કૃતજ્ઞ તથા ભક્તિપૂર્ણ હૃદયે નિરાશ્રિત પોતાની સ્ત્રી તથા પુત્રીના સ્નેહમય આશ્રયદાતા તથા પાલનકર્તા રામશંકર પંડ્યાને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં. સ્નેહનાં તથા આનંદનાં અશ્રુ વર્ષાવતાં રામશંકર પંડ્યાએ તેને આલિંગન કરીને આશીર્વાદ આપ્યો.

શિવનારાયણે હજુ પણ પોતાના ઓરડાનાં દ્વાર બંધ જ રાખ્યાં હતાં. સઘળાં માણસોએ હજારો વિનતિઓ કરી, તોપણ તેણે દ્વાર ખોલ્યાં નહિ, તેમ કોઈને કશો જવાબ પણ આપ્યો નહિ. રામશંકર પંડ્યા તેને મળવાને માટે દ્વાર ઉઘડાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. હીરાલાલ આશ્રમના ઉત્સવગૃહના ચોકમાં એકલો શાન્ત બેસીને વિચાર કરવા લાગ્યો. એટલામાં આશ્રમના દ્વારમાંથી કોઈએ હાક મારી: "હીરાલાલ!"

હીરાલાલે એકદમ ચમકી જઈને પાછળ ફરીને જોયું, તો બારણામાં કૃષ્ણલાલ આવીને ઉભેલો છે!

"મોટા ભાઈ! મોટા ભાઈ!" એમ બોલતો હીરાલાલ બારણા તરફ એકદમ દોડી ગયો. કૃષ્ણલાલ હાથ પહોળા કરીને નાના ભાઈને ભેટી પડ્યો! કેટલીક ક્ષણસુધી બન્ને ભાઇઓએ કશું બોલ્યા ચાલ્યા વિના માત્ર અશ્રુજળનો વર્ષાદ વરસાવીને પોતપોતાનાં હૃદય ખાલી કર્યાં. પછી તેઓ ઉત્સવગૃહની અંદર જઈને બેઠા.

કૃષ્ણલાલે પિતાના વિલથી આરંભ કરીને આજસુધીમાં શોભાશંકરના

સ્ટેશનપર બનેલા તે બનાવને યાદ કરો. તમારી હાજરીમાં અને તમારી દૃષ્ટિ આગળ તે લુચ્ચા દારૂડીઆ ફીરંગીએ તમારી લાડમાં ઉછરેલી પુત્રી એમા પ્રત્યે કેવી બેશરમીભરેલી અસભ્યતા દર્શાવી હતી? તમે તથા કુંદનલાલ કશું પણ કરી શકયા નહોતાં. તે વખતે વીર પુરુષ મનહરલાલે વાઘની માફક એકદમ આવીને તે ફીરંગીની કેવી દુર્દશા કરી હતી? અને એમાની લજ્જાનું રક્ષણ કેવી રીતે કર્યું હતું? તે સઘળી વાતનો મનમાં વિચાર કરો. એમના જેવો જમાઈ બીજાના નસીબમાં ક્યાંથી હોય? આપણે બન્ને ભાઇઓ બહુ ભાગ્યવાન છીએ, કે જેથી દેવ-બાલિકાના જેવી બન્ને પુત્રીઓ આપણને પ્રાપ્ત થઈ છે અને તેમને યોગ્ય દેવ-બાળક જેવા બન્ને વીર જમાઈ મળી આવ્યા છે. જુઓ મોટા ભાઈ, એક વાર આ જોડી તરફ નજર કરો અને બીજી વાર આ જોડી તરફ દૃષ્ટિ કરો. કઈ દિશા તરફ તમારી આંખ ફેરવી શકશો? એકને જોઇને બીજી જોડીને ભૂલી જવાય છે કે નહિ?"

એ સાંભળીને કૃષ્ણલાલ રડી પડ્યો.

એમા એકદમ દોડી જઇને પિતાના પગમાં આળોટી પડી અને પિતાના ખોળામાં મુખ રાખીને રડી પડી. પુત્રીને સ્નેહથી ઉંચકી લઇને પ્રેમપૂર્ણ હૃદયે કૃષ્ણલાલ અશ્રુપાત કરતો બોલ્યો: "એમા! એમા! મારી વહાલી પુત્રી એમા! આવ બેટા આવ, તુ મને છોડીને ચાલી ગયા પછી હું બહુ રડયો છું, આખો દિવસ અને આખી રાત્રિ માત્ર રડયા જ કર્યું છે."

એમા બોલી. "મને શું ક્ષમા કરશો પિતાજી? મને શું તમે તમે ફરીથી એમા કહીને બોલાવશો?"

"માત્ર ક્ષમા જ નહિ પુત્રી, પરન્તુ તને ધન્યવાદ આપું છું. મારી સઘળી ભૂલ આજે ભાંગી ગઈ છે. આંખોની સામેનો કાળો પડદો જાણે આજે ખુલી ગયો હોય, એમ મને લાગે છે. આખી જીંદગીમાં જે સુખ હું કદિ પણ જોવાની આશા રાખી શકતો નહિ, તે સુખ આજે મારી નજર આગળ જોવાને હું ભાગ્યશાળી બન્યો છું. મેં આટલા દિવસસુધી જે મૂર્ખતા કરી, તેને માટે મને સહસ્ત્રવાર ધિક્કાર છે! બાપુ મનહરલાલ!"

એમા ખસી જઇને દૂર ઊભી રહી. મનહરે આવીને શ્વસુરને પ્રણામ કર્યા.

કૃષ્ણલાલે ઉઠીને જમાઇને આલિંગન કરીને કહ્યું: "બાપુ મનહરલાલ! તમારૂં અપમાન કરીને મેં તમને બહુ દુઃખ દીધું છે, તે માટે હું તમારી ક્ષમા માંગું છું."

પણ કેવી અક્કલ વિનાની કે મને છોડીને તે તેની સાથે ચાલી ગઈ ?"

હીરાલાલ મંદહાસ્ય કરીને બોલ્યો: "મોટા ભાઈ, મારી પુત્રી તથા જમાઇને તમે જોયાં ?"

"ના ભાઇ, ક્યાં છે તેઓ ? અહીં આવ્યાં છે ? જા, તેમને બોલાવી લાવ. અહીં બોલાવી લાવ !" કૃષ્ણલાલ આતુરતાપૂર્વક બોલ્યો.

હીરાલાલ ઉઠીને બહાર ગયો અને થોડી વારમાં માણેકલાલ તથા યશોદાને લેઈને પાછો આવ્યો. માણેકલાલની સુંદર અને તેજસ્વી વીર મૂર્તિ જોઇને તથા યશોદાનું દેવબાલિકાના જેવું સુંદર રૂપ જોઇને કૃષ્ણલાલ આશ્ચર્ય પામી ગયો. તેમના પ્રત્યે સ્નેહ પ્રદર્શિત કરીને કૃષ્ણલાલે તે બન્નેને આશીર્વાદ આપ્યો.

હીરાલાલે કહ્યું: "મોટા ભાઇ ! તમારો જમાઈ પણ જો આમના જેવો હોય અને જો કદિ તે આજે તમારી સામે આમ આવીને ઊભો રહે, તો તમે રાજી થાઓ કે નહિ ? તમે તમને પોતાને ભાગ્યવાન માનો કે નહિ ?"

કૃષ્ણલાલે માણેકલાલ તથા યશોદા સામે જોઈને ઉંડો નિ:શ્વાસ નાંખીને કહ્યું: "અહા ! જો તેમ હોય તો હું બહુ જ રાજી થાઉં."

"ત્યારે–ત્યારે–" હીરાલાલે બારણા તરફ આંગળી કરીને કહ્યું: "ત્યારે જુઓ, આ રહ્યાં તેઓ !"

એટલામાં મનહરલાલે તથા એમાએ ઉત્સવગૃહની અંદર પ્રવેશ કર્યો.

"જુઓ, મોટા ભાઈ, તમારો જમાઈ અને તમારી પુત્રી પણ મારા જમાઈ અને મારી પુત્રીના જેવાં જ છે કે નહિ ? જુઓ, જેમ હરની પાસે ગૌરી, નારાયણની પાસે લક્ષ્મી, રામની પાસે સીતા, કૃષ્ણની પાસે રુક્મિણી, અર્જુનની પાસે સુભદ્રા, અને ચંદ્રની પાસે રોહિણી શોભે, તેમ તમારી પુત્રી અને તમારા જમાઈની જોડી શોભી રહી છે કે નહિ ? મોટા ભાઇ, મનહરલાલ તથા માણેકલાલ કોણ છે, તે તમે જાણો છો ? મનહરલાલ રામ અને માણેકલાલ લક્ષ્મણ, મનહર ભીમ અને માણેકલાલ અર્જુન, માણેકલાલને જો કદિ તમે સારો અને ઉંચા ગુણવાળો ધારતા હો, તો મનહરલાલ તેના કરતાં પણ ચડીઆતો છે. માણેકલાલે યશોદા સાથે લગ્ન કરીને તેની રક્ષા કરી છે, કિન્તુ તે લગ્ન કરાવનાર મનહરલાલ પોતે જ છે ! મોટા મનવાળો મનહરલાલ ભિક્ષાવૃત્તિથી પોતાનું ગુજરાન ચલાવવાને ઇચ્છતો નથી, અને તેટલા માટે જ બ્રાહ્મણ ધર્મનો વ્યવસાય છોડીને તેણે કૃષિકાર્યમાં મન લગાડ્યું છે. તેણે પરતંત્રતા છોડી દઈને સ્વતંત્રતા ધારણ કરી છે. તેના એ ઉંચા ગુણોવડે જ તમારી ધન–સંપત્તિ પ્રાપ્ત કરવાનો તેણે લોભ છોડી દીધો છે. વળી ત્યારપછી અલ્હાબ

તેના ભાગની સંપત્તિથી વંચિત કરીને સઘળી મિલકત પોતે પચાવી પાડવા ઇચ્છતો હતો, કિન્તુ આપ તેમની વિરૂદ્ધમાં પડીને આપના ન્યાયી અને દયાળુ હૃદયને લીધે મારી પુત્રીને તેના ભાગની સંપત્તિ અપાવવાને માટે આપે અનેક પ્રયત્નો કર્યા હતા અને તેની શોધ કરવાને અનેક વર્તમાનપત્રોમાં જાહેર ખબર પ્રકટ કરાવી હતી. મારા ભાઇના અસંતોષથી ભય પામી જઇને તમે કોઈ પણ પ્રકારની દુર્બળતા પ્રદર્શિત કરી નહિ, તેને માટે તમને ધન્યવાદ ઘટે છે."

શોભાશંકરે કહ્યું: "આપ મને ધન્યવાદ આપો છો, તે આપની ભલાઇ સૂચવે છે, પરન્તુ મેં તો ફક્ત મારી ફરજ બજાવી છે. વિશેષ કાંઇ કર્યું નથી. હવે તો આપ આપની સ્ત્રી તથા પુત્રી સાથે પાછા આવ્યા છો, તેથી—"

"હા, હવે તે માટે આપને કશી તસ્દી લેવાની જરૂર પડશે નહિ. વળી મારા મોટા ભાઇએ પણ ખબર મળતાં જ આવીને મારા પ્રત્યે બહુ સ્નેહ દર્શાવ્યો છે અને મારા ભાગની સંપત્તિ આપી દેવાનો તેમણે પોતે જ પ્રસ્તાવ કર્યો છે. તેથી આપને હવે તે કાર્ય માટે કશું કષ્ટ વેઠવાની જરૂર નથી."

તે સાંભળીને શોભાશંકર એકાએક ચમકી ઉઠ્યો. તેનું મ્હોં સૂકાઈ ગયું. ભાંગ્યા-તૂટ્યા સ્વરે તે બોલ્યો: "આપના ભાઈ પણ અહીં આપને મળવાને આવ્યા છે ? વાહ ! એ તો બહુ આનંદની વાત, પરન્તુ એકાએક તેમના સ્વભાવનું પરિવર્તન થવાનું કારણ શું ?—"

"એનું કારણ હું એમ ધારૂં છું કે આપ મારા અવિચળ હિતેચ્છુ છો, તેથી ભય પામી જઇને તેમણે કદાચ આ પ્રમાણે કર્યું હશે."

શોભાશંકર કિંચિત્ ફુલાઇને બોલ્યો: "હા, એમ પણ હોઇ શકે ખરૂં. હું આપના સ્વાર્થની રક્ષાને માટે કાયદાનો અધિકાર હાથમાં લઇને જ બેઠો છું અને એ કારણથી સમજી જઇને તેમણે આ સીધો રસ્તો ગ્રહણ કર્યો હશે."

"હા, એમ જ જણાય છે. તેમણે મનમાં વિચારી જોયું હશે કે શોભાશંકર હીરાલાલની સહાયમાં છે, તેથી અર્ધી સંપત્તિ આપ્યા વિના છૂટકો નથી અને તેઓ લીધા વિના રહેશે પણ નહિ. તેથી પ્રથમથી જ નાના ભાઇને મળીને અતુલ સ્નેહ દર્શાવીને અર્ધો ભાગ આપી દેવાની ઇચ્છા જણાવવી એમ ધારીને આપની પહેલાં તેમણે આવીને અત્યંત સ્નેહ દર્શાવ્યો છે, એટલું જ નહિ, પરન્તુ તે ઉપરાંત આપના નિષ્કલંક ચરિત્ર ઉપર કેટલાક કલંકોનું આરોપણ પણ કર્યું છે."

"હા, પરન્તુ હું ધારૂં છું કે તે એમનું કહેવું સાચું માન્યું નહિ હોય. હું—"

મનહરે વિનયથી ઉત્તર આપ્યો: " આપ મારા પૂજ્ય છો, હું તમારો પુત્ર છું. અપમાન મેં આપનું કર્યું છે, તે માટે હું આપની પાસે ક્ષમા માગું છું."

એટલામાં દરવાને આવી હીરાલાલના હાથમાં શોભાશંકરનું વિઝીટીંગ કાર્ડ આપ્યું. તે જોઇને હીરાલાલે મંદ હાસ્ય કર્યું. કૃષ્ણલાલે પ્રશ્ન કર્યો: " કોણ છે એ ?"

" શોભાશંકર. " હીરાલાલે ધીમેથી પ્રત્યુત્તર આપ્યો.

" શોભાશંકર આવ્યો છે ?! " કૃષ્ણલાલે આશ્ચર્ય દર્શાવતાં પુનઃ પ્રશ્ન કર્યો.

" હા, શોભાશંકર આવ્યો છે. હું ધારૂં છું કે તમારી વિરૂદ્ધમાં મને તે હાથ કરવાનો પ્રયત્ન કરે છે. તમે હવે એક બીજા ઓરડામાં જઇને બેસો. હું એ પાપને થોડી ઘણી વાતો કરીને વિદાય કરૂં છું." હીરાલાલે જણાવ્યું.

સઘળાં બીજા ઓરડામાં ગયાં એટલે હીરાલાલે શોભાશંકરને અંદર મોકલવાનો દરવાનને હુકમ કર્યો. શોભાશંકરે તુર્ત જ અંદર પ્રવેશ કર્યો.

કુશળ સમાચાર પૂછ્યા પછી શોભાશંકરે કહ્યું: " હીરાલાલ દેસાઈ ! તમારા પોતાના જ કાર્ય સંબંધી કાંઈ અગત્યની વાતચીત કરવા સારૂ અત્યારે હું તમારી શાન્તિનો ભંગ કરવા અહીં આવ્યો છું."

" બહુ સારૂં, ભલે પધાર્યા. બોલો, કઈ વાત કરવાની છે ?"

" આપના સ્વર્ગવાસી પિતાએ મૃત્યુકાળે તેમના વિલમાં ફેરફાર કરીને—"

" હા, તે હું જાણું છું. મને મરી ગએલો ધારીને મારી પુત્રીને મારી વારસ તરીકે તેમની અર્ધી સંપત્તિની ઉત્તરાધિકારિણી બનાવી છે."

" હા. ત્યારપછી તે વીલમાં લખેલા હુકમ પ્રમાણે તે બધી સંપત્તિનું રક્ષણ કરવાનો તથા આપની પુત્રીની શોધ કરવાનો ભાર આજસુધી મારે માથે હતો."

" હા, તે વાત પણ મારા જાણવામાં આવી છે. આપે હિતેચ્છુ તરીકે મારી પુત્રીની શોધ કરવાને માટે અનેક વર્તમાનપત્રોમાં જાહેર ખબર પ્રકટ કરી છે."

એ સાંભળીને શોભાશંકર મનમાં મનમાં ફુલાવા લાગ્યો કે હીરાલાલે વર્તમાનપત્રોમાં જાહેર ખબર વાંચી છે. પ્રથમ એ કાર્યની ગતિ શિથિલ થઈ ગઈ હતી, તે વાત તે જાણી શક્યા નથી. તે બોલ્યો: " આપના મોટા ભાઈએ—"

તેને આગળ બોલતો અટકાવીને હીરાલાલ વચમાં બોલી ઉઠ્યો: " હા, તે વાત પણ મારા જાણવામાં આવી છે કે કૃષ્ણલાલ મારી પુત્રીને

તેના ભાગની સંપત્તિથી વંચિત કરીને સઘળી મિલકત પોતે પચાવી પાડવા ઇચ્છતો હતો, કિન્તુ આપ તેમની વિરૂદ્ધમાં પડીને આપના ન્યાયી અને દયાળુ હૃદયને લીધે મારી પુત્રીને તેના ભાગની સંપત્તિ અપાવવાને માટે આપે અનેક પ્રયત્નો કર્યા હતા અને તેની શોધ કરવાને અનેક વર્તમાનપત્રોમાં જાહેર ખબર પ્રકટ કરાવી હતી. મારા ભાઇના અસતોષથી ભય પામી જઇને તમે કોઈ પણ પ્રકારની દુર્બળતા પ્રદર્શિત કરી નહિ, તેને માટે તમને ધન્યવાદ ઘટે છે."

શોભાશંકરે કહ્યું: "આપ મને ધન્યવાદ આપો છો, તે આપની ભલાઇ સૂચવે છે, પરન્તુ મેં તો ફક્ત મારી ફરજ બજાવી છે. વિશેષ કાંઇ કર્યું નથી. હવે તો આપ આપની સ્ત્રી તથા પુત્રી સાથે પાછા આવ્યા છો, તેથી—"

"હા, હવે તે માટે આપને કશી તસ્દી લેવાની જરૂર પડશે નહિ. વળી મારા મોટા ભાઇએ પણ ખબર મળતાં જ આવીને મારા પ્રત્યે બહુ સ્નેહ દર્શાવ્યો છે અને મારા ભાગની સંપત્તિ આપી દેવાનો તેમણે પોતે જ પ્રસ્તાવ કર્યો છે. તેથી આપને હવે તે કાર્ય માટે કશું કષ્ટ વેઠવાની જરૂર નથી."

તે સાંભળીને શોભાશંકર એકાએક ચમકી ઉઠયો. તેનું મ્હોં સૂકાઈ ગયું. ભાંગ્યા-તૂટયા સ્વરે તે બોલ્યો: "આપના ભાઈ પણ અહીં આપને મળવાને આવ્યા છે ? વાહ ! એ તો બહુ આનંદની વાત, પરન્તુ એકાએક તેમના સ્વભાવનું પરિવર્તન થવાનું કારણ શું ?—"

"એનું કારણ હું એમ ધારૂં છું કે આપ મારા અવિચળ હિતેચ્છુ છો, તેથી ભય પામી જઇને તેમણે કદાચ આ પ્રમાણે કર્યું હશે."

શોભાશંકર કિંચિત્ ફુલાઇને બોલ્યો: "હા, એમ પણ હોઇ શકે ખરૂં. હું આપના સ્વાર્થની રક્ષાને માટે કમલાનો અધિકાર હાથમાં લઇને જ બેઠો છું અને એ કારણથી સમજી જઇને તેમણે આ સીધો રસ્તો ગ્રહણ કર્યો હશે."

"હા, એમ જ જણાય છે. તેમણે મનમાં વિચારી જોયું હશે કે શોભાશંકર હીરાલાલની સહાયમાં છે, તેથી અર્ધી સંપત્તિ આપ્યા વિના છૂટકો નથી અને તેઓ લીધા વિના રહેશે પણ નહિ. તેથી પ્રથમથી જ નાના ભાઇને મળીને અતુલ સ્નેહ દર્શાવીને અર્ધો ભાગ આપી દેવાની ઇચ્છા જણાવવી એમ ધારીને આપની પહેલાં તેમણે આવીને અત્યંત સ્નેહ દર્શાવ્યો છે, એટલું જ નહિ, પરન્તુ તે ઉપરાંત આપના નિષ્કલંક ચરિત્ર ઉપર કેટલાક કલંકોનું આરોપણ પણ કર્યું છે."

"હા, પરન્તુ હું ધારૂં છું કે તે એમનું કહેવું સાચું માન્યું નહિ હોય. હું—"

"ના, ના, તેમનું કહેવું બિલકુલ મેં સાચું માન્યું નથી, તે માટે તમે જરા પણ ચિન્તા કરશો નહિ. તેમનું કહેવું જો મેં સાચું માની લીધું હોય તો તે વાત હું તમને કદિ કહું ખરો ? કપટી ભાઇની વિરૂદ્ધમાં આપના જેવા હિતેચ્છુ બંધુની સહાયતાની મારે જરૂર છે. વળી આપ માત્ર મારા બંધુ છો એટલું જ નહિ, પરન્તુ હાલમાં તમે મારા વેવાઇ પણ થયા છો."

"વેવાઈ ! ?" શોભાશંકરે આશ્ચર્ય પામતાં પ્રશ્ન કર્યો.

"હા, હું ધારૂં છું કે આપને હજી ખબર નહિ હોય કે, મારી સ્ત્રી તથા મારી પુત્રી મને ક્યાંથી પ્રાપ્ત થયાં છે ? આપના જ ગામમાં અને આપના જ આશ્રયે તેઓ હતાં. આપની શુભ ઇચ્છાને પરિણામે આપની બહેનના પુત્ર–આપના ભાણેજ માણેકલાલની સાથે મારી પુત્રીનું લગ્ન થયું છે."

"તમે શું કહો છો ? માણેકલાલની જોડે તમારી પુત્રીનું લગ્ન કર્યું ? ત્યારે શું યશોદા એ જ આપની પુત્રી ?"

"હા, યશોદા એ જ મારી પુત્રી. હવે આપ સુખેથી ઘેર પધારો. વેવાઈ તરીકે આપનું સન્માન કરવાનો આજે મને અવકાશ નથી, તેથી ક્ષમા કરજો."

"બહુ સારૂં, ત્યારે હીરાલાલ દેસાઈ, મારા—"

"હા, આપે તે અનાથ અજ્ઞાતકુલશીલા બાલિકા પ્રત્યે બહુ દયાની લાગણી દર્શાવી હતી અને તેને સુપાત્રના હાથમાં સમર્પણ કરવાનો પ્રયત્ન કર્યો હતો તેથી તમારા તે પ્રયત્ન માટે હું તમારો વધારે આભારી થયો છું, પરન્તુ આજે અવકાશ નહિ હોવાથી હું તમારી ખાતર–બરદાસ્ત કરી શકતો નથી, માટે ક્ષમા કરશો."

શોભાશંકરે જોયું કે વધારે વાર બેસવું નકામું છે. તેણે ત્યાંથી પ્રસ્થાન કર્યું.

કૃષ્ણલાલ મોઢા આડો રૂમાલ રાખીને હસતો હસતો બહાર આવીને બોલ્યોઃ "વાહવાહ ! હીરાલાલ વાહવાહ ! તેની મશ્કરી કરવામાં આજે તેં બહુ ચતુરાઈ વાપરી છે! આવી મઝા કોઈ દિવસ જોઈ નહોતી."

હીરાલાલની પીઠ થાબડી–સાબાશી આપીને હાસ્ય તથા આનંદપૂર્વક ભેટીને કૃષ્ણલાલ વિદાય થયો.

ઘેર આવી વ્હીસકીની આખી બાટલી ખાલી કરીને કૃષ્ણલાલે પ્રાતઃ ભોજનનું સેવન કર્યું. જમતાં જમતાં તે એકલો ખીલ–ખીલ હાસ્ય કરતો હતો; તે જોઈને ચાકરોએ મનમાં ધાર્યું કે સાહેબ નક્કી પાગલ જ બની ગયા છે.

આ તરફ કૃષ્ણલાલ ચાલ્યા ગયા પછી વિપણ્ણ વદને રામશંકર પંડ્યા

હીરાલાલ પાસે આવ્યા. હીરાલાલે એકદમ ઊભા થઇ જઈને પૂછ્યું: "કાં પછી શું થયું? બારણું ઉઘાડ્યું કે નહિ?"

રામશંકર પંડ્યાએ ઉત્તર આપ્યો: "હા, બહુ વાર સમજાવ્યા પછી તેના શિષ્યે દ્વાર ઉઘાડ્યું અને શિવનારાયણ સાથે મેળાપ થયો."

"કાંઈ તમે કરી શક્યા?"

"ના બાપુ, જ્યારે વિમળા અને માણેકલાલ કશું કરી શક્યા નહિ, ત્યારે હું એકલો શું કરી શકું? તમારો બહુ આગ્રહ હતો, તેથી એક વાર હું તેને સમજાવવા ગયો, પરન્તુ મારું કહેલું તેણે કશું માન્યું નહિ."

"તેણે આપને શું કહ્યું?"

"તે કશું બોલ્યો જ નહિ. સ્તબ્ધ બનીને બેસી જ રહ્યો. બહુ વાર જ્યારે મેં તેને સમજાવ્યો, ત્યારે છેવટે તે ફક્ત એટલું બોલ્યો કે, હું કોઈ પણ રીતે ઘેર આવવાનો નથી; મારે કાશીમાં જઈને રહેવાનો વિચાર છે. વિમળા પણ તેની સાથે જવાનું કહે છે."

હીરાલાલે કહ્યું: "માણેકલાલને છોડીને વિમળા પણ તેમની સાથે જવાનું કહે છે? અરે! એ તો બહુ દુઃખની વાત! ત્યાં કેટલું કષ્ટ પડશે; કેટલી વિપત્તિ પડશે, તેનો કાંઈ તેમણે વિચાર કર્યો?"

રામશંકર પંડ્યા બોલ્યા: "શું કરું બાપુ? વિમળા કાંઇ જેવી તેવી નથી. તે બહુ હઠીલી છે. તેણે જે ધાર્યું હોય, તે કર્યા વિના કદિ પણ રહે નહિ. વળી તે સ્ત્રીધર્મનું પાલન કરવા માટે પોતાના પતિની સાથે જવાની ઇચ્છા રાખે છે, તે બાબતમાં તો મારાથી કશું બોલાય પણ નહિ."

"શિવનારાયણે વિમળાને પોતાની સાથે લઇ જવાની હા કહી?"

વિમળાએ જ્યારે તેની સાથે જવાની ઇચ્છા જણાવી, ત્યારે પ્રથમ તો શિવનારાયણ કેટલીક વારસુધી કશું બોલ્યો જ નહિ—ચૂપ રહ્યો. બહુ વાર વિચાર કર્યા પછી છેવટે તે બોલ્યો: "બહુ સારૂં."

હીરાલાલ નિશ્વાસ ત્યાગ કરીને દુઃખપૂર્ણ સ્વરે બોલ્યો: "ઓહ! પ્રભુ! છેવટે આમ જ બન્યું? બધાં સંપૂર્ણ સુખમાં આનંદ કરતાં હતાં, તેમાં છેવટે આવી રીતે દુઃખની કાળી છાયા આવી પડી! અરેરે! માણેકલાલ આ સમાચાર સાંભળશે ત્યારે તેને કેવું દુઃખ થશે? ચાલો જોઈએ, શિવનારાયણ કાંઇ સમજે છે કે નહિ?"

"ચાલો, બાપુ."

બન્ને જણ શિવનારાયણ પાસે ગયા.

## પ્રકરણ ૪૬ મું.

### સુંદર અને રંગિલી.

આનંદાશ્રમના એકાન્ત ભાગમાં રંગિલીએ સુંદરનો હાથ પકડ્યો. સુંદરે રંગિલીને પહેલાં જોઈ હતી અને તેના જાણવામાં આવ્યું હતું કે રંગિલી આ લોકોનો આશ્રય મેળવીને તેમને ઘેર દાસીવૃત્તિ કરે છે એ સારી વાત છે, કારણકે એ કાંઈ ખરાબ લોકો નથી. દૂરથી એક બીજાની આંખોનું ઘણી વાર સંમિલન થયું હતું, પરન્તુ બન્ને ભેગાં થઇને વાતચીત કરવાની સુંદરની ઇચ્છા નહતી, તેથી તે સંતાતો ફરતો હતો. તેણે મનમાં ધાર્યું હતું કે ગુરૂ ગયા પછી હું ક્યાંક ચાલ્યો જઇશ. બીજા શિષ્યો કરતાં સુંદરનો ભાવ ગુરૂપ્રત્યે અધિક હતો અને તેથી જ ગુરૂને વિપત્તિમાં છોડીને પલાયન કરી જવાની સુંદરની ઇચ્છા થઈ નહિ. વળી તે એટલું પણ જાણતો હતો કે ભય રાખવાનું કશું કારણ નથી. સર્વદમન એ ગુરૂનો પુત્ર છે અને ગૌરદાસ એ જોકે પહેલાં શત્રુ હતો પણ હવે તે ગુરૂનો બન્ધુ તથા વેવાઈ બન્યો છે, અને એટલા માટે જ તે ગુરૂને સ્નેહથી ઘેર બોલાવી જવા આવ્યો છે—શિક્ષા કરવાને આવ્યો નથી. જ્યારે હવે કોઈ પણ પ્રકારનો ભય નથી, ત્યારે નકામો ગુરૂનો ત્યાગ કરીને પલાયન કરી જવામાં શો લાભ છે? ગુરૂ તેમની સ્ત્રીની સાથે કાશીએ જવાને તૈયાર થયા છે, તે જ્યારે જશે, ત્યારે તેમને પ્રણામ કરીને હું પણ અહીંથી કોઈ અન્ય સ્થળે ચાલ્યો જઇશ.

એ પ્રમાણે એક ખૂણામાં બેસીને સુંદર વિચાર કરતો હતો, એટલામાં રંગિલી તેની સામે આવીને ઊભી રહી. સુંદરે જોયું કે હવે ગુપ્ત રહેવું નકામું છે, કારણકે રંગિલીએ મને પકડી પાડ્યો છે. લલાટમાં જે લખ્યું હોય, તે કદિ મિથ્યા થતું નથી. સુંદર રંગિલીને પોતાની સન્મુખ આવીને ઊભી રહેલી જોઇને પોતે પણ ઉઠીને ઊભો થયો.

રંગિલી બોલી: “તમારા ગુરૂએ તમારૂં ઘર તો ભાંગ્યું, હવે તમે શું કરશો?”

સુંદરે ઉદાસ ભાવે કહ્યું: “ગુરૂની કૃપાથી જે નસીબમાં લખ્યું હશે, તે થશે.”

રંગિલી—“તમારા ગુરૂની કૃપાથી તો હવે તમારા નસીબમાં માથે મુંડન કરાવી ને નાક–કાન કપાવવાનું બાકી રહ્યું છે.”

સુંદર—“નસીબમાં તેમ લખ્યું હશે, તો તેમ પણ થશે.”

રંગિલી—“તમારા શરીરમાં જોઇએ તેટલી શક્તિ છે, મગજમાં

બુદ્ધિ પણ છે અને મુખપર કાંઈક તેજ પણ છે, તેથી તમારી પોતાની શક્તિથી જ સુખ અને સન્માન તમે મેળવી શકો તેમ છે, છતાં એ છોડીને ગુરુની કૃપા મેળવવા માટે તમે આ દુઃખ શામાટે સહન કરો છો?"

સુંદર—"નસીબમાં ગમે તે લખ્યું હોય, પરન્તુ મને તો અભ્યાસ પડી ગયો છે તે ગુરુની કૃપા સિવાય બીજું કશું સારૂં લાગતું નથી."

રંગિલી—"તમારો એ જુનો અભ્યાસ છોડી દ્યો અને નવો અભ્યાસ શરૂ કરો; એમાં તમને વધારે મીઠાશ લાગશે."

સુંદર—"એ નવો અભ્યાસ શરૂ કરવામાં મને કોણ સહાય કરે તેમ છે?"

રંગિલી—"જો તમારી ઇચ્છા હોય, તો સહાય કરનારા લોક પણ છે."

સુંદર—"એ લોક તે તારા એ મનહરલાલ અને માણેકલાલ કે બીજા કોઈ?"

રંગિલી—"સહાય કરનારા તો તેઓ જ છે. તેમના સિવાય બીજાની પાસે જશો તો તમને મારીને કાઢી મૂકશે."

સુંદર—"એ તારા માણેકલાલ અને મનહરલાલ જ મને મારીને કાઢી મૂકશે તો? કારણકે મેં એમનું કેટલું બધું અહિત કર્યું છે, તે તું જાણે છે?"

રંગિલી—"એ સંન્યાસીના ચેલા બનીને તમે કદાચ એવું દુષ્ટ કાર્ય કર્યું હશે, પરન્તુ હવે ક્યાં કરવું છે?"

સુંદર—"પણ કેટલું બધું મેં તેમનું અહિત કર્યું છે. તે તું જાણે છે? સંન્યાસીના હુકમથી એ તારા માણેકલાલનું ખૂન કરવાને હું તૈયાર થયો હતો. ફક્ત લાગ ફાવ્યો નહિ, એટલે હું તેમનું ખૂન કરી શક્યો નથી, નહિતો—"

એ સાંભળીને રંગિલી વચમાં બોલી ઉઠી: "અરર! કેવી સત્યાનાશની વાત! તમારો એ ગુરૂ માણસ કે રાક્ષસ?"

સુંદર—"તે તો રાક્ષસ, પરન્તુ તેની સાથે હું પણ નાનો રાક્ષસ. મને તું પાછો લેઈ જવા આવી છે, તેથી શું તને ભય ઉત્પન્ન થતો નથી?"

રંગિલી—"ના, રાક્ષસની સાથે રહીને તમે રાક્ષસ થયા હતા, પરન્તુ મનુષ્યની સાથે રહીને તમે મનુષ્ય થશો. તો પછી મનુષ્યની સાથે રહેવામાં હું શાનો ભય પામુ?"

સુંદર—"અને કદાચ હું મનુષ્ય ન થાઉં તો?"

રંગિલી—"તોપણ હું ભય નહિ પામુ, કારણકે તમે મારે માટે જે કર્યું છે, તેથી હવે વિશેષ શું કરવાના હતા? એકલી અનાથ સ્ત્રી હું-તેને તમે સ્વામી થઇને સર્વસ્વ લેઈ લઇને પરદેશમાં-રસ્તામાં એકલી રખડતી મૂકીને ચાલ્યા ગયા, એથી વિશેષ બીજું કયું દુઃખ હોઈ શકે? એ તો

આરાં ભાગ્ય સારાં કે જેથી આવી વૈકુંઠની લક્ષ્મીના જેવી કામંદકીનો મને આશ્રય મળી આવ્યો. જો તેમનો આશ્રય મને ન મળ્યો હોત, તો હું ભુંડે હાલે રખડતી હોત અને આજે જેમ તમારી સામે આવીને ઊભી છું, તેમ આવીને મુખ ઉંચું કરીને ઊભી રહી શકત નહિ."

સુંદરે કહ્યું: "રંગિલી! હવે એ વાત ઉચ્ચાર નહિ. મેં જે કર્યું છે, તે મનુષ્યનું કાર્ય નથી–પિશાચનું કાર્ય છે. એવો પિશાચ હું છું. છતાં શું તું મારા ઉપર મમતા રાખે છે? શું તું મને તારો પોતાનો કરીને બોલાવવા આવી છે?"

"હા, તમારા પર મારી સંપૂર્ણ મમતા છે અને એટલા માટે જ હું તમને લેવાને આવી છું. નહિતો હું શામાટે આવું?" એટલું બોલતાં રંગિલીની આંખોમાંથી અશ્રુબિંદુઓ ટપકવા લાગ્યાં.

સુંદરે કહ્યું: "રંગિલી! મેં આ રસ્તો ગ્રહણ કર્યો છે, પરન્તુ તે મને હવે સારો લાગતો નથી. જો કોઈ સારા લોકોનો આશ્રય મળે તો મનુષ્યની માફક સંસારી બનીને જીંદગી ગુજારવાનો મારો વિચાર છે. પરન્તુ આ લોકો મને આશ્રય આપશે?"

"હા જરૂર આપશે."

"માણેકલાલનું ખૂન કરવાને હું તૈયાર થયો હતો, એ વાત તેમના જાણવામાં આવી, તોપણ શું તેઓ મને આશ્રય આપશે?"

"હા, તોપણ આપશે. સંન્યાસીના ચેલા તમે થયા, તેથી તમે જાણી શકો નહિ, કે તેઓ કેટલું બધું કરી શકે છે. તમે એટલું ધ્યાનમાં રાખજો કે મનુષ્યો બધા રાક્ષસ હોતા નથી–દેવતાઓ પણ અનેક છે."

"હા, દેવતાઓ પણ છે; નહિ કેમ? તું પણ તેઓમાંની એક દેવી જ છે." એમ કહીને સુંદરે રંગિલીનો હાથ પકડ્યો. રંગિલી પોતાનો હાથ છોડાવી લઇને એકદમ ઉતાવળે પગલે બહાર ચાલી ગઈ. પુનઃ તે પાછી ફરીને બારણાની પાસે આવીને બોલી: "ધ્યાનમાં રાખજો હો–ભૂલતા નહિ. હવે ન્હાસી જશો નહિ, હું તેમને તે વાત કહીશ."

એમ કહીને રંગિલી ચાલી ગઈ.

## પ્રકરણ ૪૭ મું.

### કાશી–પ્રયાણ.

બીજે દિવસે વિમળા પોતાના પતિની સાથે કાશીએ જવાને તૈયાર થઇ. રામશંકરજી પંડ્યા, મનહરલાલ અને માણેકલાલ એ ત્રણે જણ પણ મને કાશીસુધી સુખરૂપ પહોંચાડવા સારૂ સાથે જવા તૈયાર થયા. આ–

નંદાશ્રમના આંગણામાં વિમળાને વળાવવા માટે સઘળાં એકત્ર થયાં. સઘળાંની આંખોમાંથી અશ્રુબિંદુઓ ટપકવા લાગ્યાં. માણેકલાલ તેની માતાને પકડી રાખીને બહુ રડવા લાગ્યો અને કાશીએ નહિ જવા દેવા માટે પ્રયત્ન કરવા લાગ્યો.

વિમળાએ કહ્યું: "બેટા માણેકલાલ, હજી પણ તું મને કેમ રોકી રાખે છે? તારા પિતાનો સાગ કરીને હું અહીં રહી શકીશ નહિ. મારે તેમની સાથે અવસ્ય જવું જ જોઇએ. જો હું તેમનો ત્યાગ કરીને અહીં રહી શકું તેમ હોય તો તને આટલું કહેવું પણ ન પડે. તારાથી મારે શું વધારે છે, બેટા? અનેક કષ્ટો વેઠી મેં તને મોટો કર્યો છે, હવે તું ઉંમરલાયક થયો છે અને આવી લક્ષ્મીના જેવી વહુ ઘરમાં આવી છે. અનેક દુઃખો સહન કર્યાં તે પછી હવે ખરૂં સુખ લેવાનો સમય આવ્યો છે, તે છોડીને કાશીએ જતાં મને શું સારૂં લાગતું હશે? પરન્તુ શું કરૂં બેટા? મારે તારા પિતાની સાથે જવું જોઇએ. સંસારનું સઘળું સુખ અને સઘળા સુખની આશા છોડીને, તથા બધું દુઃખ હૃદયમાં દબાવી દઇને મારે તેમની સાથે જવું જ જોઇએ."

માણેકલાલે કહ્યું: "તમારે શામાટે જવું જોઇએ મા? મારા પિતાને સમજાવીને અહીં રાખો તો?"

વિમળા બોલી: "બેટા, તારા પિતાને મેં ઘણુંએ સમજાવ્યું, પરન્તુ તે કોઇ પણ રીતે અહીં રહેવાને સંમત થતા નથી. તારા પિતાનું હૃદય પાષાણ કરતાં પણ વધારે કઠિન છે, તે શી રીતે ગળે?"

"તો તેમને એકલાને જવા દો, તમે શા સારૂ તેમની સાથે જાઓ છો? તે કોઈ દિવસ તમારા થયા નથી અને થવાના પણ નથી, તો પછી તમારે એમની સાથે જઇને શામાટે દુઃખ સહન કરવું પડે? તે હજી પણ તમને ચાહતા તો નથી."

વિમળાએ કહ્યું: "બેટા, એવું તું કેમ બોલે છે? તે મને ચાહે કે ન ચાહે; તોપણ મારાથી તેમને તરછોડાય નહિ! મને તે ભલે પગે ઠેલે, પણ મારાથી તેમને કેમ છોડાય? આ જગતમાં એમનું કોઇ નથી, તેમણે કોઇને પોતાનું કર્યું નથી; તો પછી પારકાની માફક મારાથી તેમને કેમ દુઃખી થવા દેવાય?"

રામશંકર પંડ્યાએ કહ્યું: "માણેકલાલ! સ્ત્રીનું જે મુખ્ય કર્તવ્ય છે અને પતિવ્રતા સ્ત્રીનો જે મુખ્ય ધર્મ છે, તે કર્તવ્ય અને તે ધર્મનું પાલન કરવામાં તું તારી માને કેમ અડચણ કરે છે? તે ધર્મનું પાલન કરવામાં તારી માતાને જેટલું કષ્ટ પડશે, તે બધું કષ્ટ ધર્મના બળ વડે તે સહન કરી શકશે. તમે બધાં રડો છો શામાટે? વિમળાને

એ દુઃખ અને એ લાંછનને તારે દુઃખ ગણવું જોઇએ નહિ, પરન્તુ ગૌરવ ગણવું જોઇએ. બિલકુલ રડ્યા વિના હસતાં હસતાં ગૌરવથી વિમળાનો જયજયકાર બોલીને આજ તેમને તમે રજા આપો. જાઓ દીકરી વિમળા, સતીત્વના ગૌરવમાં આજ તમે સતી સીતા અને સાવિત્રીને પણ હરાવ્યાં છે. જાઓ બેટા, કાશીમાં–જગદંબાની પવિત્ર ભૂમિમાં પૂર્ણ ભાવથી તમે પતિસેવા કરો. જાઓ. આખા જગતના લોકો તમારો જયજયકાર બોલશે!"

નર્મદાએ કહ્યું: "જાઓ વિમળા બ્હેન, સતી લક્ષ્મીનાં જેવાં તમે તમારા સ્વામીની સાથે જઇને સ્વામીની સેવા કરો. મા ભગવતીની કૃપાથી કાશીમાં અધમ ઉદ્ધારિણી ગંગાને તીરે સ્વામીના ચરણમાં મસ્તક રાખીને હસતાં હસતાં તમે સ્વર્ગમાં સીધાવો. સ્વર્ગમાં પણ તમારો જયજયકાર થાઓ."

કમળા બોલી: "વિમળા! તમે સાધ્વી સતી અને હું મહાપાતકી. મારા પતિ મરી ગયા તોપણ હું હજી સંસારમાં પડી રહી છું. તમે મોટાં ભાગ્યવાન કે તમારા પતિના ચરણમાં મસ્તક રાખીને તમે સ્વર્ગે સીધાવશો!"

વિમળાએ રામશંકર પંડ્યા તથા કમળાને પ્રણામ કરીને તેમનો શુભ આશાર્વાદ મસ્તકે ચઢાવ્યો. પછી નર્મદાનો હાથ પકડીને તે બોલી: "બ્હેન નર્મદા, તમારી પ્રાર્થના પરમાત્મા પૂરી કરશે. કાશીમાં ગંગાતીરે તેમના ચરણમાં મસ્તક રાખીને હું સ્વર્ગમાં સીધાવીશ. પરન્તુ બ્હેન, મારા માણેકલાલને હું તમને સોપું છું. તમે જેવી રીતે યશોદાની મા, તેવી રીતે માણેકલાલની પણ મા છો. બેટા માણેકલાલ, તું મને મા જાણીશ નહિ, પરન્તુ આ નર્મદાને તારી મા જાણજે."

બોલતાં બોલતાં વિમળાનો કંઠ રૂંધાઇ ગયો. વસ્ત્રના છેડામાં મુખ ઢાંકીને તે રડી પડી. માણેકલાલ પણ માતાને પકડી રાખીને પુનઃ મોટેથી રડવા લાગ્યો.

વિમળા અશ્રુપૂર્ણ નેત્રે માણેકલાલને હૃદય સાથે ચાંપીને તેનાં અશ્રુબિંદુઓ લૂછતી લૂછતી બોલી: "બેટા માણેકલાલ, મારા સોનાના ચાંદ, હવે તું રડવું બંધ કર. તું જ્યાંસુધી આવી રીતે રડ્યા કરીશ, ત્યાંસુધી હું જઇ શકીશ નહિ. બેટા, તારાવડે હું મુખ ઉંચું કરીને સર્વત્ર હરીફરી શકું છું, તે આજે તું મને કલંકિની બનાવવાને ઇચ્છે છે? રડ નહિ, બેટા; જોર કરીને તારા હૃદયને બાંધી રાખ. હું મરી જઉં, તો તારે સહન કરીને બેસી રહેવું જોઇએને! તેવી રીતે આજે જ હું ખરેખર મરી ગઈ છું, એમ તું માની લે."

માણેકલાલે કહ્યું: "તમે મરી જાઓ તે હું સહન કરી શકું. સ્વર્ગમાં

તમે સુખી છો, એમ ધારીને દુઃખને પણ હું સુખ માની લઉં. પરન્તુ આ તમે ક્યાં જાઓ છો ? શા કારણથી તમે આ દુઃખમાં, લાંછનમય અપમાનમાં, આ હળાહળ ઝેરના સાગરમાં મને ડુબાવીને ચાલ્યાં જાઓ છો ?"

વિમળાએ અત્યંત ધીમેથી ઉત્તર આપ્યો: "બેટા, તારા પિતાની હું દાસી છું. તેમને મને દુઃખ દેવાનો અધિકાર છે, તે ભલે મને દુઃખ આપે. મારૂં લાંછનમય અપમાન કરવાનો તેમને અધિકાર છે, તે ભલે અપમાન કરે. બેટા, તું તેમને શું કરવાનો હતો ?"

માણેકલાલે ઉત્તર આપ્યો: "તમે મારી મા છો તેથી તમને આવી રીતે દુઃખ આપે અને આવી રીતે તમારૂં લાંછનમય અપમાન કરે તો મારા પિતાને તે બાબતમાં પ્રતિકાર કરવાનો શું મારો અધિકાર નહિ ?"

"ના બેટા, તેમના પર તારો અથવા મારો-કોઈનો અધિકાર હોઈ શકે નહિ."



"કેમ મા ? તો પછી તમારા પુત્ર તરીકે મેં શું વૃથા જન્મ ધારણ કર્યો ?"

"બેટા, મનુષ્ય થઈને મારૂં મુખ ઉજ્જ્વલ કર. આજસુધી તેં મારૂં મુખ ઉજ્જ્વલ કર્યું છે અને અત્યારે પણ તેમ જ કર, પુત્ર થઈને મારા ધર્મના કાર્યમાં સહાય કર, પરન્તુ અન્તરાય કર નહિ. તેમ કરવામાં મને અથવા તને દુઃખ પડે, તો તેથી તું પાછો હઠ નહિ."

માણેકલાલ એ સાંભળીને ગંભીર વિચારમાં પડી ગયો. કેટલીક ક્ષણ પછી મુખ ઉંચું કરીને બોલ્યો: "જાઓ મા, હવે તમને જવાની ના નહિ કહું. જેટલું દુઃખ પડે તેટલું સહન કરીશ, પરન્તુ પુત્ર થઈને તમારા ધર્મના કાર્યમાં હું અડચણ નહિ કરૂં ! જો તમે દુઃખ સહન કરી શકશો, તો હું પણ તમારો પુત્ર છું, તેથી સઘળું દુઃખ સહન કરી શકીશ."

પછી મનહરલાલ, નર્મદા, યશોદા, કામંદકી, રંગિલી, હીરાલાલ એ સઘળાંએ એક પછી એક આગળ આવીને વિમળાને પગે લાગીને તેમનો આશીર્વાદ મસ્તકે ચડાવ્યો.

વિમળાએ કહ્યું: "તમે સઘળાં સુખ અને દુઃખમાં મનુષ્ય થઈને મનુષ્યધર્મનું યથાર્થ પાલન કરજો, મનુષ્યજન્મનું સાર્થક કરજો અને મનુષ્યના નામનું ગૌરવ રાખજો. દુર્ગા માતા નક્કી તમારૂં સદૈવ મંગળ કરશે !"



# લોકપ્રિય વૈદ્યક પુસ્તકો.

**બિનજરૂરી ખર્ચો બચાવી નીચલાં પુસ્તકો તમારાં ઘરમાં જરૂર રાખો.**

**ઘરવૈદું**—(છઠ્ઠી આવૃત્તિ ખલાસ થવા આવી છે.) વૈદકનો સંપૂર્ણ અને વૈદ્ય ડાક્ટરની ગરજ સારનારો સચિત્ર સર્વોપયોગી ગ્રંથ. રૂ. ૬

**સારી સંતતિ**—(આવૃત્તિ ૩ જી) સુંદર, સુદૃઢ, સદાચારી બાળકો ઉત્પન્ન કરવાનું શાસ્ત્ર, પરણેલાંએ જરૂર વાંચવું. રૂ. ૨—૦—૦

**ધાત્રીશિક્ષા**—(બીજી આવૃત્તિ) ગર્ભાવસ્થા, પ્રસવ, સુવાવડ અને બાળઉછેર સબંધી જાણવાની અને પાળવાની બાબતો સમજાવેલી છે. રૂ. ૨

**રોગીપરિચર્યા**—દરદીની સારવાર અને માંદાની માવજતનું સંપૂર્ણ જ્ઞાન આપનાર. દરેક કુટુંબમાં ખાસ રાખવાલાયક પુસ્તક. રૂ. ૨—૦—૦

**બાળકોનો વૈદ્ય**—બાળકોને કેમ ઉછેરવાં, તેમના જુદાં જુદાં દરદો અને ઉપાયો વિગેરે બાબતો આ પુસ્તકમાં વીસ્તારથી સમજાવેલી છે. રૂ. ૨

**યુવાવસ્થાનો શિક્ષક**—નીતિ તથા સદાચારનું ઉચું શાસ્ત્ર તથા સંસાર સાગરની દીવાદાંડી સમાન વાંચનારને ઉંચી ભુમિકામાં લઇ જનારો આ ગ્રંથ દરેક યુવાન સ્ત્રી પુરૂષે અવસ્ય વાંચવો. રૂ. ૧—૮—૦

**નિર્બળતા**—નિર્બળતા સંબંધી ફેલાયલી ગેરસમજુતીઓ અને જુવાનોની મૂર્ખાઇઓ—ભૂલો સમજાવનાર તથા ઉપાયો બતાવનાર પુસ્તક. રૂ. ૦—૮—૦

**વાજીકરકલ્પતરૂ**—(ત્રીજી આવૃત્તિ) પુરૂષત્વ અને સ્ત્રીત્વ પ્રાપ્ત કરાવવા કુદરતી, તેમજ ઔષધના ઉત્તમ નિર્ભય ઉપાયો. રૂ. ૦—૬—૦

**બ્રહ્મચર્ય**—બ્રહ્મચર્યપર જીવનનો અને જીંદગીની ફતેહનો આધાર છે અને તે કેમ પાળી શકાય તે આ પુસ્તકમાં સમજાવેલું છે. રૂ. ૦—૪—૦

**સાસરે જતી પુત્રીને માની શિખામણ**—કન્યાશાળાઓમાં, ગરબામાં અને હરેક શુભ પ્રસંગે લ્હાણી કરવા જેવું આ પુસ્તક છે. (લ્હાણી કરવા માટે ૧૦૦ નકલ સામટી લેનારને અરધી કીંમતે મળશે.) ૦—૧—૬

**ખાનપાન**—ભા. ૧—૨—આપણામાં ખોરાક સંબંધી ઘોર અજ્ઞાન હોવાથી ખોરાક કેમ, ક્યારે, કેવો અને કેટલો લેવો તે સમજાવનાર ગ્રંથ. રૂ. ૨

**જ્વરચિકિત્સા**—તમામ દરદોનો રાજા તાવ છે અને તાવના અનેક પ્રકારો અને ઇલાજો દેશી અને અંગ્રેજી પદ્ધતિથી બતાવવામાં આવ્યા છે. રૂ. ૨

**દિનચર્યા**—તંદુરસ્તી અને દીર્ઘાયુ માટે દરરોજ, દરેક ઋતુમાં અને દરેક અવસ્થામાં ધ્યાનમાં રાખવાની બાબતો અને આહાર વિહારમાં પાળવાના નિયમો વિગેરે ઘણી બાબતોથી આ પુસ્તક લોકપ્રિય થયું છે. રૂ. ૧—૪—૦

**આંખના સામાન્ય રોગો**—આંખના અનેક રોગો, કારણો અને ઉપાયોને લગતું આંખના ડાક્તરે જ લખેલું પુસ્તક. રૂ. ૧—૪—૦

**ગુજરાત આયુર્વેદિક ફાર્મસી—અમદાવાદ તથા મુંબાઇ નં. ૨**

# અનાથોના નાથ? નિરાધારોના આધાર?

# કંગાલોના બેલી? ડૂબતાંઓના તારણહાર

શ્રીમાનો તો થઇ શકે જ-તેઓ તો થવાના જ

પણ જીગરવાળાં સાધારણ સંપત્તિવાળાં પણ થઈ શકે છે.

## દેશસેવાનો અનન્ય માર્ગ,

## સખાવતોનો ઉત્તમ ઉપયોગ,

જોવો હોય તો કૃપા કરી એકજ વાર

# નડીયાદ હિન્દુ અનાથાશ્રમ

પર જિઘા કરી તેની મુલાકાત લ્યો,

કે તેનો વાર્ષિક રીપોર્ટ મંગાવો.

દેશનાં લાચાર અનાથ બાળકો માટે આપની ન્હાની મ્હોટી સખાવતો પ્રભૂ પ્રીત્યર્થે-પરભવના ભાથા માટે નીચેના મુકામે જરૂર મોકલો.

એક દિવસનું ખોરાકી-પોશાકીનું ખર્ચ રૂ. ૫૦) ઉપર થાય છે. ન્હાનાં મ્હોટાં ૧૫૦) ઉપર અનાથો પળાય છે. દરેક દાન લેવાય છે. વધુ વિગત માટે લખો-

## મંત્રી-હિન્દુ અનાથાશ્રમ, નડીઆદ.

# Thavarbhai Alibhai Rajkotwala.

**Manufacturers of Best Steel Trunks, Cash Box and Suit Case, Hat Box, Hand Bags, Locks of all kinds, and all sorts of tin ware. Special attention will be paid to up-country orders.**



**Workshop :-Chudi Ole.**
**Shop No. 5006,**
**Pankore Naka,**
**AHMEDABAD.**

## થાવરભાઈ અલીભાઈ રાજકોટવાલા.

પાનકોર નાકા દુ. નં. ૫૦૦૬,—**અમદાવાદ.**

હમારે ત્યાં લોખંડ તથા ગેલ્વેનાઇજના ટ્રંક, અનાજ ભરવાના નળા, હેટ બોકસ, અલીગઢનાં તાળાં, કેશ બોકસો, હેન્ડ બેગ, દફ્તર પાકીટ તથા શુટ કેસ, ટીનનો બનતો સામાન જેવો કે ચારણીઓ, ખડીઆ, સંચા વીગેરે જથાબંધ બનાવવામાં તથા વેચવામાં આવે છે. હમો ટ્રંકો બનાવવાના સ્પેશીઆલીસ્ટસ છીએ અને હમારે ત્યાંના ટ્રંકો બજારમાં મળતા બીજા ટ્રંકો કરતાં ઘણા મજબુત અને ટકાઉ હોય છે એટલુંજ નહિ પણ દેખાવમાં પણ ઘણા સુંદર હોય છે. તે ઉપરાંત ભાવમાં પણ કીફાયત છે. એક વાર ટ્રાયલ ઓર્ડર આપી ખાત્રી કરવા વિનંતી છે. બહાર ગામના ઓર્ડરો ઉપર પુરતું ધ્યાન આપવામાં આવે છે.

## અમારે ત્યાં આગમાં બળે નહીં, ચોરથી તુટે નહીં, ખરી ચાવી પારકા હાથે આવે તો તીજોરી ખુલી શકે નહીં, તેવી અખંડ પ્લેટની



# ફાયરપ્રુફ

# તીજોરીઓ

તથા

# કેશ બોક્સ

બનાવવામાં આવે છે. અમદાવાદમ[illegible] તીજો-
રીઓ મીલો, શરાફી પેઢીઓ, શેરબજારમાં તથા બીજી
ઘણી પેઢીઓમાં સારી માન પામી છે અને ઘણા
શેઠીઆઓ હમારી તીજોરીઓ લેવાની ભલામણ કરે
છે. અમારી તીજોરીઓમાં કોઈ પણ જાતનું મતભેદ
કામ કરવામાં આવ[illegible] કામ
અમારી જાતી દેખરે[illegible] પૂર્વક
કામ કરી આપવામાં આવે છે. એક જ વખત અમારા
શોરૂમમાં પધારી ખાત્રી કરવાથી પૂરતો સંતોષ થશે.

**ભાવતાલમાં ઘટાડો કરવામાં આવ્યો છે.**

બનાવનાર તથા વેચનાર:—

## મીસ્ત્રી ઉમેદરામ મગનલાલ,

પાનકોર નાકા, અમદાવાદ.